# ઇંગ્લાંડ અને હિન્દુસ્તાનનો
# ઇતિહાસ

મુંબઇ યુનિવર્સિટીના મેટ્રીક્યુલેશનના નવા અભ્યાસક્રમ પ્રમાણે ]

## વિભાગ ૨ જો.

લેખક

**ભાનુશંકર માનશંકર મહેતા બી. એ.**

ઇતિહાસ અને ભૂગોળના શિક્ષક,

સનાતન ધર્મ હાઈસ્કુલ : ભાવનગર.

પ્રકાશક

**ઠાકરલાલ કલ્યાણજી વોરા**

બુકસેલર એન્ડ પબ્લીશર,

રૂવાપરી ગેટ : ભાવનગર

કીંમત રૂા. ૧-૮-૦

# અનુક્રમણિકા.

## વિભાગ ૨ જો.

## હિન્દુસ્તાનનો ઇતિહાસ.

### ખંડ ૫ મો—હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઇતિહાસ.

# શુદ્ધિપત્ર

## વિભાગ ૧ લો.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૨ | વદિકકાળ | વૈદિકકાળ |
| ૪૫ | ૧૯ | Later Maurys | Later Mauryas |
| ૫૦ | ૩૮ | માર્ય વંશ | મૌર્ય વંશ |
| ૧૧૨ | ૧૬ | Bsbar's | Babar's |
| ૧૧૭ | ૧૭ | શેરખાના | શેરખાનના |
| ૧૨૬ | ૧૬ | ઝનાની | ઝનાનાની |
| ૧૩૪ | ૨૧ | (હ) | (જ) |
| ૧૩૬ | ૬ | Maharna Pratap | Maharana Pratap |
| ૧૫૪ | ૨૦ | Mognl | Mogul |
| ૧૬૩ | ૧૨ | Wsr wit hthe | War with the |
| ૧૮૧ | ૧૭ | Fsrukh | Farukh |
| ૨૩૪ | ૯ | મહારાજાની | મહારાજા સિંધીઆની |
| ૨૩૪ | ૧૦ | સિંધીઆમાં | માં |

# અભિપ્રાય પત્રિકા

છંદ હરિગિત.

ઇંગ્લાંડ હિન્દુસ્તાનનો ઇતિહાસ છે ઉત્તમ અતિ,
વર્ણાશ્રમો છે ચાર વેદો આદિ આર્યો સંસ્કૃતિ;
વીરયુગ રામાયણ મહાભારત કથા વિસ્તાર છે,
શ્રી બૌદ્ધ જૈન સુધર્મનો સમજણ ભરેલો સાર છે.

હિન્દુ અને મુસ્લીમમાં શુરવીર સમ્રાટો હતા,
ભયરહિત તે જય પામતા ભારત ભૂમિના ભોગતા;
ઇતિહાસ આ વિદ્યાર્થિઓને ખાસ છે ઉપયોગનો,
સમજાવનારો ગ્રંથ છે યુગ યુગ તણા સંયોગનો.

વસુધા તણી વિધવિધ વિગત નકશા થકી વરતાય છે,
વળિ શ્રેષ્ટ બંધારણ બધું બ્રીટીશનું વંચાય છે;
લેખક સનાતન તણા શિક્ષક ભલા ભાનુભાઈ છે,
તેમજ પ્રકાશક સુજ્ઞ સાકરલાલ જન સુખદાઈ છે.

શ્રી કૃષ્ન નૃપ અર્પણ કર્યાની સ્વીકારી છે માગણી,
વિદ્યાવૃદ્ધિમાં છે ઘણી પટણી અનંતની લાગણી;
પિંગલ કવિ અભિપ્રાય આપ્યો ગ્રંથ વાંચી પ્રેમથી,
શાણા સુજન સત્કારજો નિજ હૃદય સતવત નેમથી.

રાજ્યકવિ પિંગલસિંહ પાતાભાઈ,
ભાવનગર.

## વિભાગ ૨ જો.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૭ | ૧૧ | દ્વિરાજ પદ્ધતિ | દ્વિરાજપદ્ધતિ |
| ૮૨ | ૧૨ | પ્રકરણ ૧૬ મું | પ્રકરણ ૧૩ મું |
| ૧૧૧ | ૧ | પ્રકરણ ૧૮ મું | પ્રકરણ ૧૭ મું |
| ૧૩૬ | ૧ | XL | XXXIX |
| ૧૫૨ | ૫ | Powers | Power |
| ૨૧૭થી૩૪૫ | મથાળે | હિન્દુસ્નાનનો ઇતિહાસ | ઈંગ્લાંડનો ઇતિહાસ |
| ૨૮૬ | ૧ | ( બ ) | ( ઇ ) |
| ૨૮૭ | ૯ | ( ક ) | ( ફ ) |
| ૩૫૩ | ૮ | XE | XXX |
| ૩૫૩થી૩૫૬ | ૧૮થી | XLI–XLIII | XXXI–LIII |
| ૩૬૨ | ૯ | તેની જવાબદારી | તેમની જવાબદારી |
| ૩૬૮ | પછી મથાળે | હિન્દુસ્તાનનો ઇતિહાસ | બ્રિટીશ રાજ્યબંધારણ |

# વિભાગ ૨ જો

# હિન્દુસ્તાનનો ઇતિહાસ

## ખંડ ૫ મો.

## હિન્દુસ્તાનમાં અંગ્રેજીરાજ્યનો ઇતિહાસ.

### પ્રકરણ ૧ લું.

### (૧) હિન્દમાં પોર્ટુગીઝ સત્તાનો ઉદય અને નાશ.

**Rise and fall of the Partuguese power in India.**

(અ) પ્રાચીન સમયથી હિન્દ અને યુરોપના દેશો સાથે સારો વેપાર ચાલતો હતો. તે વેપારને માટે હિન્દુસ્તાનમાંથી કંદહાર થઇને ઇરાન, ત્યાંથી ઇરાક થઇને એશીઆમાઇનોર અને પેલેસ્ટાઇનના બંદરોએથી ઇટાલીનાં તે સમયનાં પ્રખ્યાત બંદરો વેનીસ અને જીનોઆનો માર્ગ ઘણો વપરાશમાં હતો. આ વેપાર આરબો અને મૂરલોકોના હાથમાં હતો. ઈ. સ. ૧૪૫૩ માં તુર્ક લોકોએ કોન્સ્ટાંટીનોપલ જીતી લીધું, તેથી યુરોપના વેપારનો તે માર્ગ બંધ થયો. આ કારણથી યુરોપની પ્રજાઓ

હિન્દ આવવાનો બીજો જળમાર્ગ શોધવા લાગી. ઈ. સ. ૧૪૯૮ માં પોર્ટુગીઝ નાવિક વાસ્કો–ડા–ગામા આફ્રિકાની પ્રદક્ષિણા કરીને હિન્દનાં કાલીકટ બંદરે આવી પહોંચ્યો. ત્યારપછી પોર્ટુગીઝ લોકોએ હિન્દ સાથે વેપાર કરવા માટે હિન્દના પશ્ચિમ કિનારા ઉપર અને ઈસ્ટ-ઈંડીઝના ટાપુઓમાં વેપારી અને લશ્કરી થાણાં નાંખ્યાં. તે વખતે હિન્દની પરિસ્થિતિ જોઇને તેઓએ હિન્દમાં રાજ્ય સ્થાપવાનું નક્કી કર્યું. અને ઇ. સ. ૧૫૦૫ માં પોર્ટુગાલના રાજાએ આલ્મેડા નામના બાહોશ સરદારને હિન્દ મોકલ્યો. તેણે દિવ પાસે ઇજીપ્ત અને ગુજરાતના કાફલાઓને હરાવ્યા. ( ઈ. સ. ૧૫૦૯ ). આલ્મેડા પછી આલ્બુકર્ક નામનો અમલદાર હિન્દમાં પોર્ટુગીઝ થાણાંઓના ગવર્નર તરીકે આવ્યો. તેણે ગોવા લઈને ત્યાં રાજધાની કરી, અને ત્યારપછી મલાક્કા લઇને ત્યાંનો વેપાર હાથ કર્યો. હિન્દમાં વિજયનગર, કોચીન વગેરે રાજ્યો સાથે સંધિ કરીને પોર્ટુગીઝ સત્તા મજબુત કરી. ઈ. સ. ૧૫૧૫માં તે મરી ગયો. તેનાં મરણ પછી પોર્ટુગીઝ લોકોએ દિવ, ખંભાત વગેરે સ્થળો જીતી લીધાં, અને બંગાળામાં પણ કોઠીઓ નાંખી અને લંકાનો ટાપુ સર કર્યો. પણ થોડા સમયમાં તેમની સત્તા નાશ પામી. અને હાલ હિન્દમાં દિવ, દમણ અને ગોવા એ ત્રણ થાણાંઓજ તેમનાં રહ્યાં છે.

**Causes of the Rise of the Partuguese power.**

**પોર્ટુગીઝ સત્તાના ઉદયનાં કારણોઃ**—પોર્ટુગીઝ સત્તાનો હિન્દમાં જલદીથી વિકાસ થયો તેનાં કારણો નીચે મુજબ છેઃ—(૧) તેમનું લશ્કર કવાયતી હતું, અને તેમનું તોપખાનું ઉંચા પ્રકારનું હતું. હિન્દમાં તેમની સામે થઈ શકે એવું કવાયતી લશ્કર અને તોપખાનું કોઈપણ રાજ્ય પાસે ન હતું. (૨) તે સમયે હિન્દમાં જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યો હતાં. અને તેમનામાં કુસંપ હતો. તેથી તેઓ એકત્ર થઈને પોર્ટુગીઝોની સામે થઈ શક્યાં નહિ. (૩) તેમના વેપારથી દેશી વેપારીઓને ફાયદો થતો હતો. (૪) તેમનામાં આલ્મેડા અને આલ્બુકર્ક જેવા બાહોશ અમલદારો હતા. (૫) વિજયનગર જેવાં બળવાન પાડોશી રાજ્ય સાથે તેઓએ મિત્રાચારી. રાખી હતી.

**Causes of the fall of the Portuguese power**

**પોર્ટુગીઝ સત્તાના નાશનાં કારણોઃ**-(૧) ઇ. સ. ૧૫૮૦ માં સ્પેન અને પોર્ટુગાલનાં રાજ્યો એક રાજાના છત્ર નીચે આવ્યાં, તે સમયે સ્પેનને ડચ લોકો સાથે ઘણા વર્ષો સુધી વિગ્રહ ચાલ્યો હતો. ડચ લોકોનું સમુદ્ર ઉપર ઘણું જોર હોવાથી તેઓએ પોર્ટુગાલ તાબેનાં એશીઆમાં આવેલાં ઘણાં થાણાં સર કર્યાં (૨) પોર્ટુગીઝ લોકો વેપાર અને ધર્મના ફેલાવા માટે ઘણી ચિંતા રાખતા, અને રાજકીય બાબતો ઉપર ઝાઝું ધ્યાન આપતા નહિ.

(૩) હિન્દમાં તેઓ લોકોને પરાણે ખ્રિસ્તી બનાવતા હતા. આ કારણથી હિંદના રાજાઓ અને પ્રજા તેમની વિરૂદ્ધ થઇ ગયાં. (૪) ધર્મને નામે તેઓએ ઘણો જુલમ કર્યો. (૫) સ્પેનનો દરિયાઈ યુદ્ધમાં અંગ્રેજોએ પરાજય કર્યા પછી ડચ લોકો અને અંગ્રેજો હિન્દમાં વેપાર કરવા માટે આવવા લાગ્યા. તેમની સામે પોર્ટુગીઝ લોકો ટકી શકયા નહિ. (૬) ઇ. સ. ૧૫૬૫ દક્ષિણનાં વિજયનગરનાં હિંદુ રાજ્યનો તાલીકોટના યુદ્ધમાં વિનાશ થયો, તેથી પોર્ટુગીઝ લોકોનો તે રાજ્ય સાથેનો વેપાર પડી ભાંગ્યો. (૭) મુસલમાનો તેમના કટ્ટા શત્રુઓ હતા. તેમના અને મરાઠાઓના હુમલા સામે તેઓ ટકી શકયા નહિ. આ કારણોથી હિંદમાં તેમની સત્તાનો નાશ થયો.

## (૨) ડચ લોકો, ડેઇનો અને ફ્રેંચો.

**The Dutch, Dane and French Companies in India.**

હિન્દનો વેપાર પોર્ટુગીઝ લોકોના હાથમાં ગયેલો જોઈ ને યુરોપની બીજી પ્રજાઓને તેમની ઇર્ષ્યા આવી. તેઓએ પણ હિન્દમાં વેપાર કરવા માટે વેપારી કંપનીઓ સ્થાપી, અને હિંદમાં આવીને વેપાર કરવા લાગ્યા. અંગ્રેજો સિવાય એવા વેપાર કરવા માટે આવેલા ડચ લોકો, ડેઇનો અને ફ્રેંચ લોકો હતા. તેમની કંપનીઓનો સંક્ષિપ્ત ઇતિહાસ નીચે મુજબ છેઃ—

(a) The Dutch factories.

(અ) ઈ. સ. ૧૬૦૨ માં ડચ લોકોએ હિન્દ સાથે વેપાર કરવા માટે એક વેપારી કંપની સ્થાપી. શરૂઆતમાં તેઓએ બેટીવીઆ, મલાક્કા અને લંકા પોર્ટુગીઝો પાસેથી જીતી લીધા, અને હિન્દમાં મદ્રાસ કિનારે પુલીકટ અને નેગાપટ્ટમમાં, પશ્ચિમ કિનારે સુરત, ભરૂચ અને કોચીનમાં અને બંગાળામાં ચિનસુરામાં વેપારની કોઠીઓ નાંખી. પણ ડચ લોકોનો વેપાર પડી ભાંગ્યો, અને તેમનાં થાણાં અંગ્રેજોએ જીતી લીધાં.

(b) The Danish Factories.

(બ) ઇ. સ. ૧૬૩૬ માં ડેન્માર્કના લોકોએ હિંદ સાથે વેપાર કરવા માટે કંપની સ્થાપી, અને ત્રાંકીબાર અને સિરામપોરમાં કોઠીઓ કરી. પણ થોડા સમયમાં અંગ્રેજોએ તેમનાં થાણાં કબજે કર્યાં.

(ક) ફ્રેંચ લોકોએ ઇ. સ. ૧૬૬૪ માં હિંદ સાથે વેપાર કરવા માટે એક કંપની સ્થાપી. અને શરૂઆતમાં પૂર્વ કિનારા ઉપર સેન થોમે અને મસુલીપટ્ટમમાં, અને ત્યારબાદ પોંડીચેરીમાં કોઠીઓ નાંખી. પશ્ચિમ કિનારે સુરત, ભરૂચ વિગેરે સ્થળોએ અને બંગાળામાં ચંદ્રનગરમાં કોઠીઓ કરી. તેઓ સાહસિક અને બહાદુર હતા. અને તેમના ગવર્નરો બાહોશ હોવાથી તેઓ દક્ષિણમાં પોતાનો વેપાર અને લાગવગ ઘણી વધારી શકયા. તેથી

તેમને અંગ્રેજો સાથે જબરી હરીફાઈ ચાલી, અને તેમના વચ્ચે વિગ્રહો થયા, જેને પરિણામે તેમની સત્તા હિંદમાંથી નાશ પામી. હાલ માત્ર પોંડીચેરી, કારીકલ, માહે, અને ચંદ્રનગરમાં તેમના થાણાં રહ્યાં છે.

**Albuquerque.**

(૩) આલ્બુકર્ક:–આલ્ફોન્સો આલ્બુકર્કનો જન્મ ઇ. સ. ૧૪૫૩ માં થયો હતો. તે ઘણો બાહોશ અને શુરવીર હતો. તેની સેવાઓના બદલામાં પોર્ટુગાલના રાજાએ તેને હિન્દમાં પોર્ટુગીઝ થાણાંઓનો ગવર્નર બનાવ્યો. તે ઈ. સ. ૧૫૦૯માં હિન્દમાં આવ્યો. તેણે ગોવા, મલાક્કા, ઓર્મઝ, એડન અને લંકા જીતી લીધાં. અને તુર્ક, બિજાપુર અને ઇજીપ્તનાં લશ્કરને હરાવી હાંકી કાઢયાં. તેણે વિજયનગર, કોચીન વગેરે પાડોશી રાજ્યો સાથે મિત્રાચારી કરીને પોર્ટુગીઝ વેપાર વધાર્યો. તેણે હિન્દમાં આવીને પોર્ટુગીઝ સત્તાનું સૂત્ર ફેરવી નાંખ્યું અને નવી રાજનીતિ ગ્રહણ કરી:–(૧) વેપાર માટે મુખ્ય મથકો સ્થાપવાં, અને ત્યાં પોર્ટુગીઝો અને દેશી લોકોનાં પરસ્પર લગ્નો કરાવી એ સ્થાનોમાં વર્ણસંકર પ્રજા વસાવવી. (૨) બચાવ માટે કિલ્લાઓ બાંધવા. (૩) પાડોશી રાજ્યોને મિત્ર અથવા તાબેદાર બનાવવા. (૪) જીતેલા મુલકનો સારો બંદોબસ્ત કરવો. (૫) દેશીઓને કવાયત શીખવી સિપાઇઓ તરીકે તૈયાર કરવા. (૬) હિન્દનો પરદેશ સાથેનો વેપાર

પોતાના હાથમાં લેવો. (૬) પોર્ટુગીઝ સંસ્થાનોમાં વસતી પ્રજાઓને ગમે તે પ્રકારે ખ્રિસ્તી બનાવવી. આલ્બુકર્કે ઘણી સખ્તાઇથી રાજ્ય કર્યું હતું. અને દેશીઓ ઉપર ઘણો જુલમ કર્યો હતો. તે ઈ. સ. ૧૫૧૫ માં મરી ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### ઈસ્ટ ઇંડીઆ કમ્પની.

**East India Company and its factories.**

(અ) **વેપારી થાણાં**:—ઈ. સ. ૧૫૮૮ માં અંગ્રેજ લોકોએ સ્પેનના આર્મેડાનો પરાજય કર્યો, અને સ્પેનની સમુદ્ર ઉપરની સત્તા નાશ કરી નાંખી. ત્યારપછી તેઓએ પોર્ટુગીઝ લોકોની માફક હિન્દ સાથે વેપાર કરવાનો નિશ્ચય કર્યો. તેથી ઇ. સ. ૧૬૦૦ માં તેઓએ હિન્દ સાથે વેપાર કરવા માટે ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની સ્થાપી, અને રાણીએ એલીઝાબેથ પાસેથી પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવાનો ઈજારો લીધો. શરૂઆતમાં તેમને પોર્ટુગીઝો અને ડચ લોકોથી ડરીને ચાલવું પડતું. તેઓએ ઈ. સ. ૧૬૧૧ માં પ્રથમ મસુલીપટ્ટમમાં, અને ઈ. સ. ૧૬૧૨ માં સુરતમાં કોઠીઓ નાંખી. તેજ વર્ષમાં તેઓએ તાપી નદીનાં મુખ પાસે પોર્ટુગીઝ કાફલાને હરાવ્યો. ઇ. સ. ૧૬૧૫માં સર ટોમસ રો બાદશાહ જહાંગીરના દરબારમાં આવ્યો.

ઈ. સ. ૧૬૨૨માં તેઓએ ઓર્મઝ લીધું પણ શરૂઆતમાં તેઓએ ઈસ્ટ ઇન્ડીઝ ટાપુઓમાં ડચ લોકોની માફક વેપારી થાણાંઓ નાંખ્યાં હતાં; પરંતુ ઇ. સ. ૧૬૨૩ માં આમ્બોઈનાના બેટમાં ડચ લોકોએ કેટલાક અંગ્રેજોની કતલ કરી, તેથી તેઓએ હવે હિન્દુસ્તાન ઉપર જ લક્ષ આપ્યું. ઇ. સ. ૧૬૨૫ માં બંગાળામાં ચાર ગામમાં કોઠી કરી, અને ઈ. સ. ૧૬૩૯ માં ચંદ્રગિરિના રાજા પાસેથી જમીન વેચાતી લઈને ત્યાં મદ્રાસ વસાવ્યું. ઈ. સ. ૧૬૫૦ માં શાહજહાં બાદશાહ પાસે વેપારના હક્કો લઈને હુગલી નદી ઉપર અને કાસીમબજારમાં કોઠીઓ કરી. ઈ. સ. ૧૬૬૯માં ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ પાસેથી મુંબઈબેટ મળ્યો. ઈ. સ. ૧૬૯૦ માં કલકત્તા વસાવ્યું, અને ત્યાં મુખ્ય વેપારનું મથક રાખ્યું.

**Difficulties of the East India Company.**

**(બ) ઈસ્ટ ઈંડીઆ કંપનીની મુશ્કેલીઓઃ**– શરૂઆતમાં ઇંગ્લીશ ઈસ્ટ ઈંડીઆ કમ્પનીને ઘણી મુશ્કેલીઓ ઓળંગવાની હતી. તેઓ હિન્દમાં વેપાર કરવા માટે આવ્યા, ત્યારે પોર્ટુગીઝો અને ડચલોકોએ તેમની અગાઉ વેપારી થાણાંઓ નાંખી દીધાં હતાં, અને તેમનો વેપાર ધમધોકાર ચાલતો હતો. પોર્ટુગીઝ લોકો નબળા પડી ગયા હતા. અંગ્રેજોને આ બન્ને પ્રજાઓ સાથે વેપારની હરીફાઈમાં ઉતરવું પડયું. પરંતુ તેઓએ ધીમે ધીમે પોતાનો વેપાર વધાર્યો, અને દેશના જુદા જુદા

ભાગોમાં વેપારી થાણુંઓ નાંખ્યાં. પોર્ટુગીઝોને તાપી નદીનાં મુખ પાસે હરાવ્યા, અને ડચ લોકોનાં થાણાં પણ એક પછી એક કબજે કર્યાં. આ ઉપરાંત ફ્રેંચ લોકોએ પણ દક્ષિણ હિન્દમાં પોતાનો વેપાર અને લાગવગ વધારી હતી, તેથી તેમની સાથે પણ અંગ્રેજોને અથડામણી થઈ, અને પરિણામે હિન્દમાંથી તેમની સત્તાનો નાશ કર્યો. જ્યારે તેઓનો વેપાર વધ્યો, ત્યારે ઈંગ્લાંડમાં તે વેપારમાં ભાગ પડાવવા માટે બીજી વેપારી કમ્પનીઓ ઉભી થઈ. આ કમ્પનીઓ અને ઇંગ્લીશ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની વચ્ચે વેપારની જબરી હરીફાઇ ચાલી. પણ છેવટે ઈંગ્લાંડની સરકારે વચમાં પડીને બધી અંગ્રેજ કમ્પનીઓને એકત્ર કરી અને તેનું નામ "યુનાઇટેડ ઈસ્ટ ઇન્ડીઆ કમ્પની" રાખ્યું. ત્યારબાદ આ કમ્પની અને યુરોપની પ્રજાની વેપારની હરીફાઈ બંધ પડી.

**Constitution of the East India Company..**

**(ક) ઈસ્ટ ઈંડીયા કમ્પનીનું બંધારણઃ—**ઈસ્ટ ઇંડીઆ કમ્પનીનો વહીવટ ઈંગ્લાંડમાં બે સંસ્થાઓ કરતી હતી. તે કમ્પનીમાં શેર ધરાવનારાઓ "પ્રોપ્રાયટર્સ" કહેવાતા, અને દરવર્ષે તેઓની જે સભા ભરવામાં આવતી તેને "પ્રોપ્રાયટર્સ કોર્ટ" નામ આપવામાં આવ્યું હતું. આ પ્રોપ્રાયટરોની કોર્ટ કમ્પનીના વેપારનો વાર્ષિક રીપોર્ટ અને હિસાબ તપાસતી, અને બીજાં વર્ષ માટે કમ્પનીનો વહીવટ કરવા માટે ૨૪ ડાયરેક્ટરોને ચુંટતી. આ ૨૪

ડાયરેક્ટરોની સમિતિ તે ડાયરેક્ટરોની કોર્ટ તરીકે ઓળખાતી. કમ્પનીનાં રોજનાં કામકાજ ઉપર દેખરેખ રાખવાનું કામ આ કોર્ટ કરતી. આ ઉપરાંત હિન્દમાં કરવામાં આવેલ વેપારી થાણાંઓને ત્રણ વિભાગમાં વ્હેંચી નાંખવામાં આવ્યાં હતાં: મુંબઈ, મદ્રાસ અને કલકત્તા. આ ત્રણે સ્થળોએ કમ્પની ત્રણ ગર્વનરો અને બારથી સોળ સભ્યોની કાઉન્સીલો નીમતી. દરેક વિભાગ અથવા ઈલાકાનો કારભાર આ મંડળ બહુમતિથી ચલાવતું. દરેક ઈલાકો ઈંગ્લાંડની ડાયરેક્ટરોની કોર્ટને જવાબદાર હતો. આ ઉપરાંત હિન્દમાં કમ્પનીના નોકરોના ચાર વર્ગ હતા. (૧) વેપારીઓ, (૨) સીનીયર ફેક્ટરો, (૩) ફેક્ટરો (૪) કારકુનો. મોટાં થાણાંઓમાં કોર્ટ ઓફ રીકવેસ્ટ અને બીજી ફોજદારી અદલતો દિવાની અને ફોજદારી કામોનો નિકાલ કરતી. શહેરોનો વહિવટ સ્થાનિક સુધરાઇઓ કરતી.

---

## પ્રકરણ ૩ જું.

### (૧) દક્ષિણ હિન્દમાં ફ્રેંચો અને અંગ્રેજો.

**Struggle for Supremacy between the French and the English in the Carnatic-**

### કર્ણાટકના વિગ્રહો.

દક્ષિણ હિંદમાં ફ્રેંચોએ અને અંગ્રેજોએ વેપારી

થાણાં નાંખ્યાં હતાં, અને તેમનો વેપાર સારો ચાલતો હતો. તેમની વચ્ચે જબરી હરીફાઇ ચાલતી હતી. ફ્રેંચો તો હિંદના દેશી રાજ્યોની તકરારમાં એક બીજાનો પક્ષ લઇને પોતાની સત્તા અને વેપાર વધાર્યે જતા હતા. તેમનો વિચાર હિંદમાંથી અંગ્રેજોને હાંકી કાઢીને હિંદમાં એક મોટું સામ્રાજ્ય સ્થાપવાનો હતો.

**(અ) પહેલો કર્ણાટક વિગ્રહ (ઈ સ. ૧૭૪૫ થી ૧૭૪૯).**

ઈ. હ. ૧૭૪૬ માં યુરોપમાં ઓસ્ટ્રિઆની ગાદીના વારસા માટે વિગ્રહ ચાલતો હતો. તે દરમિયાન અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વિગ્રહ શરૂ થયો. તેના છાંટા હિંદમાં ઉડ્યા. હિંદમાં પણ તેમની વચ્ચે લડાઈ શરૂ થઈ. ફ્રેંચોએ મદ્રાસ લીધું. પણ રૂ. ૪૪ લાખ આપવાની શરતે તે શહેર અંગ્રેજોને પાછું આપવાનું વચન આપ્યું. પણ ફ્રેંચ ગવર્નર ડુપ્લેને આ વાત ગમી નહિ, તેથી અગાઉથી નક્કી કર્યા મુજબ મદ્રાસ આર્કટના નવાબને આપી શકાયું નહિ. તેથી આર્કટના નવાબે મોટાં લશ્કર સાથે ફ્રેંચો ઉપર ચઢાઈ કરી. પણ સેન થોમે પાસે નાનાં કવાયતી ફ્રેંચ લશ્કરે તેને સખ્ત હાર ખવરાવી. ઇ.સ. ૧૭૪૮ માં યુરોપમાં ચાલતો વિગ્રહ એલાશાપેલની સંધિથી બંધ પડયો, એટલે હિન્દમાં તે પણ તે બંધ થયો, અને મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું.

**(બ) બીજો કર્ણાટકવિગ્રહ (ઇ.સ. ૧૭૫૦ થી ૧૭૫૫).**

કારણો:—ઈ. સ. ૧૭૪૮ માં નિઝામ-ઉલ-મુલ્ક

મરી ગયો. તેની પછી તેની ગાદીને માટે તેના બીજા દીકરા નાસિરજંગ અને દીકરીના દીકરા મુઝફ્ફરજંગ વચ્ચે તકરાર થઇ. મુઝફ્ફરજંગે ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેની મદદ માગી. ડુપ્લેએ તેને મદદ આપવાનું વચન આપ્યું. તેજ પ્રમાણે કર્ણાટકના નવાબની ગાદી માટે ચંદાસાહેબે ડુપ્લેની મદદ માગી, અને તેને પણ મદદ કરવાનું ડુપ્લેએ વચન આપ્યું. પ્રથમ મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબે ફ્રેન્ચોની મદદથી કર્ણાટકના નવાબ અનવર–ઉદ્–દીનને અંબુરનાં યુદ્ધમાં હરાવીને માર્યો (ઈ. સ. ૧૭૪૯). અન્વર–ઉદ્–દીનનો દીકરો મહમદઅલ્લી ત્રિચિનાપલ્લી નાસી ગયો, અને ત્યાંથી તેણે અંગ્રેજોની મદદ માગી. આ પ્રમાણે કર્ણાટકની ગાદી ઉપર ચંદાસાહેબને બેસાડ્યા પછી મુઝફ્ફરજંગે ફ્રેન્ચ લશ્કરની મદદથી નિઝામ નાસિરજંગને હરાવીને માર્યો. અને પોતે નિઝામની ગાદીએ આવ્યો. (ઈ. સ. ૧૭૫૦). પણ તેનું થોડા સમયમાં ખુન થયું. તેથી તેનો ભાઈ સલાબતજંગ નિઝામ થયો. આવી રીતે નિઝામ અને કર્ણાકટનો નવાબ ડુપ્લેના આશ્રિત થવાથી ફ્રેન્ચોની સત્તા દક્ષિણમાં ઘણી વધી ગઈ. કર્ણાટકનાં આગલા નવાબ અનવર–ઉદ્–દીનનો દીકરો ત્રિચિનાપલ્લી નાસી ગયો હતો. અને ત્યાંથી તેણે અંગ્રેજોની મદદ માગી હતી. તેને અંગ્રેજોએ મદદ આપવાનું કબુલ કર્યું. આ કારણથી બીજો કર્ણાટક વિગ્રહ શરૂ થયો (ઇ. સ. ૧૭૫૦).

પરિણામઃ—ફ્રેન્ચો અને ચંદાસાહેબે ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો. પણ મદ્રાસથી કલાઇવે ચંદાસાહેબની રાજધાની આર્કટ લીધું, એટલે ચંદાસાહેબે પોતાના પુત્ર રાજાસાહેબને ત્યાં મોકલ્યો; તેણે આર્કટમાં કલાઈવને ઘેર્યો, પણ તે આર્કટ લઈ શકયો નહિ. ત્યારપછી તેને કલાઇવે મરાઠાઓની મદદથી બે યુદ્ધોમાં હરાવ્યો. આથી ચંદાસાહેબે ત્રિચિનાપલ્લીનો ઘેરો ઉઠાવી લીધો. ત્યારપછી ઈ. સ. ૧૭૫૫ માં પોન્ડીચેરીની સંધિથી આ વિગ્રહનો અંત આવ્યો. આ સંધિથી અંગ્રેજો અને ફ્રેન્ચોએ દેશી રાજાઓની તકરારમાં ન પડવાનું કબુલ કર્યું.

(ક) ત્રીજો કર્ણાટક વિગ્રહ (ઈ. સ. ૧૭૫૭થી ૧૭૬૧)

યુરોપમાં ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે સાત વર્ષનો વિગ્રહ શરૂ થયો, તેથી હિન્દમાં પણ તેમની વચ્ચે ફરીવાર લડાઇ સળગી. આ વિગ્રહમાં ફ્રેંચો નબળા પડી ગયેલા હોવાથી, અને તેમને ફ્રાન્સ તરફથી નાણાં કે લશ્કરની મદદ મળતી ન હતી તેથી તેઓ હારી ગયા, અને તેમની રાજધાની પોંડીચેરી પણ અંગ્રેજોના હાથમાં ગયું,ઈ.સ.૧૭૬૩માં પારીસની સંધિથી યુરોપમાં આ વિગ્રહનો અંત આવ્યો. આ સંધિથી ફ્રેંચોનાં પાંચ મુખ્ય થાણાં તેમને પાછાં મળ્યાં.

(ડ) કર્ણાટકના વિગ્રહોમાં ફ્રેંચોની હારનાં કારણો.

**Causes of the defeat of the French and the success pf the English in the Carnatic Wars.**

કર્ણાટકના ત્રણે વિગ્રહોમાં ફ્રેંન્ચોની હાર થઇ તેનાં

કારણો નીચે મુજબ છે:—

(૧) હિન્દુસ્તાનમાં ફ્રેંચોને ફ્રાન્સ તરફથી લશ્કરની તથા નાણાંની મદદ મળતી નહિ. (૨) યુરોપમાં ફ્રેંન્ચોએ મોટા મોટા વિગ્રહો કર્યા હતા તેથી ફ્રાન્સની સરકાર દેવાદાર થઇ ગઇ હતી. (૩) નૌકાબળમાં અંગ્રેજો ફ્રેન્ચોથી ચઢીઆતા હતા. તેથી સમુદ્રમાર્ગે હિન્દમાં તેઓ વખતસર મદદ મોકલી શકતા નહિ. (૪) ફ્રાન્સની સરકાર પોતાની પૂર્વ સરહદ ઉપરના શત્રુઓને વશ કરવા હિન્દના ફ્રેંન્ચ લાભોને ઘણીવાર જતા કરતી. (૫) ફ્રેન્ચ ઇસ્ટ ઈંડીઆ કમ્પની સ્વતંત્ર ન હતી. તેનો બધો વહિવટ ફ્રાન્સનું પ્રધાનમંડળ ચલાવતું હતું. (૬) હિન્દમાંના ફ્રેંન્ચ અમલદારોમાં કુસંપ હતો, તેથી એક બીજાને પૂરતી મદદ કરતા નહિ. (૭) ડુપ્લે જેવા બાહોશ મુત્સદ્દીને ફ્રાન્સે બોલાવી લીધો, એ પણ ફ્રેન્ચોની એક મોટી ભૂલ હતી. આ બધાં કારણોથી ફ્રેન્ચોની હાર થઇ, અને તેઓ હિન્દમાં પોતાની સત્તા ખોઈ બેઠા.

(ઇ) આ વિગ્રહમાં અંગ્રેજોની ફતેહ થઇ તેનાં કારણો નીચે મુજબ છે.—

(૧) અંગ્રેજોને ઇંગ્લાંડ તરફથી દરેક વખતે નાણાંની અને લશ્કરની જોઈએ તેટલી મદદ મળ્યા કરતી હતી. (૨) તેઓએ બંગાળામાં પોતાની સત્તા જમાવી હતી. અને ત્યાંથી પણ દક્ષિણમાં મદદ મોકલતા. (૩) અંગ્રે-

જોએ ફ્રાન્સની માફક યુરોપમાં મોટા વિગ્રહોમાં પોતાની શકિત ખર્ચી નાંખી ન હતી. તેથી તેઓ ફ્રેન્ચો કરતાં વધારે તૈયાર હતા. (૪) અંગ્રેજોનું નૌકાબળ ફ્રેન્ચ નૌકાબળથી ઘણું ચઢીઆતું હતું તેથી તેઓ વખતસર હિન્દમાં મદદ મોકલી શકતા. (૫) ઇંગ્લીશ ઈસ્ટ ઈન્ડીઆ કમ્પની પોતાના કામકાજ માટે સ્વતંત્ર હતી, તેથી તે પોતાના લાભો વધારે કાળજી અને ચીવટથી સાચવતી.

આ કારણોથી અંગ્રેજોની આ વિગ્રહમાં જીત થઇ અને તેઓ પોતાની સત્તા દક્ષિણમાં જમાવી શકયા.

## (૨) ડુપ્લેનું જીવન અને કાર્ય.

**Career of Dupleix and his work.**

હિન્દમાં ફ્રેન્ચ સત્તા માટે પ્રાણ પાથરનાર ડુપ્લે ઇ.સ. ૧૭૨૬ માં ચંદ્રનગરની ફ્રેન્ચ કોઠીનો ઉપરી હતો. ત્યાં તેણે ફ્રેન્ચ કમ્પનીનો વેપાર ખૂબ વધારી દીધો. તેથી ઇ. સ. ૧૭૪૧ માં તેને પોંડીચેરીના ગવર્નર તરીકે નીમવામાં આવ્યો. ત્યાર પછી પાંચ વર્ષ સુધી ડુપ્લેએ વેપાર તરફજ લક્ષ આપ્યું. તેણે પોંડીચેરીનો કિલ્લો પોતાને ખર્ચે સમરાવ્યો. તેનો હેતુ હિન્દમાંથી અગ્રેજોને હાંકી કાઢીને ફ્રેન્ચ સત્તા સર્વોપરિ કરવાનો હતો. સેન થોમેના યુદ્ધમાં આ ચકોર મુત્સદ્દીએ જોઈ લીધું કે કવાયત શીખેલા હિન્દીઓ યુરોપીઅન અમલદારો નીચે યુરોપીયન કવાયતી લશ્કરની માફક જ લડી શકે છે, અને એવું

કવાયતી નાનું લશ્કર મોટાં બીનકેળવાયેલાં લશ્કરને સહેલાઈથી હરાવી શકે છે. એ અનુભવ ઉપરથી તેણે હિન્દીઓની કવાયત શીખેલી લશ્કરી ટુકડીઓ ઉભી કરી. તેણે પ્રથમ અંગ્રેજોને હાંકી કાઢવા માટે લાબોર્ડોને ને બોલાવ્યો પણ તે કાંઇ કરી શકયો નહિ. ત્યારપછી ઇ. સ. ૧૭૪૮ માં નિઝામની અને કર્ણાટકની ગાદીના વારસા માટેની તકરારોમાં તેણે ઝંપલાવ્યું. અને પોતાના જ પક્ષકારોને નિઝામની અને કર્ણાટકની ગાદી ઉપર બેસાડ્યા. આ બનાવથી ફ્રેન્ચસત્તા દક્ષિણમાં ઘણી જ વધી ગઈ, અને અંગ્રેજો મુંઝાયા. પણ તેમને સદ્ભાગ્યે ડુપ્લેને તેના સ્વદેશ ફ્રાન્સથી કાંઈ પણ મદદ મળી નહિ. અને અંગ્રેજો તરફથી રોબર્ટ કલાઈવે તેની બાજી ઉંધી વાળી. આ બાહોશ નરને હિન્દમાંથી ફ્રાન્સમાં પાછો બોલાવી લેવામાં આવ્યો. ત્યાં ફ્રેન્ચસત્તાને નબળી પાડવાના અને ફ્રેન્ચ કમ્પનીને દેવામાં ઉતારી દેવાના તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યા. ફ્રેન્ચ સરકારે તેનાં ઘરબાર અને મિલકત જપ્ત કર્યાં. અને ડુપ્લે તદ્દન ગરીબ સ્થિતિમાં આવી પડ્યો. તે ઇ. સ. ૧૭૬૪ માં મરણ પામ્યો.

ડુપ્લે એક મોટો મુત્સદ્દી હતો. પણ તેનામાં લડાયક શકિત ન હતી. તેનો હેતુ તે પાર પાડી શકયો નહિ તેમાં તેનો જરા પણ દોષ ન હતો. તેને ફ્રેન્ચ સરકારની જરા પણ મદદ ન હતી. અને તેના અમલદારોમાં પણ કુસંપ હતો. તેણે હિન્દમાં ફ્રેન્ચ સત્તા જમા-




Sd. Sakarlal K. Vohra.

P.G.B.M. A.Y.C.

વવા માટે પોતાના ધન અને જીંદગીનો ભોગ આપ્યો. તેને જો ફ્રાન્સથી પુરતો ટેકો તથા મદદ મળ્યાં હોત, તો તે અંગ્રેજોને હિન્દમાંથી હાંકી કાઢવા સમર્થ થયો હોત.

### ( ૩ ) બુસ્સી. (Bussy)

ડુપ્લે જ્યારે પોંડીચેરીમાં ગવર્નર નિમાઈને આવ્યો, ત્યારે ફ્રેન્ચ લશ્કરનો સરદાર બુસ્સી હતો. તે ઘણો બહાદુર હતો. કર્ણાટકના વિગ્રહોમાં તેણે ઘણું સારૂં કામ કર્યું હતું. તેણે લગભગ સાત વર્ષ સુધી નિઝામનાં રાજ્યમાં રહીને ત્યાં ફ્રેન્ચ સત્તાને ઘણા સારા પાયા ઉપર મૂકી હતી. ત્રીજા કર્ણાટક વિગ્રહ વખતે તે ઉત્તર સરકારમાં હતો, ત્યાંથી લૅલીએ તેને બોલાવી લીધો. આનું પરિણામ એ આવ્યું કે નિઝામનાં રાજ્યમાંથી ફ્રેન્ચ સત્તાનો અંત આવ્યો. બુસ્સી અંગ્રેજોની સામે વાંદીવાશનાં યુદ્ધમાં લડતા હાર્યો અને કેદ પકડાયો. (ઈ. સ. ૧૭૬૦).

### ( ૪ ) લૅલી (Lally)

તે એક ફ્રેન્ચ સરદાર હતો અને યુદ્ધકળામાં ઘણો પ્રવીણ હતો. ત્રીજા કર્ણાટક વિગ્રહ વખતે તે દક્ષિણનાં ફ્રેન્ચ સૈન્યનો સરદાર હતો. તેણે અંગ્રેજોનો ફોર્ટ સેન્ટ ડેવીડનો કિલ્લો લીધો. પણ પોંડીચેરીની સરકારે જોઈતી મદદ ન આપી તેથી તે કાંઈ કરી શકયો નહિ. તેણે બુસ્સીને નિઝામનાં રાજ્યમાંથી બોલાવી લીધો. તે

અંગ્રેજો સાથે થયેલી વાંદિવાશની લડાઈમાં હાર્યો. ત્યાર પછી તેણે અંગ્રેજોની સામે પોંડીચેરીનો બહાદુરીથી બચાવ કર્યો, પણ ખોરાક ખુટી જવાથી તેને તાબે થવું પડ્યું. એ ફ્રાન્સ ગયો ત્યારે ત્યાંની સરકારે એના ઉપર ફ્રેન્ચ સંસ્થાનો ગુમાવ્યાનો આરોપ મૂકીને તેને ફાંસી દીધી. (ઈ. સ. ૧૭૬૬)

---

## પ્રકરણ ૪ થું.

### (૧) બંગાળામાં અંગ્રેજ સત્તાની સ્થાપના.

### Rise of the Enghieh power in Bengal up to 1767.

અંગ્રેજોએ બાદશાહ શાહજહાંના અમલમાં બંગાળામાં ગંગા નદીનાં મુખ આગળ હુગલીમાં ઇ. સ. ૧૬૪૦ માં વેપારીએ થાણું કર્યું હતું. ઔરંગઝેબના સમયમાં તેઓએ નદીના મુખથી વધારે દૂર ત્રણ ગામડાં ખરીદ કર્યાં. અને ત્યાં એક કિલ્લો બાંધી તેનું નામ ફોર્ટ સેન્ટ વિલીઅમ પાડ્યું (ઇ. સ. ૧૬૯૦). આ રીતે કલકત્તા શહેરની ઉત્પત્તિ થઇ.

#### (અ) પ્લાસીનાં યુદ્ધનું કારણ.

#### (a) Causes of the Battle of Plassy.

ઇ. સ. ૧૭૫૬માં બંગાળાનો નવાબ અલિવર્દિખાન્ મરી ગયો, અને તેની પછી તેની દીકરીનો દીકરો

સિરાજ-ઉદ્-દૌલા નવાબ થયો. આ નવાબ અવિચારી અને ઉડાઉ તથા જુલમી હતો. તેણે પોતાનાં સગાંઓ પાસેથી જોરજુલમથી પૈસા કઢાવવા માંડ્યા. ઢાકામાંથી તેની એક સગી બાઇનો દિવાન કલકત્તા અંગ્રેજોને શરણે ગયો. આ વખતે અંગ્રેજો કલકત્તાનો કિલ્લો સમરાવતા હતા. સિરાજ–ઉદ્દૌલાએ તેમને પોતાની પરવાનગી વગર કિલ્લો સમરાવવાની મના કરી, અને અંગ્રેજોને શરણે આવેલા દિવાનને પોતાને સોંપી દેવાની માગણી કરી. અંગ્રેજોએ તેમ કરવાની ના પાડી તેથી નવાબે અંગ્રેજોની કાસીમબઝારમાં આવેલી કોઠી લૂંટી અને તેના ઉપરીને કેદ કર્યો (ઇ. સ. ૧૭૫૬). પછી તેણે કલકત્તા ઉપર ચઢાઈ કરીને તે સર કર્યું.

નવાબે કલકત્તા લીધા પછી અંગ્રેજો ત્યાંથી નાસી ગયા. પણ ૧૪૬ અંગ્રેજો રહી ગયા તેને નવાબે કલકત્તાના કારાગૃહમાં કેદ કર્યા. બીજે દિવસે સવારે તેમાંથી થોડા જીવતા રહ્યા હતા. બાકીના બધા ગુંગળાઈને મરી ગયા. આ સમાચાર સાંભળીને કલાઈવ અને વૉટ્સન લશ્કર લઇને મદ્રાસથી આવ્યા અને તેઓએ કલકત્તા પાછું લીધું. આ અરસામાં નવાબના કેટલાક મોટા અમલદારો–લશ્કરનો સેનાપતિ મીરજાફર, રાજા રાયદુર્લભ, જગતશેઠ વગેરેએ નવાબને ગાદી ઉપરથી ઉઠાડી મૂકીને મીરજાફરને નવાબ બનાવવાનું કાવતરૂં કર્યું. અને તેઓએ આ કાવતરામાં અંગ્રેજોની મદદ

માગી. કલાઈવે તેમને મદદ કરવાનું કબુલ કર્યું. મીરજાફરે તેના બદલામાં ફ્રેન્ચોને બંગાળામાંથી કાઢી મૂકવાનું અને અંગ્રેજોને મોટા હક્કો આપવાનું વચન આપ્યું. આથી ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસીનાં મેદાનમાં કલાઈવનાં લશ્કર અને નવાબનાં લશ્કર વચ્ચે યુદ્ધ થયું. તેમાં મીરજાફરના દગાથી કલાઇવની ફતેહ થઇ, અને નવાબ હારીને નાસી ગયો, પણ તેને પકડીને મારી નાખવામાં આવ્યો. અને મીરજાફરને બંગાળા અને બિહારનો નવાબ બનાવવામાં આવ્યો.

## ( બ ) મીરજાફરનો કારભાર.

### ( b ) Mirjaffar.

પ્લાસીની જીત પછી મીરજાફર બંગાળા તથા બિહારનો નવાબ થયો. તેણે અંગ્રેજોને કલકતાની આસપાસ ૨૪ પરગણાંનો મુલક, વગર જકાતે વેપાર કરવાનો હક અને પૈસાની મોટી રકમ આપી. આ પ્રમાણે બંગાળામાં અંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો.

મીરજાફર નબળો અને બંધાણી હતો. અંગ્રેજ અમલદારોને તેણે પુષ્કળ પૈસા આપી દીધા હતા, તેથી જોરજુલમથી તે હિન્દુ શરાફો પાસેથી પૈસા પડાવવા મંડ્યો. તેણે રાજકારભાર તરફ લક્ષ આપ્યું નહિ. આથી અંગ્રેજોએ તેને પદભ્રષ્ટ કર્યો, અને તેના જમાઈ મીરકાસીમને નવાબ બનાવ્યો. મીરકાસીમે અંગ્રેજોને બર-

દ્વાન, ચિત્તગામ અને મિદનાપુરનાં પરગણાં આપ્યાં, અને અંગ્રેજ અમલદારોને મોટી રકમોની બક્ષીસો આપી.

## (ક) મીરકાસીમનો કારભાર

## (C) Mirkassim and the English.

મીરકાસીમ બાહોશ રાજ્યકર્તા હતો, અને નાણાં અને હિસાબી કામમાં ઘણો હોશીઆર હતો. તેણે રાજ્યની સારી વ્યવસ્થા કરવા માંડી. નકામો ખર્ચ કાઢી નાંખ્યો અને લશ્કરને ઓછું કરી નાંખ્યું. જમીનદારો પાસેથી નિયમસર મેહેસુલ ઉઘરાવવાનું શરૂ કર્યું. અને પોતાનાં લશ્કરને યુરોપીઅન કવાયત આપવા માટે બે આર્મિનયનોને નોકરીમાં રાખ્યા. તે કમ્પનીની સામે જરા પણ ખટપટ કરતો ન હતો. છતાં તેનો કારભાર અંગ્રેજોને ગમતો ન હતો. નીચેનાં કારણોથી અંગ્રેજો અને મીરકાસીમ વચ્ચે વિગ્રહ થયો. મોગલ બાદશાહ ફરૂખસિયરના વખતથી અંગ્રેજોને બંગાળા અને બિહારમાં વગર જકાતે પરદેશી માલ આયાત કરવાનો હક્ક મળ્યો હતો. અને તેઓ તે પ્રમાણે કરતા હતા. પરંતુ મીરજાફરના વખતથી, અને કલાઈવ ઈ. સ. ૧૭૬૦ માં ઈંગ્લાંડ ગયો ત્યાર પછી કમ્પનીના નોકરો બંગાળાની અંદરનો વેપાર પણ જકાત આપ્યા વગર કરવા લાગ્યા. આ જકાત નવાબની પ્રજાને તો આપવી પડતી, તેથી દેશી વેપારીઓ કમ્પનીના અમલદારો પાસેથી વગર જકાતે વેપાર

કરવાના પરવાના વેચાતા લઇને વેપાર કરવા લાગ્યા. આથી નવાબની જકાતની ઉપજ ઘણી ઘટી ગઇ. તેથી નવાબે આવી રીતે દેશી વેપારીઓને પરવાના ન વેચવાનું, અને બંગાળાની અંદરનો વેપાર વગર જકાતે ન કરવાનું કમ્પનીને લખ્યું. પણ કમ્પનીના અમલેદારોએ આ બાબતમાં કાંઇ કર્યું નહિ. તેથી મીરકાસિમે તમામ જકાત માફ કરી. આથી કમ્પનીના નોકરોને પોતાના વેપારમાં ખોટ જવા લાગી, તેથી તેમણે મીરકાસીમની સાથે લડાઇ શરૂ કરી. આ લડાઇમાં મીરકાસીમ હારી ગયો અને પટના નાસી ગયો. ત્યાં તેણે બધા અંગ્રેજોની કતલ કરાવી. ત્યારપછી તે અયોધ્યામાં નાઠો, અને અયોધ્યાના નવાબ અને બાદશાહ શાહઆલમની મદદથી તે બંગાળા ઉપર ચઢી આવ્યો. પણ બકસર પાસે તેની સખત હાર થઈ. ( ઈ. સ. ૧૭૬૪ ). અંગ્રેજોએ મીરકાસીમને પદભ્રષ્ટ કરીને ફરીવાર મીરજાફરને બંગાળાનો નવાબ બનાવ્યો પણ તે ૧૭૬૪ માં મરી ગયો. તેથી તેનો દીકરો નવાબ થયો.

## ( ૬ ) બકસરનાં યુદ્ધનું પરિણામ.

### Treaty of Allahabad.

બકસરનાં યુદ્ધમાં હાર થયા પછી મીરકાસીમ નાસી ગયો, અને બાદશાહ શાહઆલમ અંગ્રેજોને શરણે આવ્યો. આ અરસામાં ક્લાઇવ ગવર્નર તરીકે નીમાઇને

કલકત્તે આવ્યો. તેણે અલ્લાહબાદ મુકામે બાદશાહ અને અયોધ્યાના નવાબ સાથે સંધિ કરી. ( ઈ. સ. ૧૭૬૫ ). (૧) આ સંધિથી કલાઇવે કમ્પની માટે બાદશાહ શાહઆલમ પાસેથી બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની મેળવી. અને તેના બદલામાં કમ્પનીએ બાદશાહને દરવર્ષે રૂા. ૨૬ લાખ આપવાનું ઠરાવ્યું. (૨) અલ્લાહબાદ અને કોરાના બે પ્રાંતો કમ્પનીએ અયોધ્યાના નવાબ પાસેથી લઇને બાદશાહને આપ્યા. (૩) બાદશાહે ઉત્તર સરકારના પ્રાંતની દિવાની પણ કમ્પનીને લખી આપી. (૪) અયોધ્યાના નવાબને તેનો બધો મુલક કમ્પનીએ પાછો આપ્યો. અને લડાઈના દંડ તરીકે રૂા. ૫૦ લાખ તેની પાસેથી લીધા, અને તેના મુલકમાં વેપાર કરવાનો હક્ક મેળવ્યો.

આ પ્રમાણે આ સંધિથી બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં કમ્પનીની સત્તા સર્વોપરી થઇ. આ પ્રમાણે ઈ. સ. ૧૭૬૭ સુધી રહ્યું.

## (૨) કલકત્તાનું કારાગૃહ.

**Black Hole of Calcutta.**

બંગાળાના નવાબ સિરાજ-ઉદ્ દૌલાએ ઈ. સ. ૧૭૫૬ માં કલકત્તા સર કર્યું, ત્યારે ત્યાંના ઘણાખરા અંગ્રેજો નાસી ગયા, પણ ૧૪૬ જેટલા અંગ્રેજો રહી ગયા. તેમને કેદ કરવામાં આવ્યા, અને રાત્રે કલકત્તાના કેદ-

ખાનાની ઓરડીમાં તેમને પૂરવામાં આવ્યા. સવારે તેમાંથી માત્ર ૨૩ જણાજ જીવતા રહ્યા, અને બાકીના ગુંગળાઈને મરી ગયા હતા. આ બનાવને "કલકત્તાનું કારાગૃહ" કહે છે. આ બનાવ વિષે દરેક ઇતિહાસ લખનાર લખી ગયો છે. અંગ્રેજો આજ કારાગૃહમાં પોતાના જાતભાઈઓને અને હિન્દી ગુન્હેગારોને કેદી તરીકે રાખતા. ખુદ ઈંગ્લાંડમાં પણ કારાગૃહોની વ્યવસ્થા એ વખતે ઘણીજ ખરાબ હતી. નવાબે સઘળા અંગ્રેજ કેદીઓને એકજ કોટડીમાં પૂરવાનો હુકમ કર્યો નહતો. પરંતુ નીચેના અમલદારોની ગફલતીથી તેમ થવા પામ્યું હતું. વળી કેટલા અંગ્રેજોને આ કોટડીમાં પૂરવામાં આવ્યા હતા અને સવારે કેટલા જીવતા બહાર નીકળ્યા, તે સંબંધી ચોક્કસ વિગત મળી શકતી નથી. કારગૃહના આ બનાવ માટે નવાબને દોષિત ગણવો એ ખોટું છે. તેનો ઈરાદો અંગ્રેજોને આવી રીતે મારી નાંખવાનો ન હતો એ સ્પષ્ટ છે. જે કાંઈ બન્યું તેની જવાબદારી નવાબનાં માણસોને શિરજ છે.

## (૩) રોબર્ટ કલાઇવ.

### Life of Robert Clive.

રોબર્ટ કલાઈવ ઇ. સ. ૧૭૨૫માં જન્મ્યો હતો. તેનું ભણવા તરફ જરા પણ લક્ષ ન હતું અને તે તોફાની હતો, તેથી તેના પાલકોએ કંટાળી જઇને તેને ઈસ્ટ ઇંડીઆ કમ્પનીમાં નોકરીએ રખાવ્યો. તે ઈ. સ. ૧૭૪૪

માં મદ્રાસ આવ્યો, અને ત્યાં કમ્પનીનાં ઘાણામાં કારકુન તરીકે તેને નીમવામાં આવ્યો, કારકુનનાં કામથી તેને થોડાં વખતમાં કંટાળો આવી ગયો, અને આપઘાત કરવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. તેથી તેનાં મનમાં એમ થયું કે તે ઘણું મહાન્ કૃત્ય કરવા જન્મેલો છે.

**Clive as a soldier.**

જ્યારે કર્ણાટકમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે પહેલો કર્ણાટક વિગ્રહ સળગી ઉઠ્યો, ત્યારે કલાઈવે અંગ્રેજ લશ્કરમાં જોડાઈને પોંડીચેરીના ઘેરા વખતે અતુલ પરાક્રમ બતાવ્યું હતું. બીજા કર્ણાટક વિગ્રહમાં કર્ણાટકના નવાબ ચંદાસાહેબે અને ફ્રેંચોએ ત્રિચિનાપલ્લીમાં મહમદઅલ્લીને ઘેર્યો, ત્યારે તેણે માત્ર ૫૦૦ સીપાઇઓ લઇને નવાબની રાજધાની આર્કટ લીધું. અને જ્યારે ચંદાસાહેબના પુત્ર રાજાસાહેબે મોટાં લશ્કરથી આર્કટ પાછું મેળવવા પ્રયત્ન કર્યો, ત્યારે કલાઇવે ઘણી બહાદુરીથી તેનો બચાવ કરીને તેને ફાવવા દીધો નહિ, અને નવાબના લશ્કરને આર્ની અને કાવેરીપાકના યુદ્ધોમાં હરાવ્યું, અને ત્રિચિનાપલ્લીનો ઘેરો ઉઠાવી લેવાની તેને ફરજ પાડી. આ જીતો કલાઇવની સૈનિક તરીકેની અને કુશળ સેનાપતિ તરીકેની મહત્તા બતાવે છે. ત્યાર પછી તેણે ફોર્ટ સેન્ટ ડેવીડના ગવર્નર તરીકે હિન્દના પશ્ચિમ કિનારાને ચાંચીઆઓના ઉપદ્રવમાંથી મુક્ત કર્યો. ત્યાર પછી ઈ. સ. ૧૭-

૫૭ નાં પ્લાસીનાં યુદ્ધમાં વિજય મેળવ્યો, અને બંગાળામાં અંગ્રેજ સત્તાનો પાયો નાખ્યો. તેણે દક્ષિણમાં ફ્રેંચોની સામ્રાજ્ય સ્થાપવાની ધારણા ઉંધી વાળી. બંગાળામાં મીરજાફરને ગાદી ઉપર બેસાડી ૨૪ પરગણાં મેળવ્યાં. અને ફ્રેંચો પાસેથી ઉત્તર સરકારનો મુલક પડાવી લીધો. ડચ લોકોને હરાવીને તેમની સત્તાનો નાશ કર્યો. આ ઉપરાંત તેણે લશ્કરને સારી તાલીમ આપીને કેળવ્યું, અને તેની વ્યવસ્થામાં ઘણા સુધારા કર્યા. આ ઉપરથી સાબીત થાય છે કે કલાઇવ એક મહાન્ યોદ્ધો અને સેનાપતિ હતો.

**Clive as a statesman.**

રાજકીય બાબતોમાં પણ કલાઈવે ઘણું મહત્વનું કામ કર્યું છે. તેણે બકસરના યુદ્ધ પછી ઈ. સ. ૧૭૬૫ માં થયેલી અલ્હાબાદની સંધિથી બાદશાહ શાહઆલમ પાસેથી બંગાળા, બિહાર અને ઓરિસાની દિવાની મેળવી. ઈ. સ. ૧૭૬૫ થી ૧૭૬૭ સુધી તે બંગાળાનો ગવર્નર હતો. તે દરમિયાન તેણે જે કામ કર્યું, તેથી તેની મુત્સદ્દીગીરી અને રાજ્યકાર્યમાં નિપુણતા જણાઈ આવે છે. દિવાની મેળવ્યા પછી તેણે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં “ દ્વિરાજ પદ્ધતિ ” દાખલ કરી. જમીનની મહેસુલ ઉઘરાવવાનું કામ અને પ્રાંતોનું રક્ષણ કરવાનું કામ અંગ્રેજોએ લીધું, અને નવાબ પાસે ન્યાયનું કામ રહેવા દીધું. આ ઉપરાંત તેણે મુલકી નોકરી અને લશ્કરના

વહિવટમાં સુધારો કર્યો. તેણે કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની તથા દેશીઓ પાસેથી બક્ષિસો લેવાની મના કરી. લશ્કરના સિપાઈઓને લડાઈના વખતે બમણું ભથ્થુ મળતું હતું તે બંધ કર્યું, અને લશ્કરી ખર્ચમાં ઘટાડો કર્યો. આમ તેણે પોતાના કાર્યથી રાજકીય બાબતોમાં પણ મહત્તા બતાવી છે.

કલાઈવમાં સમયસુચકતા, ઉત્સાહીપણું, યુદ્ધકળામાં નૈપુણ્ય, અને સંકટ સમયે અડગ હિંમત વગેરે ગુણો હતા. તેમજ સ્વાર્થીપણું અને કુટીલ નીતિ તેના દુર્ગુણો હતા. તે ઇ. સ. ૧૭૭૪ માં મરી ગયો.

## (૪) કલાઇવની દ્વિરાજપદ્ધતિ

**Double Government of Bengal.**

ઈ. સ. ૧૭૬૫ માં બકસરની લડાઈમાં બાદશાહ શાહઆલમ, મીરકાસીમ અને અયોધ્યાના નવાબની હાર થયા પછી કલાઇવે અલ્લાહબાદ મુકામે બાદશાહ સાથે સંધિ કરી. આ સંધીથી બાદશાહે ઈસ્ટ ઇંડીઆ કંપનીને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની આપી. આ પ્રમાણે દિવાની મેળવ્યા બાદ કલાઈવે તે પ્રાંતોમાં નીચે મુજબ રાજ્યકારભારની વ્યવસ્થા કરી. જમીનની મેહેસુલ ઉઘરાવવાનું કામ અને પ્રાંતોનું રક્ષણ કરવાનું કામ કલાઈવે કંપનીના હાથમાં રાખ્યું, અને ન્યાય આપવાનું કામ નવાબને સોંપ્યું. આ પદ્ધતિને "દ્વિરાજ પદ્ધતિ કહે છે.

## (૫) અમીચંદ.

બંગાળાના નવાબ સિરાજ–ઉદ્–દૌલાને પદભ્રષ્ટ કરીને તેના સેનાપતિ મીરજાફરને નવાબ બનાવવા માટે એક કાવતરૂં થયું હતું. આ કાવતરામાં ભાગ લેનારા મીરજાફર, દિવાન રાજા રાયદુર્લભ અને જગતશેઠ મુખ્ય હતા. તેઓએ અંગ્રેજોની મદદ માગી. આ સમયે કલાઈવ અને વોટ્સન "કલકત્તાના કારાગૃહ" નું વેર લેવા લશ્કર લઈને બંગાળામાં આવ્યા હતા. કલાઈવે કાવતરાખોરોને મદદ કરવાનું કબુલ કર્યું. તેમની અને કલાઇવ વચ્ચે સંદેશા લઇ જનાર અમીચંદ નામનો એક શિખ શરાફ હતો. તે આખાં કાવતરાંની વાત જાણતો હતો. તેણે જાહેર કર્યું કે જો રૂ. ૨૫ લાખ તેને આપવામાં આવશે, તો તે આ કાવતરૂં ખાનગી રાખશે, નહિતર સર્વ વાત નવાબને કાને નાખશે. કલાઈવે અમીચંદને વિશ્વાસમાં લીધો. તેણે બે જાતના કાગળ ઉપર કરાર લખ્યો. ખરો કરાર સફેદ કાગળ ઉપર કે જેમાં અમીચંદને રૂપીઆ આપવાની શરત લખેલી ન હતી, અને બીજો કરાર રાતા કાગળ ઉપર કે જેમાં અમીચંદને તેણે માગેલી રકમ મળે એવી શરત દાખલ કરી હતી. આ રાતા કાગળ ઉપર વોટ્સને સહી કરવા ના પાડવાથી કલાઇવે બીજા પાસે તેની સહી કરાવી. કાવતરૂં પાર પડ્યા પછી જ્યારે અમીચંદે રૂપીઆ માગ્યા ત્યારે તેને આપવામાં ન આવ્યા

અને તે ગાંડો થઇને મરી ગયો એમ કહેવાય છે. પણ આ હકીકત હવે ખોટી ઠરી છે. અમીચંદે પાછળથી ધર્માદામાં સારી નાણાંની રકમ આપી હતી, અને અંગ્રેજો સાથે વેપાર પણ કર્યો હતો એમ જણાય છે.

---

## પ્રકરણ ૫ મું.

### (૧) વોરન હેસ્ટીંગ્ઝ.

### ( ઈ. સ. ૧૭૭૨–૧૭૮૫ )

**Warren Hastings.**

વોરન હેસ્ટીંગ્ઝનો જન્મ ઈ. સ. ૧૭૩૨ માં થયો હતો. તે ઈસ્ટ ઇંડીઆ કમ્પનીની નોકરીમાં ઈ. સ. ૧૭૪૯માં દાખલ થયો. શરૂઆતમાં તે મુર્શીદાબાદમાં રેસીડન્ટ હતો, ત્યારપછી કલકત્તાની કાઉન્સિલનો સભ્ય થયો. ઇ. સ. ૧૭૬૯ માં તે મદ્રાસની કાઉન્સિલનો સભ્ય બન્યો, અને ઇ.સ. ૧૭૭૨ માં તે બંગાળાનો ગવર્નર થયો.

તેના કારભારના બે વિભાગ પડી શકે છે:–(૧) ઇ. સ. ૧૭૭૨–૧૭૭૪. આ સમયમાં તે બંગાળાનો ગવર્નર હતો, (૨) ઈ. સ. ૧૭૭૪–૧૭૮૫. આ સમય દરમિયાન તે બંગાળાના ગવર્નર ઉપરાંત હિન્દમાં બધા અંગ્રેજ મુલકનો ગવર્નર–જનરલ હતો.

## (૫) અમીચંદ.

બંગાળાના નવાબ સિરાજ-ઉદ્-દૌલાને પદભ્રષ્ટ કરીને તેના સેનાપતિ મીરજાફરને નવાબ બનાવવા માટે એક કાવતરૂં થયું હતું. આ કાવતરામાં ભાગ લેનારા મીરજાફર, દિવાન રાજા રાયદુર્લભ અને જગતશેઠ મુખ્ય હતા. તેઓએ અંગ્રેજોની મદદ માગી. આ સમયે કલાઇવ અને વોટ્સન "કલકત્તાના કારાગૃહ" નું વેર લેવા લશ્કર લઈને બંગાળામાં આવ્યા હતા. કલાઈવે કાવતરાખોરોને મદદ કરવાનું કબુલ કર્યું. તેમની અને કલાઇવ વચ્ચે સંદેશા લઇ જનાર અમીચંદ નામનો એક શિખ શરાફ હતો. તે આખાં કાવતરાંની વાત જાણતો હતો. તેણે જાહેર કર્યું કે જો રૂ. ૨૫ લાખ તેને આપવામાં આવશે, તો તે આ કાવતરૂં ખાનગી રાખશે, નહિતર સર્વ વાત નવાબને કાને નાખશે. કલાઈવે અમીચંદને વિશ્વાસમાં લીધો. તેણે બે જાતના કાગળ ઉપર કરાર લખ્યો. ખરો કરાર સફેદ કાગળ ઉપર કે જેમાં અમીચંદને રૂપીઆ આપવાની શરત લખેલી ન હતી, અને બીજો કરાર રાતા કાગળ ઉપર કે જેમાં અમીચંદને તેણે માગેલી રકમ મળે એવી શરત દાખલ કરી હતી. આ રાતા કાગળ ઉપર વોટ્સને સહી કરવા ના પાડવાથી કલાઇવે બીજા પાસે તેની સહી કરાવી. કાવતરૂં પાર પડ્યા પછી જ્યારે અમીચંદે રૂપીઆ માગ્યા ત્યારે તેને આપવામાં ન આવ્યા

પડ્યો હતો. લોકો ગરીબ થઇ ગયા હતા અને રાજ્યવ્યવસ્થામાં અંધેર ચાલી રહ્યું હતું. (૫) કમ્પનીની તીજોરી તદ્દન ખાલી થઇ ગઇ હતી.

આ બધી મુશ્કેલીઓને દૂર કરવા હેસ્ટીંગ્ઝે ચાલાકીથી કામ લીધું. તેણે બંગાળાના નવાબને પદભ્રષ્ટ કરીને બધો રાજ્યકારભારકમ્પનીના હાથમાં લીધો. આ રીતે કલાઈવની દ્વિરાજપદ્ધતિ બંધ કરી. જમીનની મહેસુલ નિયમસર આવે તેથી પાંચવર્ષની મુદતે હરરાજીની પદ્ધતિ દાખલ કરી, અને ન્યાયખાતામાં સુધારા કર્યા. કમ્પનીના નોકરોને ખાનગી વેપાર કરતા બંધ કર્યા. આ રીતે રાજ્યકારભારમાં વ્યવસ્થા આણી. હેસ્ટીંગ્ઝની સૌથી મોટી મુશ્કેલી કમ્પનીની તીજોરી ખાલી થઈ ગઇ હતી એ હતી. આ સ્થિતિ સુધરવા માટે તેણે નીચે જણાવેલા કાર્યો કર્યા:—(૧) બાદશાહ શાહઆલમ કમ્પનીનો આશ્રય છોડીને મરાઠાઓનો આશ્રિત બન્યો હતો, તેથી તેને દિવાનીના બદલામાં અપાતી રૂા. ૨૬) લાખની રકમ હેસ્ટીંગ્ઝે આપવી બંધ કરી. (૨) અયોધ્યાના નવાબને રોહિલાઓ સાથે તકરાર ચાલ્યા કરતી હતી, તેથી તેમની સામે તેને મદદ કરવા માટે નવાબ પાસેથી રૂા. ૪૦) લાખ લીધા. (૩) કાશીના રાજા ચૈતસિંહને પદભ્રષ્ટ કરીને તેના વારસ પાસેથી રૂા. ૪૦) લાખ ખંડણીના લીધા. (૪) અયોધ્યાનો નવાબ કંપનીનો દેવાદાર હતો, પણ તે દેવું આપી શકતો ન હતો. તેથી હેસ્ટીંગ્ઝે નવા-

અની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરી. અને તેમનો રૂ. ૭૬ લાખ જેટલો ખજાનો તેમની પાસેથી લઇ લીધો. (૫) આ ઉપરાંત રેગ્યુલેટીંગ એક્ટ નામનો કાયદો પસાર થયો, ત્યારે તે કાયદા મુજબ ગવર્નર-જનરલને મદદ કરવા ચાર સભ્યોની એક કાઉન્સીલ નીમવામાં આવી હતી. આ કાઉન્સીલના ત્રણ સભ્યો હેસ્ટીંગની વિરૂદ્ધ હતા. તેમાંના એક ફ્રાન્સીસ નામના સભ્યે નંદકુમાર પાસે હેસ્ટીંગ્ઝ વિરૂદ્ધ આરોપ મુકાવ્યા. પણ તેમાં તે ફાવ્યો નહિ, અને નંદકુમારને ફાંસી દેવામાં આવી. ( ૬ ) મરાઠાઓ અને હૈદર સાથે હેસ્ટીંગ્ઝે સુલેહ કરી.

## (ક) હેસ્ટીંગ્ઝ ઉપર મૂકવામાં આવેલાં તોહમતો અને તેનો બચાવ.

## Charges on which Hastings was inpeached, and his defence.

ઈ. સ. ૧૭૮૫ માં હેસ્ટીંગ્સ ઈંગ્લાંડ ગયો, ત્યારે તેનાં ગેરકૃત્યો માટે ઈંગ્લાંડની પાર્લામેન્ટની આમની સભાએ તેના ઉપર જુદા જુદા આરોપો મૂકયા, અને ઉમરાવોની સભામાં તેની ઉપર ઈ. સ. ૧૭૮૮ થી ૧૭૯૩ સુધી કામ ચાલ્યું. તેની ઉપર મૂકવામાં આવેલા નીચે જણાવેલા આરોપો મુખ્ય હતાઃ—

(૧) **રોહિલા યુદ્ધઃ**—રોહિલખંડનું મરાઠાઓથી

અની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરી. અને તેમનો રૂા. ૭૬ લાખ જેટલો ખજાનો તેમની પાસેથી લઇ લીધો. (૫) આ ઉપરાંત રેગ્યુલેટીંગ એક્ટ નામનો કાયદો પસાર થયો, ત્યારે તે કાયદા મુજબ ગવર્નર-જનરલને મદદ કરવા ચાર સભ્યોની એક કાઉન્સીલ નીમવામાં આવી હતી. આ કાઉન્સીલના ત્રણ સભ્યો હેસ્ટીંગની વિરૂદ્ધ હતા. તેમાંના એક ફ્રાન્સીસ નામના સભ્યે નંદકુમાર પાસે હેસ્ટીંગ્ઝ વિરૂદ્ધ આરોપ મુકાવ્યા. પણ તેમાં તે ફાવ્યો નહિ, અને નંદકુમારને ફાંસી દેવામાં આવી. ( ૬ ) મરાઠાઓ અને હૈદર સાથે હેસ્ટીંગ્ઝે સુલેહ કરી.

### (ક) હેસ્ટીંગ્ઝ ઉપર મૂકવામાં આવેલાં તોહમતો અને તેનો બચાવ.

**Charges on which Hastings was inpeached, and his defence.**

ઈ. સ. ૧૭૮૫ માં હેસ્ટીંગ્સ ઈંગ્લાંડ ગયો, ત્યારે તેનાં ગેરકૃત્યો માટે ઈંગ્લાંડની પાર્લામેન્ટની આમની સભાએ તેના ઉપર જુદા જુદા આરોપો મૂક્યા, અને ઉમરાવોની સભામાં તેની ઉપર ઈ. સ. ૧૭૮૮ થી ૧૭૯૩ સુધી કામ ચાલ્યું. તેની ઉપર મૂકવામાં આવેલા નીચે જણાવેલા આરોપો મુખ્ય હતા:—

(૧) **રોહિલા યુદ્ધઃ**—રોહિલખંડનું મરાઠાઓથી

રક્ષણ કરવાની શરતે રોહિલાઓએ અયોધ્યાના નવાબ સુજા–ઉદ્–દૌલાને રૂા. ૪૦ લાખ આપવાનું કબુલ કર્યું હતું. પરંતુ પાછળથી મરાઠાઓનો ભય દૂર થવાથી રોહિલાઓએ ઠરાવેલી રકમ આપવા ના પાડી. ત્યારે નવાબે અંગ્રેજોની મદદ વડે રોહિલાઓને હરાવ્યા, તેમનો મુલક ઉજ્જડ કર્યો, અને તેમની ઉપર ઘણો જુલમ કર્યો. આ બાબતમાં અંગ્રેજોને રોહિલાઓ સાથે દુશ્મનાવટ ન હોવા છતાં હેસ્ટીંગ્ઝે તેમનો નાશ કર્યો, અને અન્યાયથી પૈસો મેળવ્યો એવો તેની ઉપર આરોપ હતો.

આના બચાવમાં હેસ્ટીંગ્ઝે જણાવ્યું કે રોહિલાઓ ઉપર થયેલા જુલમને પોતાની સંમતિ ન હતી, અને નવાબની ન્યાયી માગણીઓને ટેકો આપવા કંપની કરારથી બંધાઇ હતી. અને મરાઠાની સત્તા આગળ વધતી અટકાવવા રોહિલખંડ જીતવો એ રાજકીય દૃષ્ટિએ જરૂરી હતું. આ કાર્યમાં કંપનીને નાણાં મળ્યાં તે વાત ખરી, પણ તે ખાતર જ કાંઇ નવાબને મદદ આપવામાં આવી હતી એવું ન હતું.

(૨) **ચૈતસિંહ પ્રકરણઃ**–હેસ્ટીંગ્ઝ ઉપર બીજો આરોપ એ મૂકવામાં આવ્યો હતો કે તેણે બનારસના રાજા ચૈતસિંહ જે કંપનીનો ખંડીયો રાજા હતો, તેની પાસે રૂા. ૨૨ લાખની વાર્ષિક ખંડણી ઉપરાંત રૂા. ૫ લાખ વધારે માગ્યા, અને રાજાએ તે આપ્યા હતા. છતાં

હેસ્ટીંગ્ઝે ફરી રૂા. ૫ લાખ અને ૨૦૦૦ ઘોડેસ્વાર માગ્યા. આ માગણી રાજા પૂરી શકયો નહિ, તેથી હેસ્ટીંગ્ઝે તેને પદભ્રષ્ટ કર્યો, અને તેના ભત્રિજાને વાર્ષિક રૂા. ૪૦ લાખની ખંડણી આપવાની શરતે ગાદીએ બેસાડ્યો. આવી રીતે હેસ્ટીંગ્ઝે અન્યાય અને જોરજુલમથી ચૈતસિંહને પદભ્રષ્ટ કર્યો હતો.

આના બચાવમાં હેસ્ટીંગ્ઝે જણાવ્યું કે ચૈતસિંહ ખંડીઓ રાજા હતો, અને તેથી જરૂર પડે ત્યારે તે અંગ્રેજોને નાણાંની મદદ આપવા બંધાયેલો હતો.

(૩) બેગમો ઉપર જોરજુલમઃ—હેસ્ટીંગ્ઝ ઉપર ત્રીજો આરોપ એ હતો કે અયોધ્યાની બેગમો પાસેથી તેણે જોરજુલમથી નાણાં કઢાવ્યાં હતાં. અયોધ્યાનો નવાબ અંગ્રેજોનો દેવાદાર હતો. હેસ્ટીંગ્ઝે તેની પાસેથી દેવા પેટે રૂા. ૭૬ લાખ માગ્યા; પરંતુ નવાબ પાસે પૈસા હતા નહિ, તેથી નવાબના કહેવાથી હેસ્ટીંગ્ઝે નવાબની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરી, અને તેના કારભારીઓ પાસેથી રૂા. ૭૬ લાખની કિંમતનું ઝવેરાત વગેરે જોરજુલમથી કઢાવ્યું. આમાં બેગમો પ્રત્યે નિષ્ઠુતાથી વર્તન ચલાવવામાં આવ્યું હતું, અને તેને માટે હેસ્ટીંગ્ઝ જવાબદાર હતો.

આના બચાવમાં હેસ્ટીંગ્ઝે જણાવ્યું કે બેગમો પાસે જે જાગીરો તથા પૈસો હતો, તે તેમની ખાનગી મીલ્કત ન

હતી, પણ રાજ્યની માલેકીની હતી. કંપનીનું લ્હેણું અયોધ્યામાં રહેલા કંપનીનાં લશ્કર માટે વ્યાજબી હતું. તે વસુલ કરવામાં નવાબનાં માણસોએ ઘાતકીપણું ગુજાર્યું હોય તો, તે માટે તે પોતે જવાબદાર નથી. લ્હેણું વસુલ કરવામાં કાંઇ તેણે અન્યાય કર્યો ન હતો.

(૪) **નંદકુંમારને ફાંસીઃ**—પરંતુ જે આરોપ માટે સૌથી વધારે ચર્ચા થઈ તે બાબત નંદકુમાર નામના એક બંગાળાના જમીનદારની હતી. નંદકુમારે હેસ્ટીંગ્ઝ ઉપર બંગાળાના નવાબ મીરજાફરની વિધવા પાસેથી મોટી લાંચ લેવાનો આરોપ મૂકયો હતો. આ બાબતની કલકત્તાની કાઉન્સિલે તપાસ કરીને હેસ્ટીંગ્ઝને લીધેલી રકમ કંપનીના ખજાનામાં ભરી દેવાનો હુકમ કર્યો; પણ એટલામાં હેસ્ટીંગ્ઝે બનાવટી પત્રો તૈયાર કરીને નંદકુમાર ઉપર ખોટી સહી કરવાનો આરોપ મૂકયો, અને તેનું કલકત્તાની સુપ્રીમ કોર્ટમાં કામ ચાલ્યું. તે કોર્ટનો ન્યાધીશ એલીજાહ ઈમ્પી હેસ્ટીંગ્ઝનો મિત્ર હતો. તેણે નંદકુમારને દોષિત ઠરાવીને ફાંસીની સજા કરી. હેસ્ટીંગ્ઝ ઉપર આ બાબતમાં એવો આરોપ મૂકાયો હતો કે પોતાનો ગુન્હો છુપાવવા માટે તેણે બનાવટી કાગળો તૈયાર કરીને નંદકુમારનું સુપ્રીમ કોર્ટ દ્વારા કાસળ કઢાવ્યું હતું. એટલે કે હેસ્ટીંગ્ઝે ન્યાયના ઓઠા નીચે નંદકુમારનું ખૂન કરાવ્યું હતું.

આ બાબતમાં હેસ્ટીંગ્ઝનો બચાવ એ હતો કે નંદકુમારની તપાસ કાયદા પ્રમાણે અને નિષ્પક્ષપાતી હતી. તેને જે સજા થઈ હતી તે કરાવવામાં તેનો પોતાનો હાથ હતો નહિ, અને તેણે પોતે બનાવટી કાગળો તૈયાર કર્યા ન હતા.

હેસ્ટીંગ્ઝ ઉપરનો મુકર્દમો સાત વર્ષ ચાલ્યો, અને આખરે હેસ્ટીંગ્ઝને નિર્દોષ ઠરાવવામાં આવ્યો. પણ આ લાંબા મુકર્દમાથી હેસ્ટીંગ્ઝ પાયમાલ થઈ ગયો.

## (૨) રેગ્યુલેટીંગ એક્ટ અને પિટ્‌નું ઈન્ડીઆ બીલ.

**Regulating Act—Its causes.**

(અ) રેગ્યુલેટીંગ એક્ટ:—હેસ્ટીંગ્ઝને ગવર્નર થયાંને બે વર્ષ થયાં એટલામાં ઈંગ્લાંડની સરકાર તરફથી ઈસ્ટ ઈન્ડીઆ કમ્પનીના કારભારમાં સુધારો કરવા માટે "રેગ્યુલેટીંગ એક્ટ" નામનો કાયદો કરવામાં આવ્યો. તેનાં કારણો નીચે મુજબ હતાં:—

કમ્પનીએ બંગાળા બિહાર અને ઓરિસ્સાની દિવાની મેળવ્યા પછી કમ્પનીના કારભારમાં ઘણું અંધેર ચાલી રહ્યું હતું. કમ્પનીની તીજોરી ખાલી થઈ ગઈ હતી, અને વેપાર ઘટતો જતો હતો. દિવાની લીધી ત્યારે કમ્પનીએ રૂ. ૪૦) લાખ દરવર્ષે ઈંગ્લાંડની સરકારને આપવા એમ ઠરાવવામાં આવ્યું હતું. કમ્પની આ રકમ આપી શકી નહિ, એટલુંજ નહિ પણ તેણે ઉલટું ઈંગ્લાંડની સરકાર પાસે

નાણાંની મદદ માગી. આથી ઈંગ્લાંડના તે વખતના વડા પ્રધાન લોર્ડ નોર્થે કમ્પનીના કારભારની તપાસ કરવા માટે બે કમીટીઓ નીમી. એ કમીટીઓના રીપોર્ટમાં કમ્પનીનાં કામોને બહુ જ સખત ભાષામાં વખોડી કાઢવામાં આવ્યાં હતાં, અને સુધારો કરવા માટે કેટલીક ભલામણો કરી હતી. આ ભલામણો મુજબ નોર્થે રેગ્યુલેટીંગ એકટ નામનો કાયદો પાર્લામેન્ટમાં પસાર કરાવ્યો (ઇ. સ. ૧૭૭૫).

**Its Terms**

આ કાયદામાં નીચે પ્રમાણે કલમો મુખ્ય હતી.– (૧) ઈંગ્લાંડમાં જેની પાસે કમ્પનીનો ૧૦૦૦ પૌંડથી ઓછો શેર હોય તે પ્રોપ્રાયટરોની કોર્ટમાં ચુંટણી વખતે મત આપી શકે નહિ. (૨) કમ્પનીનો વહીવટ ચલાવનાર ૨૪ ડાયરેકટરોની કોર્ટની મુદત ચાર વર્ષની રહે, અને દર વર્ષે ૭ ડાયરેકટરો નવા ચુંટી કાઢવા. (૩) હિન્દુસ્તાનમાં બંગાળાના ગવર્નરને હિન્દનો ગવર્નર–જનરલ બનાવવો. તેના હોદ્દાની મુદત પાંચ વરસની રાખવી. (૪) ગવર્નર-જનરલને મદદ કરવા માટે ચાર સભાસદોની એક કાઉન્સિલ નીમવી. અને તેની મુદત પણ પાંચ વર્ષની રાખવી. (૫) કારભાર કાઉન્સિલની બહુમતિથીજ ચલાવવો. જો સરખા મત પડે તો ગવર્નર–જનરલ એક વધારે મત આપી શકે. (૬) કલકત્તામાં એક સુપ્રીમકોર્ટ સ્થાપવી. અને તે અદાલતના મુખ્ય ન્યાયાધીશ અને બીજા ત્રણ ન્યાયાધીશની નીમણુંક ઈંગ્લાંડની સરકાર કરે.

**Defects.**

આ કાયદામાં કેટલીક ખામીઓ હતી:-(૧) ગવર્નર-જનરલની કાઉન્સિલમાં બહુમતિથી કામ થઈ શકે એમ હોવાથી ઘણીવાર ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલ વચ્ચે તકરારો થયા કરતી. અને ગવર્નર-જનરલને પોતાની મરજી વિરૂદ્ધ કાઉન્સિલરોની બહુમતિ પ્રમાણે વર્તવું પડતું. (૨) સુપ્રીમકોર્ટની સત્તા કાયદામાં સ્પષ્ટ કરવામાં આવી ન હતી. તેથી તેની વચ્ચે અને દિવાની અને ફોજદારી કોર્ટો વચ્ચે તકરારો થયા કરતી. (૩) ગવર્નર-જનરલની કાઉન્સિલ અને સુપ્રીમકોર્ટ એ બે વચ્ચેનો સંબંધ પણ સ્પષ્ટ કરવામાં નહોતો આવ્યો, તેથી તેમને વચ્ચે પણ તકરારો થયા કરતી.

આ ખામીઓને દૂર કરવા માટે એક નવા કાયદાનો ખરડો જેમ્સ ફોકસે પાર્લામેન્ટમાં રજુ કર્યો, પણ તે રાજાના વિરોધને લીધે પસાર થયો નહિ.

## ( બ ) પિટ્ટનું ઈન્ડીઆ બીલ.

**Pitt's India Bill.**

જ્યારે વિલીયમ પિટ્ટ ઈંગ્લાંડનો વડો પ્રધાન થયો, ત્યારે રેગ્યુલેટીંગ એકટની ખામીઓ દૂર કરવા માટે અને કમ્પનીનો કારભાર વધારે સુવ્યવસ્થિત કરવાને અને તેને ઈંગ્લાંડની સરકારના અંકુશ નીચે લાવવા માટે તેણે પાર્લામેન્ટમાં એક ખરડો આણ્યો અને પસાર કરાવ્યો ( ઈ. સ.

૧૭૮૪ ). આ કાયદાની કલમો નીચે મુજબ હતી:—

( ૧ ) હિન્દના રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખવા માટે ઇંગ્લાંડની પાર્લામેન્ટના સભાસદોનું એક બોર્ડ ઓફ કંટ્રોલ નીમવામાં આવ્યું. આ મંડળનો પ્રમુખ ઇંગ્લાંડના પ્રધાન મંડળનો સભ્ય હોય એમ ઠરાવવામાં આવ્યું. ( ૨ ) કમ્પનીના વેપારનો વહિવટ ડાયરેકટરોની કોર્ટ કરે. ( ૩ ) ગવર્નર–જનરલની કાઉન્સિલમાં ચારને બદલે ત્રણ સભ્યો રાખવામાં આવ્યા, અને અગત્યની બાબતોમાં ગવર્નર–જનરલને પોતાની કાઉન્સિલની વિરૂદ્ધ કામ કરવાની સત્તા આપવામાં આવી. ( ૪ ) બોર્ડઓફ કન્ટ્રોલને દેશી રાજ્યો સાથે લડાઇ અથવા સુલેહ કરવાની સંપૂર્ણ સત્તા આપવામાં આવી. ( ૫ ) ગવર્નર–જનરલને પાર્લામેન્ટની રજા સિવાય કોઈ પણ દેશી રાજ્ય સાથે સુલેહ કે લડાઈ કરવાની મના કરવામાં આવી. ( ૬ ) મુંબઈ અને મદ્રાસના ગવર્નરોને ગવર્નર–જનરલ જેવીજ કાઉન્સિલો આપવામાં આવી. (૭) મુંબઇ અને મદ્રાસની સરકારો ઉપર કલકત્તાની સરકારને વિશેષ સ્પષ્ટ અધિકારો આપવામાં આવ્યા.

**Its effects.**

આ કાયદાનું પરિણામ એ આવ્યું કે હિન્દમાં કમ્પનીનાં રાજ્યની ખરી સત્તા બોર્ડ ઓફ કન્ટ્રોલના હાથમાં ગઈ, અને કમ્પનીની રાજકીય બાબતોમાં માત્ર નામનીજ સત્તા રહી. હિન્દુસ્તાનમાં ન્યાય અને રાજ્ય-કારભાર વધારે સુવ્યવસ્થિત થયાં, અને ગેરવ્યવસ્થા અટકી.

## ( ૩ ) પહેલો મહિસુર વિગ્રહ.

**First Mysore War.**

( ઈ. સ. ૧૭૬૭ થી ૧૭૬૯ )

ઈ. સ. ૧૭૬૭ માં ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની અને મહિસુરના સુલતાન હૈદરઅલ્લી વચ્ચે વિગ્રહ શરૂ થયો. તેનાં કારણો નીચે મુજબ હતાં:—

કારણોઃ—(૧) કમ્પનીએ હૈદર વિરૂદ્ધ નિઝામને મદદ કરી હતી; અને નિઝામે મહિસુરના મુલકમાં આવેલા બાલાઘાટ પ્રાંતનું મહેસુલ કમ્પનીને આપવાનું કબુલ કર્યું હતું. અને તેના બદલામાં કમ્પની નિઝામને હૈદર વિરૂદ્ધ મદદ કરવા બંધાઈ હતી. (૨) કર્ણાટકના નવાબ મહમદઅલ્લીએ હૈદરનાં રાજ્યમાં આવેલ બાર મહાલોની દિવાની અંગ્રેજોને લખી આપી હતી, અને કોઈ પણ રીતે આ દિવાનીનો હક્ક સાબીત કરવાનો અંગ્રેજોનો ઇરાદો હતો. આવી રીતે હૈદર વિરૂદ્ધ લડાઈ કરવામાં અંગ્રેજોનો જ દોષ હતો.

પરિણામઃ—હૈદરે આ વિગ્રહમાં અંગ્રેજોને હાર આપી, અને ઠેઠ મદ્રાસ સુધી જઈ પહોંચ્યો. તેથી અંગ્રેજોએ ગભરાઇને તેની સાથે સુલેહ કરી. આ સુલેહથી હૈદરને કારૂરનો પ્રાંત મળ્યો, અને બન્ને પક્ષકારો સંકટ સમયે એક બીજાને મદદ કરવા બંધાયા. આવી રીતે ઈ. સ. ૧૭૬૯ માં આ વિગ્રહનો અંત આવ્યો.

## (૪) બીજો મહિસુર વિગ્રહ.

**The Second Mysore War-**

(ઈ. સ. ૧૭૭૯–૧૭૮૪)

ઇ. સ. ૧૭૭૯ માં કમ્પની અને હૈદર વચ્ચે બીજો વિગ્રહ શરૂ થયો. તેનાં કારણો નીચે મુજબ હતાં:—

કારણો:—(૧) પહેલા મહિસુર વિગ્રહને અંતે થયેલ સંધિ મુજબ હૈદરને કારૂરનો પ્રાંત મળવાનો હતો, અને સંકટ સમયે અંગ્રેજો તેને મદદ કરવા બંધાયા હતા. પણ હૈદરનાં રાજ્ય ઉપર મરાઠાઓએ ચઢાઈઓ કરી ત્યારે અંગ્રેજોએ હૈદરને મદદ કરી નહિ. (૨) બાલાઘાટનો પ્રાંત અને બાર મહાલની દિવાની મેળવવાની હજી અંગ્રેજોને હોંશ હતી. (૩) અંગ્રેજોએ નિઝામના ભાઇ બસાલતજંગને હૈદર વિરૂદ્ધ મદદ કરવાનું વચન આપ્યું હતું. (૪) આ વખતે યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ચાલતી હતી, તેથી અંગ્રેજોએ હિન્દના પશ્ચિમ કિનારા ઉપર આવેલું માહીનું બંદર લીધું. આ બંદરની માલેકી હૈદરની હતી, તથા અંગ્રેજોએ હૈદરની પરવાનગી વગર તેનાં રાજ્યમાંથી માહી જીતવા માટે લશ્કર મોકલ્યું હતું. આ બધાં કારણોથી ગુસ્સે થઈને હૈદરે અંગ્રેજો સામે લડાઇ જાહેર કરી (ઇ. સ. ૧૭૭૯).

પરિણામ:— શરૂઆતમાં આ વિગ્રહમાં અંગ્રે-

જોની હાર થઈ. પણ વિગ્રહ દરમિયાન ઇ. સ. ૧૭૮૨ માં હૈદર મરી ગયો. ત્યાર પછી તેના દીકરા ટીપુનાં લશ્કરની હાર થઈ. છેવટે ઈ. સ. ૧૭૮૪ માં માંગલોર મુકામે ટીપુ સુલતાન અને અંગ્રેજો વચ્ચે સંધિ થઈ. આ સંધિથી બન્ને પક્ષકારોએ જીતેલો મુલક એક બીજાને પાછો આપ્યો.

## ( ૫ ) હૈદરઅલ્લીનું ચારિત્ર્ય.

**Career of Haidaralli.**

મહિસુરનો સુલતાન હૈદરઅલ્લી ઈ. સ. ૧૭૨૨માં જન્મ્યો હતો. તેનો બાપ મહિસુરમાં ફોજદાર હતો. અને તેનાં મરણ પછી હૈદર મહિસુરના રાજાની નોકરમાં રહ્યો. સાધારણ સિપાઈના દરજ્જા ઉપરથી તે ઉત્તરોત્તર ઉંચા દરજ્જા તેની બાહોશીથી મેળવતો ગયો, અને છેવટે તે લશ્કરનો સેનાપતિ થયો. ઈ. સ. ૧૭૬૬ માં મહિસુરનો રાજા કૃષ્ણરાજ મરણ પામ્યો, અને તેની પછી નંદરાજ ગાદીએ આવ્યો. રાજા સગીર ઉમ્મરનો હોવાથી સઘળી સત્તા હૈદરના હાથમાં આવી. છેવટે તેણે રાજાને પદભ્રષ્ટ કરીને પોતે મહિસુરનો રાજા થયો. તેની વધેલી સત્તાથી ચીડાઇને માધવરાવ પેશ્વા અને નિઝામે તેનાં રાજ્ય ઉપર ચડાઈ કરી. હૈદરે નિઝામને પોતાના પક્ષમાં લીધો. અને પેશ્વાને જીતેલો મુલક તથા રૂા. ૩૦ લાખનો દંડ આપીને પતાવ્યો. પછી અંગ્રેજ, મરાઠા,

અને નિઝામ તેના રાજ્ય ઉપર ચઢી આવતાં, તેણે મરાઠાઓને અને નિઝામને લાંચ આપીને અંગ્રેજોથી જુદા કર્યા, અને અંગ્રેજોને પહેલા મહિસુર વિગ્રહમાં હરાવ્યા, અને તેમને નુકસાનકારક સંધિ કરવાની ફરજ પાડી. ઇ. સ. ૧૭૭૯ માં તેણે અંગ્રેજો સામે ફરીવાર લડાઈ કરી અને તેમને શરૂઆતમાં હરાવ્યા. પણ ઈ.સ. ૧૭૮૨ માં વિગ્રહ દરમિયાન તેનું મૃત્યુ થયું.

હૈદરઅલ્લી એક ઘણો બાહોશ રાજ્યકર્ત્તા હતો. તે એક સાધારણ સિપાઇની જગ્યા ઉપરથી સુલતાન થઇ શકયો એ તેની બાહોશીનો પુરાવો છે. તેણે મહિસુરનાં નાનકડાં રાજ્યને ઘણું મોટું અને અગત્યનું બનાવ્યું. રાજનીતિમાં શત્રુઓમાં કુસંપ કરાવીને તેમને હરાવવામાં, અને યુદ્ધકળામાં તે ઘણો નિપુણ હતો. તે અભણ હતો છતાં બહાદુર અને દીર્ઘદૃષ્ટિવાળો હતો. તેણે પોતાના રાજ્યમાં ઘણા સુધારાઓ કર્યા હતાં.

---

## પ્રકરણ ૬ ઠું.

## લોર્ડ કોર્નવૉલિસ.

(ઈ. સ. ૧૭૮૩-૧૭૯૩)

**Lord Cornwallis.**

(અ) વૉરન હેસ્ટીંગ્ઝ પછી ઈ. સ. ૧૭૮૬ માં

લોર્ડ કોર્નવૉલીસ ગવર્નર જનરલ તરીકે હિન્દમાં આવ્યો. તેના આવ્યા અગાઉ તેના કહેવાથી ઇંગ્લાંડની પાર્લામેન્ટે એવો ધારો પસાર કર્યો હતો કે અગત્યની બાબતોમાં ગવર્નર-જનરલ પોતાની કાઉન્સિલના મત વિરૂદ્ધ પણ વર્તી શકે. કોર્નવોલીસે તેના અમલ દરમિયાન કેટલાક સુધારા કર્યા, અને કંપનીનો વહિવટ સુધાર્યો. આ સુધારાઓ નીચે મુજબ છેઃ—

**His reforms.**

**કોર્નવોલીસના સુધારાઃ**—(૧) તેણે કંપનીના અમલદારોને લાંચ અને બક્ષિસ લેતાં અટકાવ્યા. (૨) મુલકી ખાતાંથી ન્યાય ખાતું જુદું પાડયું, અને જમીનદારો તથા કલેકટરો પાસેથી દિવાની અને ફોજદારી સત્તાઓ લઇ લીધી. ન્યાયનાં કામ માટે તેણે દરેક જીલ્લામાં ન્યાયાધીશો નીમ્યા. (૩) તેણે કલકત્તા, મુર્શીદાબાદ, ઢાકા, અને પટનામાં ચાર પ્રાંતિક કોર્ટો સ્થાપી. (૪) ન્યાયાધીશો અત્યાર સુધી દિવાની દાવાઓમાંથી અમુક ટકા રકમ લેતા તે બંધ કરવામાં આવ્યું. (૫) વકીલો માટે પરીક્ષાની પદ્ધતિ દાખલ કરી. (૬) તેણે પોલીસખાતું સુધાર્યું, અને દરેક જીલ્લા, થાણાં અને ગામડાં માટે પોલીસની વ્યવસ્થા કરી. (૭) મોટા હોદ્દા ઉપર માત્ર અંગ્રેજોને જ નીમવાની પદ્ધત્તિ દાખલ કરી.

આ સુધારા ઉપરાંત તેણે જમાબંધીમાં જે સુધારો કર્યો તે ઘણો મહત્ત્વનો છે.

**Permanent Revenue Settlement.**

**કાયમી જમાબંધીનો ધારોઃ**—કલાઈવે બંગાળા બિહાર, અને ઓરિસ્સાની દિવાની મેળવી, પછી જમીનની મેહેસુલ ઉઘરાવવા માટે તેણે મહમદ રેઝાખાન અને સિતાપરાય નામના બે અમલદારો નીમ્યા હતા. પણ તેઓ સારૂં કામ ન કરતા, અને ખેડુતો તથા જમીનદારો ઉપર જુલમ કરતા. તેથી કંપનીને દર વર્ષે પૂરૂં મેહેસુલ મળતું નહિ. આથી વૉરન હેસ્ટીંગ્ઝે આ અમલદારોને દૂર કરીને દરેક જીલ્લામાં મેહેસુલ ઉઘરાવનાર કલેકટરો નીમ્યા, અને જમીનની મેહેસુલની રકમ પાંચ પાંચ વર્ષની મુદત માટે નક્કી કરી. આ પદ્ધતિ પણ લાંબો વખત ચાલી શકી નહિ. કારણ કે જમીનદારો પાંચ વર્ષ જેવી થોડી મુદત માટે જમીનની માલીકી ધરાવતા હોવાથી, જમીન સુધારવા તરફ જરા પણ ધ્યાન આપતા નહિ. આથી ખેડુતો ઉપર જુલમ થતો, અને મેહેસુલ પૂરી આવતી નહિ. આ સ્થિતિમાં સુધારો કરવા માટે, અને કમ્પનીને જમીનની મેહેસુલ સારાં કે ખરાબ વર્ષોમાં એક સરખી રીતે મળ્યા કરે એવા હેતુથી લોર્ડ કોર્નવોલીસે ઈંગ્લાંડની સરકારની પરવાનગીથી એમ ઠરાવ્યું કે, છેલ્લા પાંચ વર્ષની સરાસરી કાઢીને તેટલું મેહેસુલ જમીનદારોએ કમ્પનીને કાયમને માટે આપવું. તેમાં વધારો કે ઘટાડો કમ્પની તરફથી કરવામાં આવશે નહિ. આ ઉપરાંત કોર્નવોલીસના સમયમાં મેહે-

સુલ ઉઘરાવનારા કલેકટરો હતા તેમને જમીનના કાયમ માટેના માલિક ઠરાવ્યા. આ પદ્ધતિને કાયમી જમાબંધીની પદ્ધતિ કહે છે. આ કાયદાની અસર નીચે મુજબ થઇ છેઃ-(૧) ઉપજ વધે તોપણ મેહેસુલ તો કમ્પનીને ઠરાવ્યા મુજબજ આપવું પડશે, અને તેમાં વધારો કરવામાં નહિ આવે એવી ખાતરી હોવાથી જમીનદારો જમીન સુધારવા તરફ ધ્યાન આપવા લાગ્યા. (૨) વધારે ઉપજ લેવા માટે તેઓ ખેડુતો ઉપર જુલમ કરવા લાગ્યા. ખેડુતોની ફરીયાદ કમ્પની સાંભળે એમ ન હતું. (૩) થોડાં વર્ષ સુધી તો કમ્પનીને મહેસૂલ નિયમિત મળ્યા કરવાથી લાભ થયો. પણ જેમ જેમ પડતર જમીન ખેડાતી ગઈ, અને ખેતીની પેદાશના ભાવો વધતા ગયા, તેમ તેમ જમીનદારોને મેહેસુલ વધારે મળતું ગયું, પણ સરકારને તેથી કાંઈ ફાયદો થયો નહિ. આથી દેશને નુકશાન થયું. (૪) જમીનદારોને કાયમી માલીકીના હક્કો મળવાથી તેઓ કમ્પનીના વફાદાર બન્યા, અને તેમની સ્થિતિ સુધરતાં તેમના તરફથી કેળવણી, આરોગ્ય, ઉદ્યોગો વગેરેને સારી મદદ મળી.

## ત્રીજો મહિસુર વિગ્રહ.

(ઈ. સ. ૧૭૯૦-૧૭૯૨).

**The Third Mysore War.**

કારણોઃ—(૧) લોર્ડ કોર્નવોલીસે નિઝામને તેના શત્રુઓ વિરૂદ્ધ મદદ કરવાનું વચન આપ્યું. આ વચ-

નથી મહિસુરનો સુલતાન ટીપુ ગુસ્સે થયો. કારણકે તે નિઝામનો મિત્ર ન હતો. (૨) મલબાર પ્રાંતમાં ટીપુનો ખંડીઆ ચેરીકાના રાજાની હદમાં તેલીચેરી મુકામે અંગ્રેજોએ વેપારી થાણું નાંખ્યું હતું. રાજા અંગ્રેજોનો દેવાદાર હતો, અને દેવું આપી શકતો ન હતો. તેથી તેના મુલક ઉપર કમ્પનીએ ચઢાઈ કરી. આથી ટીપુ સુલતાને વાંધો લીધો. કારણકે તે રાજા તેનો ખંડીઓ હતો. (૩) ટીપુને ત્રાવણકોરનાં રાજ્ય સાથે વાંધો પડતાં તે મુલક ઉપર તેણે ચઢાઇ કરી. તેથી ત્રાવણકોરના રાજાએ કમ્પનીની મદદ માગી. તેથી કોર્નવોલીસે નિઝામ અને મરાઠાઓને પોતાના પક્ષમાં લઇને મહિસુર વિરૂદ્ધ વિગ્રહ જાહેર કર્યો.

**પરિણામ:**—આ વિગ્રહમાં ટીપુની હાર થઈ અને તેણે શ્રીરંગાપટ્ટણ મુકામે કમ્પની, નિઝામ અને મરાઠાઓ સાથે સંધિ કરી. (ઈ. સ. ૧૭૯૨). આ સંધિથી ટીપુએ કમ્પનીને માંગલોર સિવાયનો મલબાર પ્રાંત, દિંડીગુલ અને બાર મહાલના પ્રાંતો, નિઝામને કડાપ્પા અને કૃષ્ણા તથા તુંગભદ્રા વચ્ચેનો પૂર્વ ભાગ, અને મરાઠાઓને તે બે નદીઓ વચ્ચેનો પશ્ચિમ ભાગ અને બેલારી આપ્યાં. તે ઉપરાંત લડાઇની ખર્ચ પેટે ત્રણ કરોડ રૂપીઆનો દંડ કમ્પનીને આપ્યો. અને જ્યાં સુધી દંડ ન અપાય ત્યાં સુધી તેના બે શાહજાદાઓને કમ્પનીને હવાલે રાખ્યા.

આ પછી ઇ. સ. ૧૭૯૩ માં લોર્ડ કોર્નવોલિસ ઈંગ્લાંડ ગયો.



હિંદુસ્થાન
શ્રીહર્ષનું સામ્રાજ્ય
ઈ.સ. ૬૪૭
ઈંદ્રપ્રસ્થ
મથુરાં
પ્રયાગ
માળવા
ઉજ્જૈન
કાશી
પાટલીપુત્ર
સોરઠ
Ad. Sakarlal K. VOHRA.
P.G.B.M.
D.V.C.

# ( ૨ ) સર જ્હોન શોર.

**Sir John Shore.**

**( ઇ. સ. ૧૭૯૩-૧૭૯૮ )**

કોર્નવૉલિસ પછી તેની કાઉન્સિલનો પ્રથમ સભ્ય સર જ્હોન શોર ગવર્નર-જનરલ થયો. તેના કારભારમાં જાણવા જેવા બનાવો બન્યા નથી. કારણ કે તેણે શાંતિ અને સુલેહ જળવાય રહે તેવી તટસ્થતાની રાજ્યનીતિ રાખી હતી.

## તટસ્થતાની રાજ્યનીતિ.

**Non-Intervention Policy.**

ઇંગ્લાંડની સરકારે સર જ્હોન શૉરને હિન્દનાં કોઈ પણ દેશી રાજ્યમાં માથું મારવાની મના કરી હતી, તેમજ કમ્પનીએ વધારે મુલક જીતીને પોતાની જવાબદારી વધારવી નહિ એવો તેને હુકમ કર્યો હતો. આ કારણથી શોરે કોઈપણ દેશી રાજ્યના કારભારમાં હાથ ન ઘાલવાની અને તેમની સાથે લડાઈ ન કરવાની તટસ્થતાની રાજનીતિ ધારણ કરી હતી. આ નીતિની શરૂઆત કરનારો લૉર્ડ કોર્નવૉલિસ હતો. તેણે બાદશાહ શાહઆલમના પુત્રને મદદ કરવાની ના પાડી હતી. તેથી સિંધીઆ પ્રબળ થયો હતો. પરંતુ કોર્નવૉલિસ આ રાજનીતિ લાંબો વખત ચાલુ રાખી શક્યો ન હતો. જે કામ કોર્નવૉલિસ ન કરી શક્યો તે સર જ્હોન શૉરે

કર્યું, અને ગમે તે ભોગે તેણે તટસ્થતાની રાજનીતિ ચાલુ રાખી. તેણે ખર્ડાનાં યુદ્ધ વખતે નિઝામે અંગ્રેજોની મદદ માગી હતી, છતાં આપી નહિ, જેથી નિઝામને મરાઠાઓએ સખત હાર આપી. આથી નિઝામ અંદરખાનેથી કમ્પનીનો શત્રુ થઈ ગયો. અને તેણે પોતાના તાબાસાંની અંગ્રેજ સેના કાઢી નાંખીને તેને બદલે ફ્રેન્ચ સેના રાખી. અંગ્રેજો નબળા છે એવી લાગણી સૌને થઈ. તે ઉપરાંત આ રાજનીતિથી મરાઠા બળવાન થતા ગયા, અને ટીપુ સુલતાનની સત્તા વધતી ગઇ. દેશી રાજ્યોમાં માંહોમાંહે ઝઘડા શરૂ થયા અને કેટલાંક રાજ્યોમાં અંધાધુધી ચાલી. આવી સ્થિતિ સુધારવા માટે સર જ્હોન શૉર પછી લોર્ડ વેલેસ્લીએ આ રાજનીતિને તિલાંજલી આપી, અને સહાયકારી લશ્કરની યોજના ચાલુ કરી. વેલેસ્લી પછી કોર્નવોલીસ ફરી ગવર્નર જનરલ થયો. તેણે તટસ્થતાની નીતિ ફરીવાર ચાલુ કરી. તેજ પ્રમાણે બાર્લો અને લોર્ડ મીન્ટોએ પણ આ નીતિનો અમલ ચાલુ રાખવાનો પ્રયત્ન કર્યો. આનું પરિણામ એવું આવ્યું કે બાજીરાવ પેશ્વાએ સ્વતંત્ર થવાનો પ્રયત્નો કર્યો, ગુરખા, સિંધીઆ વગેરે પોતાના મુલકો વધારવા લાગ્યા, અને પિંઢારાઓ દેશમાં ત્રાસ આપવા લાગ્યા. આથી લોર્ડ હેસ્ટીંગ્ઝે આ નીતિનો કાયમને માટે ત્યાગ કરીને ચઢાઇનું ધોરણ સ્વીકાર્યું. અને તેથી હિન્દમાં અંગ્રેજોની સત્તા સાર્વભૌમ કરી.

## પ્રકરણ ૭ મું.

### માર્કવિસ ઓફ વેલેસ્લી.

### Marquis of Wellesly.

(ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫)

સર જ્હોન શૅાર પછી હિંદમાં માર્કવિસ ઓફ વેલેસ્લી ગવર્નર–જનરલ થયો (ઇ. સ. ૧૭૯૮). તે હિન્દમાં આવ્યો, ત્યારે શૅારની તટસ્થતાની નીતિનો હિમાયતી હતો, પણ હિન્દમાં આવીને તેણે જોયું કે એ નીતિથી અંગ્રેજોની સત્તાને મોટો ધોક્કો લાગ્યો હતો, અને તેમની આબરૂ ઓછી થઈ ગઈ હતી. તેમની સામે થવા અને તેમની સત્તાનો નાશ કરવા માટે દેશી રાજાઓ તૈયારી કરી રહ્યા હતા. તેથી તેણે તટસ્થતાની નીતિ તજીને ચઢાઈની નીતિનો અમલ કરવાનો, અને તેમ કરીને અંગ્રેજ સત્તા હિન્દમાં સાર્વભૌમ કરવાનો નિશ્ચય કર્યો.

### (અ) વેલેસ્લી આવ્યો ત્યારે હિંદની સ્થિતિ.

### Condition of India when Wellesly became Governor-General.

વેલેસ્લી હિંદમાં આવ્યો ત્યારે યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ ચાલતો હતો, અને નેપોલીયન બોનાપાર્ટની સત્તા જામતી જતી હતી. તેનો વિચાર હિંદમાં આવેલું ઇંગ્લાંડનું રાજ્ય જીતી લેવાનો હતો.

હિન્દમાં મોગલ બાદશાહી તદ્દન નિર્બળ થઈ હતી અને બાદશાહ મરાઠાઓનો આશ્રિત થઈ ગયો હતો. મરાઠાઓ ઘણા જોરમાં હતા. દોલતરાવ સિંધીઆ પાસે મોટું ફ્રેંચ અમલદારોએ તૈયાર કરેલું લશ્કર હતું અને તે દિલ્લી આગ્રા, દોઆબ અને મધ્ય હિન્દમાં કુલ સત્તા ભોગવતો હતો.

મહિસુરનો ટીપુ સુલતાન અંગ્રેજોનો કટ્ટો દુશ્મન હતો. તે હિન્દના સઘળા મુસલમાન રાજાઓને અંગ્રેજો સામે એકત્ર કરવાનો પ્રયાસ કરતો હતો, અને અફઘાનિસ્તાનના અમીરની અને નેપોલીઅન બોનાપાર્ટની મદદ તેણે માગી હતી.

ખર્ડાનાં યુદ્ધ સમયે નિઝામને અંગ્રેજોએ મદદ ન આપી તેથી તે પણ અંદરખાનેથી અંગ્રેજોનો દુશ્મન બન્યો હતો, અને પોતાની પાસે ફ્રેંચ લશ્કર રાખ્યું હતું. તેજ પ્રમાણે અયોધ્યા અને કર્ણાટકના નવાબો અંગ્રેજોની વિરૂદ્ધ થઈ ગયા હતા.

વેલેસ્લીને આવી મહાન્ મુશ્કેલીઓ હતી, તોપણ તેનો હેતુ પાર પાડવામાં કેટલાક અનુકૂળ સંજોગો પણ હતા. (૧) તે સમયે કંપનીની નોકરીમાં આર્થર વેલેસ્લી, લેઈક વગેરે બાહોશ લશ્કરી સરદારો હતા. (૨) હિંદના રાજાઓમાં જરા પણ સંપ ન હતો, અને તેમનાં લશ્કરો કંપનીના લશ્કર કરતાં ઘણા જ નબળાં હતાં.

(બ) આવી સ્થિતિમાં અંગ્રેજી સત્તાને હિંદમાં

સાર્વભૌમ બનાવવાનો વેલેસ્લીએ નિશ્ચય કર્યો. તેણે તેનો હેતુ નીચેની ચાર રીતે પાર પાડ્યો:-( ૧ ) મોટાં દુશ્મન રાજ્યો સાથે યુદ્ધો કરીને, કેટલાંક રાજ્યોને સામ, દામ, અને ભયથી વશ કરીને; ( ૩ ) નાના રાજ્યોને ખાલસા કરીને (૪) સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવાની રાજાઓને ફરજ પાડીને.

**How Wellesly made the English power paramount in India.**

( ૧ ) શરૂઆતમાં મહિસુરના ટીપુ સુલતાન સાથે વિગ્રહ કરીને તેને હરાવ્યો અને મારી નાંખ્યો, અને તેનું રાજ્ય ખાલસા કર્યું, અને તેમાંથી કેટલોક ભાગ જૂના રાજા કૃષ્ણરાજ વોડીઆરને આપી તેને ખંડીઓ બનાવ્યો. તેજ પ્રમાણે ઇ. સ. ૧૮૦૨ માં પેશ્વા બાજીરાવ બીજા સાથે વસાઈની સંધિ કરી, અને તેને પેશ્વાપદ મેળવી આપવામાં મદદ કરી. આ સંધિથી પેશ્વા અંગ્રેજોનો તાબેદાર બન્યો; પણ સિંધીઆ, હોલ્કર અને ભોંસલેએ આ સંધિ સ્વીકારી નહિ, તેથી તેમને જુદે જુદે વખતે હરાવ્યા, અને તેમને પોતાની સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવાની ફરજ પાડી. ( ૨ ) નિઝામને શામ, દામ અને ભયથી વશ કરી લીધો. અને તેને પણ સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવાની ફરજ પાડી. તે જ પ્રમાણે અયોધ્યાના નવાબને પણ તે યોજના સ્વીકારવાની ફરજ પાડી. ગાયકવાડે પણ આ યોજના કબુલ

રાખી. ( ૩ ) તાંજોરની ગાદી માટે ઝઘડો ચાલતો હતો તેથી વેલેસ્લીએ તે ગાદીના હક્કદારને વર્ષાસન બાંધી આપીને તાંજોરનો મુલક ખાલસા કર્યો. કર્ણાટકનો નવાબ અપુત્ર મરી જવાથી તેનું રાજ્ય પણ ખાલસા કર્યું. (૪) વેલેસ્લીએ મહિસુરના રાજા, પેશ્વા, નિઝામ, સિંધિઆ, ભોંસલે, અયોધ્યાના નવાબ, ગાયકવાડ વગેરે રાજાઓને સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવાની ફરજ પાડીને તેમને કમ્પનીના માંડલિક રાજાઓ બનાવ્યા, આ રીતે તેણે હિંદમાં અંગ્રેજ સત્તા સાર્વભૌમ કરી.

### (ક) સહાયકારી લશ્કરની યોજના.

### The Subsidiary System-

જે યોજનાથી લોર્ડ વેલેસ્લી હિન્દમાં અંગ્રેજસત્તા સાર્વભૌમ કરી શકયો, તે યોજનાને સહાયકારી યોજના કહેવામાં આવે છે. આ જ સમયે યુરોપમાં ઈંગ્લાડ અને ફ્રાન્સ વચ્ચેનો વિગ્રહ ચાલતો હતો, તેમાં ઈંગ્લાંડ ફ્રાન્સ વિરૂદ્ધ બીજાં રાજ્યોને નાણાં ધીરી મોટાં મોટાં લશ્કરો તે રાજ્યો પાસે તૈયાર કરાવતું હતું. આવી રીતે ધીરેલાં નાણાંને ઈંગ્લાંડની સરકાર "Subsidy" કહેતી. વેલેસ્લીએ આ વિચારને હિંદમાં જુદું સ્વરૂપ આપ્યું, અને તેથી કમ્પનીને સાર્વભૌમ બનાવી, વેલેસ્લીએ આ યોજના મહિસુરના રાજા, પેશ્વા, નિઝામ, સિંધીઆ, ભોંસલે, અયોધ્યાનો નવાબ, ગાયકવાડ વગેરે દેશી રાજાઓને

સ્વીકારવાની ફરજ પાડી હતી. આ યોજનાનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે છેઃ—(૧) બધાં દેશી રાજ્યોએ કમ્પનીનું સર્વોપરિપણું સ્વીકારવું. (૨) કોઈ પણ દેશી રાજા કમ્પનીની પરવાનગી વગર બીજા રાજા સાથે વ્યવહાર રાખી શકે નહિ. (૩) દરેક દેશી રાજાની રાજધાનીનાં શહેરોમાં કમ્પનીનો એક રેસીડન્ટ રહે. (૪) દરેક રાજ્યે કમ્પનીનાં લશ્કરની એક ટુકડી પોતાના ખર્ચે રાજ્યમાં રાખવી. અને પોતાના લશ્કરની સંખ્યા કમ્પનીના હુકમ પ્રમાણે રાખવી. (૫) કમ્પનીનું લશ્કર પોતાના રાજ્યમાં રહે તેના ખર્ચ બદલ દરેક રાજાએ પૈસા અથવા મુલક આપવો. (૬) આ બધાના બદલામાં કમ્પની સરકાર દરેક રાજ્યનું રક્ષણ કરવા માટે બંધાય. (૭) કોઈ દેશી રાજ્યનો રાજા સગીર હોય, અથવા નાદાર થઈ જાય, અથવા બીજું હરકોઈ વાજબી કારણ ઉપસ્થિત થાય તો તેવા પ્રસંગોએ કમ્પનીએ તેનાં રાજ્યનો વહિવટ પોતાના હસ્તક લેવો. (૮) દેશીરાજાઓના મુલકની સલામતી માટે કમ્પની જવાબદાર રહે. (૯) પરદેશીઓને પોતાની નોકરીમાં રાખતી વખતે દરેક દેશી રાજાએ કમ્પનીની પરવાનગી લેવી.

### Its effects.

આ યોજનાની નીચે પ્રમાણે અસરો થઈ છેઃ—(૧) હિન્દમાં કમ્પનીની સત્તા સર્વોપરિ થઈ. (૨) દેશી રાજ્યોની સાંહોસાંહેલી લડાઇઓ બંધ થઈ, અને

તેમનો કારભાર સુધર્યો, તેથી લોકો સુખી થયા. અને રાજાઓની ચિંતાઓ ઘટી. (૩) કમ્પની દેશી રાજ્યોને ખર્ચે મોટું લશ્કર રાખવા શકિતમાન્ થઈ. (૪) રાજાઓને પોતાના મુલકની સલામતીની ચિંતા ઘટવાથી તેઓ મોજશોખી, ઉડાઉ, આળસુ અને કેળવણી વગરના થઈ ગયા. (૫) ઘણા રાજાઓ તેમના ખરાબ રાજ્ય કારભારને લીધે પોતાનાં રાજ્યો ગુમાવી બેઠા. (૬) હિન્દમાં જ્યાં જ્યાં કમ્પનીનું રાજ્ય હતું, ત્યાં બધે સુલેહ અને શાંત પ્રસર્યાં. (૭) આ યોજનાથી દેશી રાજાઓની સ્વતંત્રતાનો નાશ થયો ખરો; પરંતુ એકંદર આ યોજનાથી હિન્દી પ્રજાને તો લાભ જ થયો. કારણકે હિન્દુસ્તાનમાં બધે શાંતિ ન હોય, અને એક સાર્વભૌમ સત્તા ન હોય, તો હિન્દમાંની જુદી જુદી પ્રજાઓ એકત્ર થઇ શકે નહિ, અને તેથી કદી સ્વરાજ્ય ભોગવી શકે નહિ.

## (૬) ચોથો મહિસુર વિગ્રહ. (ઈ. સ. ૧૭૯૯)

### The Fourth Mysore War.

**કારણો:**—ત્રીજા મહિસુર વિગ્રહને અંતે થયેલી શ્રીરંગપુરણની સંધિથી મહિસુરના ટીપુ સુલતાને ઘણો મુલક ખોયો હતો. અને તે પાછો મેળવવાનો તેનો ઇરાદો હતો. તેણે તુર્કી, અફઘાનિસ્તાન, ફ્રાન્સ વગેરે સ્થળોએ પોતાના એલચીઓ મોકલીને તે રાજ્યો પાસેથી અંગ્રેજો સામે મદદ માગી હતી. જો કે તે પોતે નબળો થઈ

ગયો હતો, અને તેના પાડોશી મરાઠાઓ તેના કટ્ટા દુશ્મન હતા. તેથી પોતાનો મુલક પાછો મેળવવાની આશા વ્યર્થ હતી, એમ તે જાણતો હતો. તેમજ ફ્રાંસનો નેપોલીયન તેને મદદ કરે એવો સંભવ પણ ન હતો. તોપણ જ્યારે ફ્રાન્સના તાબાના મોરીશીયસ ટાપુથી ફ્રેન્ચ લશ્કરની એક ટુકડી મલબાર આવી, ત્યારે તેનો લાભ લઇને વેલેસ્લીએ ટીપુ સામે લડાઇ જાહેર કરી. નિઝામે કમ્પનીને મદદ કરી, અને ચોથો મહિસુર વિગ્રહ શરૂ થયો.

**પરિણામ:**—આ વિગ્રહમાં ટીપુ હાર્યો અને માર્યો ગયો, અને તેનું રાજ્ય કમ્પનીએ ખાલસા કર્યું. ટીપુના દીકરાઓને વર્ષાસન બાંધી આપીને વેલોરમાં નજરકેદ રાખવામાં આવ્યા. મહિસુરની ગાદી ઉપર જુના હિન્દુ રાજાના વંશજ કૃષ્ણરાજ વોડીઅરને સહાયકારી લશ્કરની યોજના સ્વીકારવાની શરતે બેસાડવામાં આવ્યો. મહિસુરનાં રાજ્યનો કેટલોક ભાગ કમ્પનીએ ખાલસા કર્યો, અને કેટલોક નિઝામને આપ્યો.

### (ઈ) વેલેસ્લીએ ખાલસા કરેલા મુલકો.

### Territories annexed by Wellesly.

વેલેસ્લીએ પોતાની સહાયકારી લશ્કરની યોજના દેશી રાજ્યો પાસે સ્વીકારાવીને તેમને કમ્પનીનાં માંડલિક બનાવ્યાં હતાં. અને તેમના રાજ્યમાં આ યોજનાની રૂઇએ રાખેલાં કમ્પની લશ્કરના ખર્ચ બદલ તેમની

પાસેથી મુલકો લીધા હતા. આ ઉપરાંત નીચેના મુલકો વેલેસ્લીએ ખાલસા કર્યા હતાઃ—તાંજોર, મહિસુરનાં રાજ્યનો કેટલોક ભાગ, સુરત, કર્ણાટક, રોહિલખંડ, ગોરખપુર જીલ્લો, બાલાસોર અને કટક તથા ગોદાવરી વચ્ચેનો મુલક, ગોદાવરી અને અજંતાના ડુંગરોની વચ્ચેનો મુલક, અહમદનગર, ભરૂચ અને ગંગા અને જમના નદીઓ વચ્ચેનો દોઆબ.

---

## પ્રકરણ ૮ સું.

### લોર્ડ કોર્નવૉલિસ.

(ઇ. સ. ૧૮૦૫)

### સર જ્યોર્જ બાર્લો (ઇ. સ. ૧૮૦૫–૧૮૦૭)

(૧) લોર્ડ કોર્નવૉલીસ. (ઇ. સ. ૧૮૦૫) લોર્ડ વેલેસ્લીની પછી લોર્ડ કોર્નવૉલીસ બીજીવાર ગવર્નર-જનરલ તરીકે હિન્દમાં આવ્યો. પણ તે આવ્યા પછી થોડા વખતમાં જ મરી ગયો. તેથી તેના પછી સર જ્યોર્જ બાર્લો ગવર્નર-જનરલ થયો.

### (૨) સર જ્યોર્જ બાર્લો.

Sir George Barlow.

(ઇ, સ. ૧૮૦૫–૧૮૦૭)

વેલેસ્લીના અમલ દરમિયાન કંપનીએ ઘણા વિગ્રહો

કર્યા હતા તેથી પુષ્કળ ખર્ચ થયો હતો, અને કમ્પનીએ ઘણા મુલકો મેળવીને પોતાની જવાબદારી વધારી દીધી હતી. આથી બાર્લોને સુલેહશાંતિ જાળવવાની ખાસ સૂચના હતી. તેથી બાર્લોએ હોલ્કર સાથેનો વિગ્રહ બંધ કરી દીધો, અને હોલ્કર અને સિંધીઆ સાથે સુલેહ કરી. આ સુલેહથી સિંધીઆને ગ્વાલીઅર અને ગોહદ પાછાં મળ્યાં, અને તેણે રૂ. ૪ લાખનાં વર્ષાસન બદલ દોઆબમાં આવેલી તેની જાગીરો કમ્પનીને આપી. હોલ્કરની સાથે પણ તેના લાભની સંધિ કરવામાં આવી. તેણે ખોયેલો મુલક તેને પાછો મળ્યો. આ પ્રમાણે હિન્દમાં તેણે ચાલતા વિગ્રહો બંધ કરીને શાંતિ સ્થાપી.

## વેલોરનો બળવો.

### The Vellore Mutiny.

### (ઇ. સ. ૧૮૦૭)

ઇ. સ. ૧૮૦૫ માં મદ્રાસનાં હિન્દી લશ્કરમાં ત્યાંના સેનાપતિએ કેટલાક સુધારા દાખલ કર્યા. તે સુધારા લશ્કરના સિપાઈઓને ગમ્યા નહિ. તેથી તેઓએ લશ્કરના ઉપરીઓ પાસે પોતાનો અણગમો જાહેર કર્યો, પણ મદ્રાસ સરકારે આ ફરીયાદો દૂર કરવા તરફ ધ્યાન આપ્યું નહિ. તેથી વેલોરમાંની લશ્કની છાવણીના હિન્દી સિપાઈઓએ બળવો કર્યો અને ૧૧૩ અંગ્રેજ અમલદારોનાં ખૂન કર્યાં. પણ આ બળવો તરતજ દાબી દેવામાં

આવ્યો અને બળવાના આગેવાનોને શિક્ષા કરવામાં આવી. ટીપુ સુલતાનના બે દીકરાઓ ઉપર નકામો શક આવવાથી તેમને કલકત્તા મોકલી દેવામાં આવ્યાં. તથા મદ્રાસના ગવર્નર બેન્ટીંક અને સેનાપતિને ઈંગ્લાંડ પાછા બોલાવી લેવામાં આવ્યા, અને સર જ્યોર્જ બાર્લોને મદ્રાસને ગવર્નર નીમવામાં આવ્યો. આવી રીતે બાર્લોના કારભારનો અંત આવ્યો. (ઈ. સ. ૧૮૦૭)

---

## પ્રકરણ ૯ મું.

---

## લૉર્ડ મિન્ટો.

**Lord Minto's Administration.**

(ઈ. સ. ૧૮૦૭–૧૮૧૩)

સર જ્યોર્જ બાર્લો પછી લૉર્ડ મિન્ટો ગવર્નર–જનરલ તરીકે હિન્દમાં આવ્યો. તે તટસ્થતાની નીતિનો હિમાયતી હતો. પરંતુ અહીં આવ્યા પછી તેને જણાયું કે દેશી રાજ્યોની ખટપટમાં પડ્યા વગર છુટકો નથી. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતાઃ—

અ. (૧) બુંદેલખંડમાં અંધાધુંધી ચાલી રહી હતી. તેથી મિન્ટોએ ત્યાં એક લશ્કર મોકલીને અજયગઢ, કાલંજર અને રેવાના રાજાઓને વશ કર્યા. અને હરિઆણાના જાટ ખંડને દાબી દીધું (ઇ. સ. ૧૮૦૭–૧૮૧૨).

(૨) કોંકણમાં આવેલાં વેનગુર્લા અને માલવણ ખાલસા કર્યાં. (૩) બંગાળાના ઉપસાગરમાં અને હિન્દી મહાસાગરમાં આવેલાં ડચ થાણાંઓ સર કર્યાં. (૪) ત્રાવણકોરનાં રાજ્યને કમ્પનીનાં સહાયકારી લશ્કરનું ખર્ચ ઘણું બોજારૂપ લાગતું હતું. અને તેના દિવાનને અને કમ્પનીના રેસીડન્ટને જરા પણ બનતું ન હતું તેથી તેને કાલિકટ મોકલી દેવામાં આવ્યો. આથી રાજાના લશ્કરે બળવો કર્યો. મિન્ટોએ લશ્કર મોકલીને બળવો દાબી દીધો, અને દિવાનને કેદ કર્યો; તથા ત્રાવણકોરનાં રાજ્યની વ્યવસ્થા સુધારવા માટે પાંચ વર્ષ સુધી એ રાજ્ય કંપનીની સત્તા નીચે રાખ્યું, અને ઇ. સ. ૧૮૧૩માં ત્યાંના રાજાને તે પાછું સોંપ્યું. (૫) અફઘાનિસ્તાનમાં અને સિંધમાં મિન્ટોએ એલચીઓ મોકલ્યા. (૬) પંજાબના શિખ રાજા રણજીતસિંહ સાથે અમૃતસરની સંધિ કરીને તેને કમ્પનીનો મિત્ર બનાવ્યો. (ઇ. સ. ૧૮૦૯) (૭) ઇ. સ. ૧૮૧૩માં કમ્પનીને મળેલો વીશ વર્ષનો પટ્ટો પૂરો થયો હતો, તેથી બીજાં વીશ વર્ષનો પટ્ટો ઇંગ્લાંડની સરકારે કરી આપ્યો. આ પટ્ટામાં નીચેની બાબતો મુખ્ય હતી:—કમ્પની સિવાયના ઇંગ્લાંડના બીજા લોકોને હિન્દમાં વેપાર કરવાનો હક્ક આપવામાં આવ્યો; હિન્દમાં નોકરી કરતા અંગ્રેજ અમલદારોને માટે હિન્દના ખર્ચે "ચર્ચ" નીભાવવા એક બીશપ અને ત્રણ આર્ચડીકનો રાખવાનું ઠરાવવામાં આવ્યું, ખ્રિસ્તી

ધર્મનો બોધ પાદરીઓ હિન્દમાં આપી શકે. અને વિજ્ઞાન અને સાહિત્યના ઉત્તેજન અર્થે દર વર્ષે કમ્પનીએ રૂા. ૧ લાખ ખર્ચવા.

## (બ) શિખ સત્તાનો ઉદય.

## Rise of the Sikh Power-

મુસલમાનોનું હિન્દમાં રાજ્ય થયા પછી તેમના ધર્મ ઇસ્લામના એકેશ્વરવાદની હિન્દુ ધર્મ ઉપર ભારે અસર થઈ. પંદરમાં સૈકામાં આ બન્ને ધર્મોની વચ્ચેનો ભેદ દૂર કરવા માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. રામાનંદ, કબીર વગેરે સંતોએ રામ અને રહીમ એકજ છે એવો લોકોને ઉપદેશ કરી પરમેશ્વર એક જ છે એવો ઉપદેશ કર્યો. તેમના પછી નાનકે પણ તેજ કામ કર્યું. નાનક પંદરમા સૈકામાં છેવટના ભાગમાં જન્મ્યો હતો તેણે એકેશ્વરવાદનો ઉપદેશ ઠેકઠેકાણે ફરીને કર્યો. તેણે હિન્દુ ધર્મ અને ઇસ્લામના સારાં તત્વો લઇને એક નવો પંથ સ્થાપ્યો, અને તેમાં ઘણાં લોકો જોડાયા. આ પંથમાં દાખલ થનારા શિખ (શિષ્ય) કહેવાતા, અને તેમનો ધર્મ શિખ ધર્મ કહેવાયો. આ પંથમાં મૂર્તિ-પૂજા, ગૌવધ, ધાર્મિક અસહિષ્ણુતા, અને વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરવામાં આવ્યો હતો. તેથી આ ધર્મનો એક-દમ ફેલાવો થયો.

શરૂઆતમાં શિખ લોકો અને મુસલમાનો વચ્ચે

કાંઇ અથડામણી થઈ ન હતી. પણ મોગલ બાદશાહ જહાંગીરના વખતથી મુસલમાનો અને શિખો વચ્ચે દુશ્મનાવટ શરૂ થઈ. તે વખતે શિખ લોકોનું સુવર્ણ મંદિર બંધાવનારા તેમના ગુરૂ અર્જુનસિંહને જહાંગીરે મારી નાખ્યો. આથી શિખ લોકો મોગલ રાજ્યના દુશ્મન બન્યા. ઔરંગઝેબે પણ તેમને હેરાન કર્યા હતા, અને તેના ગુરૂ તેજબહાદુરને મારી નાખ્યા હતા. આથી શિખ લોકોએ સ્વબચાવમાં શાંતિનો માર્ગ છોડી દઈને ધર્મનું રક્ષણ કરવા લશ્કરી સ્વરૂપ ધારણ કર્યું. તેમના લશ્કરનું નામ ખાલસા હતું. ઔરંગઝેબના પછી બહાદુરશાહે તેમના ઉપર જુલમ ગુજારી તેમના ધર્મગુરૂને ક્રૂરતાથી મારી નાંખ્યા. મોગલાઇની પડતી દશામાં શિખોએ ફરી જોર કર્યું. ઇ. સ. ૧૭૬૧ નાં પાણીપતનાં યુદ્ધ પછી શિખોએ અહમદશાહ અબદલ્લી સામે લડીને ધીમે ધીમે અફ્ગાનોના હાથમાંથી પંજાબનો મુલક જીતી લીધો, અને ત્યાં નાનાં ૧૨ સંસ્થાનો સ્થાપ્યાં. આ સંસ્થાનો તે મિસલ કહેવામાં આવતાં.

**The Contribution of Ranjitsingh towards it.**

આવા એક શિખ સંસ્થાનનો રાજા મહાસિંહ નામનો એક બાહોશ શિખ સરદાર હતો. તેણે આ બાર સંસ્થાનોનો એક સંઘ બનાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. તેના પુત્રનું નામ રણજીતસિંહ હતું, મહાસિંહના મરણ પછી રણજીતસિંહ સરદાર થયો, અને

ધર્મનો બોધ પાદરીઓ હિન્દમાં આપી શકે. અને વિજ્ઞાન અને સાહિત્યના ઉત્તેજન અર્થે દર વર્ષે કમ્પનીએ રૂા. ૧ લાખ ખર્ચવા.

## (ખ) શિખ સત્તાનો ઉદય.

## Rise of the Sikh Power-

મુસલમાનોનું હિન્દમાં રાજ્ય થયા પછી તેમના ધર્મ ઇસ્લામના એકેશ્વરવાદની હિન્દુ ધર્મ ઉપર ભારે અસર થઈ. પંદરમાં સૈકામાં આ બન્ને ધર્મોની વચ્ચેનો ભેદ દૂર કરવા માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. રામાનંદ, કબીર વગેરે સંતોએ રામ અને રહીમ એકજ છે એવો લોકોને ઉપદેશ કરી પરમેશ્વર એક જ છે એવો ઉપદેશ કર્યો. તેમના પછી નાનકે પણ તેજ કામ કર્યું. નાનક પંદરમા સૈકામાં છેવટના ભાગમાં જન્મ્યો હતો તેણે એકેશ્વરવાદનો ઉપદેશ ઠેકઠેકાણે ફરીને કર્યો. તેણે હિન્દુ ધર્મ અને ઇસ્લામના સારાં તત્ત્વો લઇને એક નવો પંથ સ્થાપ્યો, અને તેમાં ઘણાં લોકો જોડાયા. આ પંથમાં દાખલ થનારા શિખ (શિષ્ય) કહેવાતા, અને તેમનો ધર્મ શિખ ધર્મ કહેવાયો. આ પંથમાં મૂર્તિ-પૂજા, ગૌવધ, ધાર્મિક અસહિષ્ણુતા, અને વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરવામાં આવ્યો હતો. તેથી આ ધર્મનો એક-દમ ફેલાવો થયો.

શરૂઆતમાં શિખ લોકો અને મુસલમાનો વચ્ચે

તેણે ધીમે ધીમે યુક્તિથી કે લડાઈઓ કરીને સતલજ નદીની ઉત્તરનાં ઘણાં ખરાં સંસ્થાનો એક કરી પંજાબમાં શિખ લોકોનું બળવાન રાજ્ય સ્થાપ્યું.

ત્યાર પછી સતલજની દક્ષિણમાં આવેલાં શિખ સંસ્થાનોને પોતાના છત્ર નીચે લાવવાનો તેણે વિચાર કર્યો; પરંતુ આ સંસ્થાનો અંગ્રેજોના રક્ષણમાં હોવાથી અને અંગ્રેજો સાથે લડાઇ ન કરવાનો તેનો ઇરાદો હોવાથી તેણે અમૃતસર મુકામે અંગ્રેજો સાથે સંધિ કરી. (ઇ. સ. ૧૮૦૯). અને આ સંધિથી કમ્પનીનાં રાજ્ય અને પોતાનાં રાજ્યની સરહદ સતલજ નદી ઠરાવવામાં આવી. રણજીતસિંહ જીવ્યો ત્યાં સુધી તે અંગ્રેજોનો મિત્ર રહ્યો, અને તેણે પશ્ચિમમાં અફઘાનિસ્તાનનો કેટલોક મુલક, દક્ષિણે મુલતાન પ્રાંત અને ઉત્તરે કાશ્મીર જીતી શિખ રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો.

### (ક) રણજીતસિંહજીનું ચરિત્ર.

રણજીતસિંહનો જન્મ ઇ. સ. ૧૭૮૦ માં થયો હતો. તેનો બાપ મહાસિંહ પંજાબનાં એક શિખ સંસ્થાનનો રાજા હતો. બાર વર્ષની ઉંમરે તેનાં બાપનાં મરણ પછી રણજીતસિંહ ગાદી ઉપર આવ્યો. ઉમર લાયક થયા પછી તેણે તેના બાપનું અધુરૂં રહેલું કાર્ય પૂરૂં કરવાની શરૂઆત કરી. તેના બાપ મહાસિંહ બધાં શિખ-સંસ્થાનોને એકત્ર કરીને તેમનું એક બળવાન રાજ્ય બનાવવાનો ઇરાદો રાખતો હતો. ઇ. સ. ૧૭૯૪ માં

અફઘાનિસ્તાનનો અમીર ઝમાનશાહ પંજાબ ઉપર ચઢી આવ્યો, ત્યારે રણજીતસિંહે તેને ઘણી મદદ કરી હતી. જ્યારે અમીર પાછો ગયો, ત્યારે તે રણજીતસિંહને લાહોરનો સુબો બનાવતો ગયો. ઝમાનશાહનાં મરણ પછી રણજીતસિંહ લાહોરમાં સ્વતંત્ર થઈ ગયો, અને પંજાબનો બીજો મુલક જીતવાની શરૂઆત કરી. તેણે અફઘાનોને પંજાબમાંથી હાંકી કાઢયા અને આખો પંજાબ જીતી લીધો. પરંતુ સતલજ નદીના દક્ષિણ કિનારા ઉપર હજી પતિયાળા, નભા વગેરે શિખ સંસ્થાનો આવેલાં હતાં, તેને વશ કરવાના ઈરાદાથી તેમની ઉપર તેણે ચઢાઇ કરી. અને તેમની પાસેથી ખંડણી વસુલ કરી. પણ આ રાજ્યો કમ્પનીના આશ્રય નીચે આવવાનો વિચાર કરતાં હતાં. તેથી લોર્ડ મિન્ટોએ ચાર્લ્સ મેટકાફ નામના અંગ્રેજ અમલદારને રણજીતસિંહ પાસે મોકલ્યો. તેણે રણજીતસિંહ સાથે ઇ. સ. ૧૮૦૯ માં અમ્રતસર મુકામે સંધિ કરી. આ સંધિથી કમ્પની અને રણજીતસિંહનાં રાજ્યોની સરહદ સતલજ નદી ઠરાવવામાં આવી, અને બન્નેએ એકબીજા સાથે મિત્રાચારી રાખવાનું કબુલ કર્યું. પતીયાળા, નભા, ઝિંદ, કપરથલા વગેરે શિખ રાજ્યો કમ્પનીનાં આશ્રિત બન્યાં. આ પ્રમાણે સતલજ નદીની પેલી બાજુ આગળ વધવાનો રસ્તો બંધ થવાથી રણજીતસિંહે પોતાનું રાજ્ય ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમમાં વધાર્યું. તેણે પેશાવર, મુલતાન અને કાશ્મીરના પ્રાંતો જીતી લીધા. અને પંજાબમાં

અફઘાનિસ્તાનનો અમીર ઝમાનશાહ પંજાબ ઉપર ચઢી આવ્યો, ત્યારે રણજીતસિંહે તેને ઘણી મદદ કરી હતી. જ્યારે અમીર પાછો ગયો, ત્યારે તે રણજીતસિંહને લાહોરનો સુબો બનાવતો ગયો. ઝમાનશાહનાં મરણ પછી રણજીતસિંહ લાહોરમાં સ્વતંત્ર થઈ ગયો, અને પંજાબનો બીજો મુલક જીતવાની શરૂઆત કરી. તેણે અફઘાનોને પંજાબમાંથી હાંકી કાઢયા અને આખો પંજાબ જીતી લીધો. પરંતુ સતલજ નદીના દક્ષિણ કિનારા ઉપર હજી પતિયાળા, નભા વગેરે શિખ સંસ્થાનો આવેલાં હતાં, તેને વશ કરવાના ઈરાદાથી તેમની ઉપર તેણે ચઢાઈ કરી. અને તેમની પાસેથી ખંડણી વસુલ કરી. પણ આ રાજ્યો કમ્પનીના આશ્રય નીચે આવવાનો વિચાર કરતાં હતાં. તેથી લોર્ડ મિન્ટોએ ચાર્લ્સ મેટકાફ નામના અંગ્રેજ અમલદારને રણજીતસિંહ પાસે મોકલ્યો. તેણે રણજીતસિંહ સાથે ઇ. સ. ૧૮૦૯ માં અમ્રતસર મુકામે સંધિ કરી. આ સંધિથી કમ્પની અને રણજીતસિંહનાં રાજ્યોની સરહદ સતલજ નદી ઠરાવવામાં આવી, અને બન્નેએ એકબીજા સાથે મિત્રાચારી રાખવાનું કબુલ કર્યું. પતીયાળા, નભા, ઝિંદ, કપરથલા વગેરે શિખ રાજ્યો કમ્પનીનાં આશ્રિત બન્યાં. આ પ્રમાણે સતલજ નદીની પેલી બાજુ આગળ વધવાનો રસ્તો બંધ થવાથી રણજીતસિંહે પોતાનું રાજ્ય ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમમાં વધાર્યું. તેણે પેશાવર, મુલતાન અને કાશ્મીરના પ્રાંતો જીતી લીધા. અને પંજાબમાં

શિખ રાજ્ય બળવાન બનાવ્યું.

રણજીતસિંહ ઘણો બહાદુર, ચતુર અને દીર્ઘદર્શી રાજા હતો. તેની બહાદુરીને માટે તે "પંજાબનો સિંહ" કહેવાય છે. તેની રાજ્યવ્યવસ્થા ઘણી સારી હતી. અને તેનું લશ્કર યુરોપીયન ઢબે કેળવાયેલું હતું. તે મહાન મુત્સદ્દી હતો. તે એક સમર્થ રાજા થઈ ગયો. તેની હયાતિ દરમિયાન તેણે ડહાપણથી પોતાના સરદારોને દાબમાં રાખ્યા હતા, અને અંગ્રેજો સાથે લડાઇમાં ઉતરવા દીધા ન હતા. પરંતુ તેનાં મરણ પછી તેના રાજ્યમાં અંધાધુધી ચાલી રહી. સરદારો માંહોમાંહે લડવા લાગ્યા. અને શિખ અને અંગ્રેજો વચ્ચે પહેલો શિખ વિગ્રહ થયો. પરિણામે પંજાબનો એક ભાગ અંગ્રેજ મુલક સાથે જોડી દેવામાં આવ્યો. બીજો શિખ વિગ્રહ ઈ. સ. ૧૮૪૮ માં થયો; અને આખા પંજાબને અંગ્રેજ મુલકમાં જોડી દેવામાં આવ્યો, અને પંજાબમાં સ્વતંત્ર શિખ સત્તા નાશ પામી.

---

## પ્રકરણ ૧૦ મું.

### માર્કવિસ ઓફ હેસ્ટીંગ્ઝ.

(ઈ. સ. ૧૮૧૩-૧૮૨૩)

લોર્ડ મિન્ટો પછી માર્કિવસ ઓફ હેસ્ટીંગ્ઝ ગવર્નરજનરલ થયો. તે વેલેસ્લીની ચઢાઈની નીતિનો હિમા-

ચતી હોવાથી વેલેસ્લીએ અધુરૂં સૂકેલ કામ તેણે પૂરૂં કર્યું. અને પંજાબ સિવાય આખા હિન્દમાં અંગ્રેજોની સત્તા તેણે સાર્વભૌમ કરી. તેના અમલ દરમિયાન નીચે જણાવેલા બનાવો બન્યા હતા:—

**Steps taken by Marquis of Hastings to expand the British power.**

**(1) Nepalese war.**

**(૧) નેપાલ સાથે વિગ્રહ:**—નેપાળના ગુરૂખાઓ પોતાનું રાજ્ય વધારવાનો પ્રયત્ન કરતા હતા, અને હેસ્ટીંગ્ઝના સમયમાં તેઓએ કમ્પનીની સરહદ ઉપર હુમલો કર્યો, અને કેટલાંક ગામો જીતી લીધાં. હેંસ્ટીંગ્ઝે તેમને જીતેલો મુલક પાછો આપી દેવાનું કહેવરાવ્યું, પણ તેઓએ તેમ ન કરવાથી તેમની સાથે તેણે વિગ્રહ જાહેર કર્યો. આ વિગ્રહમાં પ્રથમ અંગ્રેજોની હાર થઈ, પણ આખરે ગુરખાઓને સિગાઉલીની સંધિ કરીને યુદ્ધ બંધ કરવું પડયું (ઈ. સ. ૧૮૧૬). આ સંધિથી કમ્પનીને કુમાઉન, ગઢવાલ, અને તરાઇના મુલકો મળ્યા. સિમલાનો રજપૂત રાજા કમ્પનીનો આશ્રિત બન્યો. નેપાળના રાજાએ પોતાની રાજધાનીમાં અંગ્રેજ રેસીડન્ટ રાખવાનું કબુલ કર્યું, અને સિકિમ અંગ્રેજોના આશ્રય નીચે આવ્યું.

**(2) Suppression of the Pinderees.**

**(૨) પિંઢારાઓ:**—આ વખતે મધ્ય હિન્દુસ્તાનમાં પિંઢારાઓએ મહાન ત્રાસ વર્તાવ્યો હતો. તેઓ

કોઇ રાજાના આશ્રય નીચે રહીને આસપાસના મૂલકમાં લૂટફાટ કરતા, અને લોકોની ઉપર પૈસા કઢાવવા માટે અનહદ જુલમ કરતા. તેઓ પ્રથમ બિજાપુર અને ગોવળકોંડાનાં લશ્કરોમાં નોકરી કરતા, પણ એ રાજ્યોના અસ્ત થયા પછી તેઓ મરાઠાઓ સાથે ભળ્યા, અને અને સિંધીઆ અને હોલ્કરનાં લશ્કરો સાથે ઉત્તર હિન્દમાં ગયા. દેશી રાજાઓ તેમનાથી ડરતા અને કેટલાક તો તેમને મદદ કરતા. તેઓનો ત્રાસ એટલો બધો વધી ગયો હતો કે તેમને દાબી દીધા સિવાય ચાલે એમ ન હતું. તેથી હેસ્ટીંગ્ઝે ઉત્તર હિન્દના દેશી રાજાઓ પાસેથી પિંઢારાઓને દાબી દેવાનાં કામમાં મદદ લેવાનું વચન લઇને મોટાં લશ્કરો તેમની સામે મોકલ્યાં, અને પિંઢારાઓનો ઘણાં યુદ્ધોમાં પરાજય કર્યો. તેમના કેટલાક સરદારો અમીરખાન અને ગફુરખાન શરણે આવ્યા. હેસ્ટીંગ્ઝે તેમને જાગીરો આપી. બાકીના સરદારોનો નાશ કરવામાં આવ્યો. આવી રીતે હેસ્ટીંગ્ઝે પિંઢારાઓનો ત્રાસ બંધ કર્યો.

(૩) **કૃષ્ણાકુમારીનો કિસ્સો:**—ઉદેપુરના મહારાણાને કૃષ્ણાકુમારી નામે એક રૂપવતી દીકરી હતી. તેની સાથે લગ્ન કરવા માટે જયપુર અને જોધપુરના રાજાઓ હરીફાઇ કરતા હતા. એટલું જ નહિ પણ તેઓએ મહારાણાના મુલક ઉપર ચઢાઇ કરવાની ધમકી

આપી. આથી મહારાણાએ હેસ્ટીંગ્ઝની મદદ માગી. પણ હેસ્ટીંગ્ઝે મદદ કરવાની ના પાડી. પિંઢારાનો સરદાર અમીરખાન રાણાની મદદે આવ્યો, પણ તેનાથી કાંઇ થઈ શકયું નહિ. તેથી કૃષ્ણાકુમારીએ ઝેર પીને આપઘાત કર્યો.

### (4) Wars with the Marathas.

(૪) **મરાઠાઓ સાથે યુદ્ધ:**—હેસ્ટીંગ્ઝે મરાઠાઓને દાબી દેવા માટે ત્રણ વિગ્રહો કર્યા હતા. પ્રથમ વિગ્રહમાં ઇંદોરનાં લશ્કરને હરાવ્યું, અને તે રાજ્યને સહાયકારી લશ્કરી યોજના સ્વીકારવાની ફરજ પાડી. ત્યારપછી નાગપુરનો ભોંસલે રાજા આપ્પા સાહેબની સામે તેણે લડાઇ કરી. આપ્પા સાહેબ પેશ્વા બાજીરાવનો પક્ષકાર છે, અને કમ્પની વિરૂદ્ધ ખટપટ કરે છે એવો તેની ઉપર આરોપ મૂકયો. આપ્પા સાહેબને હરાવીને નાગપુરની ગાદીએ તેના સગીર ભાણેજને બેસાડ્યો, અને રાજકારભાર કમ્પનીનો અમલદાર કરવા લાગ્યો. બીજો બાજીરાવ પેશ્વા કમ્પનીના કાબુમાંથી સ્વતંત્ર થવા માગતો હતો. તેના પ્રધાન ત્ર્યંબકજી ડેંગલેએ કમ્પનીની બાંહેધરી હેઠળ પૂને ગયેલા ગાયકવાડના પ્રધાન ગંગાધરશાસ્ત્રનું ખૂન કરાવ્યું. આથી કંપનીએ તેને કેદ કયો, પણ બાજીરાવની મદદથી તે નાસી ગયો. તેથી કમ્પનીએ બાજીરાવને વશ રાખવા માટે તેની પાસેથી કેટ—

લીક સખત શરતો લખાવી લીધી. પરંતુ બાજીરાવ લશ્કર એકઠું કરતો હતો, તેથી તેની સામે ચોથો મરાઠા વિગ્રહ જાહેર કર્યો, અને તેને હરાવીને તેનું રાજ્ય ખાલસા કર્યું.

આ પ્રમાણે હેસ્ટીંગ્ઝે કમ્પનીના શત્રુઓને દાબી દઇને અંગ્રેજોની સત્તા પંજાબ સિવાય આખા હિન્દમાં સાર્વભૌમ કરી.

## (૫) હેસ્ટીંગ્ઝના સુધારા.

**Reforms of Marquis of Hastings**

પોતાનાં અમલ દરમિયાન હેસ્ટીંગ્ઝે કેટલાક સુધારાઓ કર્યા હતા તે નીચે મુજબ છેઃ–(૧) તેણે શાળાઓ અને કોલેજો સ્થાપીને વિદ્યાને ઉત્તેજન આપ્યું. (૨) દેશી ભાષાનાં વર્તમાન પત્રોને સ્વાતંત્ર્ય આપ્યું. (૩) મદ્રાસ ઇલાકામાં રૈયતવારીની જમાબંધી પદ્ધતિ શરૂ કરી. (૪) ન્યાયાધીશોના પગાર વધાર્યા. (૫) કાયમી જમાબંધીની પદ્ધતિના કેટલાક દોષો દૂર કર્યા. (૬) કલકત્તાની શેહેર સુધારણા કરી. (૭) ફરૂખસિયરે બંધાવેલી જમના નદીની નેહેર દુરસ્ત કરાવી. ઈ. સ. ૧૮૨૩ માં તે ઈંગ્લાંડ પાછો ગયો.

# પ્રકરણ ૧૧ મું.

## (૧) લોર્ડ એમહર્સ્ટ.

## Lord Amherst.

( ઈ. સ. ૧૮૨૩–૧૮૨૮ )

(૧) માર્કિવસ ઓફ હેસ્ટીંગ્ઝ પછી લોર્ડ એમહર્સ્ટ ગવર્નર–જનરલ થયો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતાઃ—

(અ) **પહેલો બ્રહ્મી વિગ્રહ.** (ઇ. સ. ૧૮૨૬–૧૮૨૮)

**The First Burmese War.**

આ સમયે બ્રહ્મદેશમાં એક મોટું સ્વતંત્ર રાજ્ય હતું. તે દેશનો રાજા પોતાનો મુલક વધારવાનો પ્રયત્ન કરતો હતો. તેનાં અને કમ્પનીનાં રાજ્ય વચ્ચે સરહદની તકરારો ચાલ્યા જ કરતી હતી. તેનું જોર એટલું બધું વધી ગયું હતું કે કમ્પનીના તાબાના સિલ્હેટ અને ચિતાગોંગ તે લઈ લેશે એવી બીક રહેતી હતી. ઇ. સ. ૧૮૨૪ માં તેણે પૂર્વ બંગાળામાં આવેલા એક અંગ્રેજ લશ્કરી મથકનો કબજો લઇ લીધો. આથી એમહર્સ્ટે તેની સામે લડાઈ જાહેર કરી. આ વિગ્રહમાં બ્રહ્મી લશ્કરની હાર થઈ, અને આસામ કમ્પનીનાં લશ્કરે જીતી લીધું. આથી યેન્દાબુ મુકામે તેમની અને કમ્પનીની વચ્ચે સંધિ થઈ. આ સંધિથી કમ્પનીને આસામ, આરા-

કાન, મણિપુર અને કાચારના પ્રદેશો મળ્યા. તેનાસરીસમાં એક અંગ્રેજ કમીશનર રાખવામાં આવ્યો, અને બ્રહ્મદેશના રાજાએ એક કરોડ રૂપીઆ દંડ આપવાનું કબુલ કર્યું.

**War with Bharatpur.**

(બ) ભરતપુર સાથે વિગ્રહઃ-ઈ. સ. ૧૮૨૫ માં પાંચ વર્ષનો બાળક બળવંતસિંહ કંપનીની પરવાનગીથી ગાદીએ આવ્યો. તેનીવતી તેનો મામો રાજ્યકારભાર ચલાવતો હતો. પણ બળવંતસિંહના પિત્રાઈ ભાઈ દુર્જનસાલે કાવતરૂં કરીને તેને મારી નંખાવ્યો, અને પોતે ગાદી પચાવી પડ્યો. આથી એમહર્સ્ટે તેની સામે લશ્કર મોકલ્યું, અને ભરતપુરના કિલ્લાને સુરંગ ફોડી ઉડાવી દીધો, દુર્જનસાલને કેદ કરી અલ્લાહબાદ મોકલવામાં આવ્યો, અને બળવંતસિંહને ફરી વાર ગાદીએ બેસાડવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૨૮ માં લોર્ડ એમહર્સ્ટ ઈંગ્લાંડ ગયો.

## (૨) લોર્ડ વિલીયમ બેન્ટીંક

**Lord William Bentinck.**

(ઇ. સ. ૧૮૨૮-૧૮૩૫)

લોર્ડ એમ્હર્સ્ટ પછી લોર્ડ વિલીયમ બેન્ટીંક ગવર્નર-જનરલ તરીકે આવ્યો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતાઃ—

(૧) કુર્ગ ખાલસા:—કુર્ગનો રાજા તેના સગાં સંબંધીઓ ઉપર ઘણો જુલમ કરતો હતો, તેથી ઇ. સ. ૧૮૩૪ માં બેન્ટીંકે ત્યાં લશ્કર મોકલીને રાજાને કેદ કર્યો અને તેને બનારસ મોકલી દીધો, અને તેનું રાજ્ય ખાલસા કર્યું.

(૨) મહિસુરમાં દરમ્યાનગીરી:-મહિસુરના રાજાનો લિંગરાજ નામનો દિવાન હતો. તે પ્રજા ઉપર ઘણો જુલમ કરતો હતો. તેની વિરૂદ્ધ શ્રીરંગપટ્ટણમાં મોટું બંડ થયું, તેથી બેન્ટીંકે લશ્કર મોકલીને દિવાનને કાઢી મૂકયો, અને રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકીને તેને પેન્શન આપી અને મહિસુર રાજ્યનો કારભાર કંપનીએ પોતાના હાથમાં લીધો. ઇ. સ. ૧૮૮૧ માં મહિસુરનું રાજ્ય ત્યાંના રાજાના વંશજને ફરીથી સુપ્રત કરવામાં આવ્યું.

(૩) બેન્ટીંકે રણજીતસિંહ પાસેથી સતલજ અને સિંધુ નદીઓ ઉપર વેપારી વહાણો ચલાવવાનો હક્ક મેળવ્યો. તેમજ સિંધના અમીરો પાસેથી સિંધુ નદીનાં મુખ સુધી વહાણો ચલાવવાનો હક્ક મેળવ્યો.

**Bentinck's reforms.**

(૪) બેન્ટીંકના સુધારા:-બેન્ટીંકના અમલનું સૌથી યશસ્વી કાર્ય તેણે કરેલા અગત્યના સુધારા છે. તે નીચે પ્રમાણે:—

(અ) **રાજકીય સુધારા:**—(૧) દરેક પ્રાંતના સરકારી દફતરો તે પ્રાંતની ભાષામાંજ રાખવા એમ બેન્ટીંકે ઠરાવ્યું. (૨) અયોધ્યા અને આગ્રા પ્રાંતની જમીનની તપાસણી અને માપણી કરાવી, અને તેમની જમીનનું મેહેસુલ નક્કી કર્યું. (૩) અફીણ પરવાનાથી વેચવાની પદ્ધતિ શરૂ કરી. (૪) લશ્કરમાં અપાતા ભથ્થાની પદ્ધતિ બંધ કરી.

(બ) **શિક્ષણ સંબંધી સુધારા:**–ઇ. સ. ૧૮૧૩ના કંપનીના પટ્ટામાં કંપનીએ દર વર્ષે રૂા. ૧ લાખ વિજ્ઞાન અને સાહિત્યના ઉત્તેજન માટે ખર્ચવા એવી કલમ હતી. પણ વીસ વર્ષ સુધી તેમાંથી કાંઇ ખર્ચ કરવામાં આવ્યો ન હતો. તેથી છેવટે આ રૂ. ૨૦) લાખનો ઉપયોગ કેવી રીતે કરવો તે નક્કી કરવા માટે બેન્ટીંકે એક કમીટી નીમી. આ કમીટીમાં મેકોલે, ડફ, વિલ્સન વગેરે સભ્યો હતા. તેઓમાં કેળવણી પશ્ચિમની કે પૂર્વની આપવી, અને તે કઈ ભાષાદ્વારા આપવી તે સંબંધી જબરો મતભેદ થયો. છેવટે મેકોલેની સલાહથી પશ્ચિમની કેળવણી અંગ્રેજી ભાષાદ્વારા આપવી એમ ઠરાવ્યું, અને તેને માટે અંગ્રેજી શાળાઓ અને કોલેજો સ્થાપવાનું નક્કી કર્યું. તેમજ અંગ્રેજી કેળવણી લેનારાઓને જાતિ, ધર્મ વગેરેનો વિચાર કર્યા સિવાય સરકારી નોકરી આપવી એમ જાહેર કરવામાં આવ્યું.

(ક) **ન્યાય ખાતાંમાં સુધારા:**—(૧) બેન્ટીંકે

ઢાકા, કલકત્તા, પટના અને મુર્શીદાબાદની કોર્ટો બંધ કરી. (૨) દરેક કોર્ટની ભાષા તેના પ્રાંતની ભાષા રાખવી એમ ઠરાવ્યું. (૩) ન્યાયાધીશોની સંખ્યામાં અને પગારમાં વધારો કરવામાં આવ્યો. (૪) અલ્હાબાદમાં એક વડી અદાલત સ્થાપી. (૫) ન્યાયાધીશોની જગ્યા હિન્દીઓને આપવી એમ ઠરાવ્યું.

(ગ) **સામાજીક સુધારા:**—(૧) બેન્ટીંકે સતી થવાનો રીવાજ નાબુદ કરવા માટે ઇ. સ. ૧૮૨૯માં એક કાયદો કર્યો, અને સતી થવું એ ગુન્હો છે, અને સતી થનારને જે મદદ કરે તે પણ ગુન્હેગાર છે એમ જાહેર કર્યું. આથી આ રીવાજ બંધ પડ્યો. (૨) દેશમાં ઠગ લોકોની ટોળીએ લૂંટફાટ કરતી અને ત્રાસ વર્તાવતી હતી, તેથી બેન્ટીંકે તેમને દાબી દીધા. (૩) રજપૂતોમાં દીકરીઓને દૂધપીતી કરવાનો રીવાજ હતો તે બંધ કરવા ઘણી મેહનત કરી. (૪) ગોંડ નામની જંગલી જાતીના માણસોમાં જીવતાં મનુષ્યોનાં બળીદાન આપવાનો રીવાજ હતો તે બંધ કર્યો.

**Charter of 1833.**

(૫) **૧૮૩૩ નો પટ્ટો:**—ઇ. સ. ૧૮૩૩માં કમ્પનીના પટ્ટાની મુદત પૂરી થતાં કમ્પનીને નવો પટ્ટો આપવામાં આવ્યો. આ પટ્ટામાં નીચેની બાબતો મુખ્ય હતી.

(અ) કમ્પનીનો ન્હાનો વેપાર અને ચીન સાથેનો એક હથ્થુ વેપાર બંધ કરવામાં આવ્યો. (બ) પ્રાંતિક

સરકારોની સત્તા વધુ સ્પષ્ટ કરવામાં આવી, અને તેમને નાણાંની અને ધારા ઘડવાની બાબતમાં હિન્દી સરકારની પૂરી તાબેદાર બનાવવામાં આવી. (ક) ગવર્નર-જનરલની કાઉન્સિલમાં એક વધારે સભ્ય મૂકીને તેના ચાર સભ્યો કરવામાં આવ્યા. (ડ) રોહિલખંડ, આગ્રા, ગોરખપુર અને દિલ્હી પ્રાંતો માટે એક ગવર્નર નીમવો. (ઈ) કમ્પનીની નોકરીમાં દરેક જગ્યા લાયકાત મુજબ ભરવી, અને તેમાં નાત, જાત, કે ધર્મનો ભેદ રાખવો નહિ. (ફ) કમ્પનીના નોકરોનાં શિક્ષણ માટે ઈંગ્લાંડમાં એક કોલેજ ઉઘાડવામાં આવી.

ઇ. સ. ૧૮૩૫ માં બેન્ટીંક ઈંગ્લાંડ ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

(૧) સર ચાર્લ્સ મેટકાફ (ઈ. સ. ૧૮૩૫–૧૮૩૬)
(૨) લૉર્ડ ઓકલેન્ડ (ઇ. સ. ૧૮૩૬-૧૮૪૨)
(૩) લૉર્ડ એલેનબરો (ઇ. સ. ૧૮૪૨–૧૮૪૪)

### (૧) સર ચાર્લ્સ મેટકાફ.

બેન્ટીંક પછી સર ચાર્લ્સ મેટકાફ ગર્વનર–જનરલ થયો (ઈ. સ. ૧૮૩૫). તેણે હિન્દી વર્તમાનપત્રો ઉપરના અંકુશો દૂર કર્યા, તે કમ્પનીના ડાયરેકટરોને

ગમ્યું નહિ, તેથી મેટકાફ રાજીનામું આપીને ઈંગ્લાંડ ગયો. ( ઈ. સ. ૧૮૩૬ ).

## ( ૨ ) લોર્ડ ઓકલૅન્ડ.

મેટકાફ પછી લોર્ડ ઓકલેન્ડ ગર્વનર–જનરલ તરીકે હિન્દમાં આવ્યો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતા.

( અ ) અયોધ્યામાં ગેરવાજબી રીતે ઓકલેન્ડે દરમ્યાનગીરી કરી. તેમજ સતારાના રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો. ( બ ) ઈ. સ. ૧૮૩૬માં સદર દિવાની અદાલતને દિવાની કેસમાં હિન્દીઓ ઉપર જેટલા હક્કો હતા, તેટલા હક્કો યુરોપીઅનોની બાબતમાં પણ આપવામાં આવ્યા. યુરોપીઅનો આ કાયદાને કાળો કાયદો કહે છે. (ક) તેના અમલમાં સૌથી અગત્યના બનાવો અફઘાનિસ્તાન સાથેનો કમ્પનીનો વિગ્રહ હતો. તેનાં કારણો તથા પરિણામ નીચે પ્રમાણે હતાં:—

### પહેલો અફઘાન વિગ્રહ ( ઈ. સ. ૧૮૩૮–૧૮૪૨ ).

**The First Afghan War.**

**Causes**

કારણો:—લોર્ડ ઓકલેન્ડના સમયમાં અફઘાનિસ્તાનમાં અશાંતિ હતી, ઇ. સ. ૧૭૯૭માં અફઘાનિસ્તાનની ગાદીએ અહમદશાહ અબદલ્લીનો પૌત્ર શાહ સુજા આવ્યો. લોર્ડ મિન્ટોએ તેની સાથે મૈત્રી બાંધવા એક

એલચીને તેની પાસે મોકલ્યો હતો. શાહ સુજા તેને પેશાવર આગળ મળ્યો. દરમિયાન શાહ સુજાના નાનાભાઇ મહમ્મદશાહે બળવો કર્યો, અને કાબુલના વઝીર ફતેહ-ખાનની મદદથી તે ગાદી પચાવી પડ્યો. આથી શાહ સુજા હિન્દમાં નાસી આવ્યો, અને કમ્પનીના આશ્રય નીચે લુધીઆનામાં રહ્યો. કાબુલમાં વઝીર ફતેહખાનની સત્તા વધી ગઇ હતી, તેથી મહમ્મદશાહે કાવતરૂં કરીને તેને મારી નંખાવ્યો. આથી ફતેહખાનના ભાઇઓએ તેની સામે બળવો કર્યો, અને તેમાં દોસ્તમહમદ સૌથી બાહોશ અને હિંમતવાળો હતો. તે મહમ્મદશાહને હરાવીને કાબુલની ગાદી ઉપર બેઠો. મહમ્મદશાહ હેરાત ભાગી ગયો. આ અરસામાં રણજીતસિંહે પેશા-વર લીધું. આ સમયે મધ્ય એશીયામાં રશિયાની સત્તા ઘણી વધી ગઈ હતી. તેનું રાજ્ય છેક અફઘાનિસ્તાનની સરહદ સુધી આવી ગયું હતું. ઈરાન રશિયાના પક્ષમાં હતું. આથી ઇંગ્લાંડની સરકારને હિન્દુસ્તાનની સલામતી માટે બીક લાગી. તેથી ઓકલેન્ડે દોસ્તમહમ્મદ સાથે મિત્રતા કરવા માટે કેપ્ટન બર્ન્સને કાબુલ મોકલ્યો. એજ વખતે રશિયાની સરકારે પણ અફઘાનિસ્તાનમાં એલચી મોકલ્યો. દોસ્તમહમદનો વિચાર અંગ્રેજો સાથે દોસ્તી કરવાનો હતો, તેથી તેણે અંગ્રેજો પાસે એવી માગણી કરી કે તેઓ રણજીતસિંહ પાસેથી પેશાવર પાછું અપાવે, તો તેમની સાથે તે દોસ્તીની સંધિ કરે. પણ

પેશાવર પ્રાંત મેળવી આપવો એટલે રણજીતસિંહ જેવા મહાન્ રાજા સાથે અંગ્રેજોને વેર કરવા જેવું હતું. તેથી અંગ્રેજોએ દોસ્તમહમદની માગણી સ્વીકારી નહિ. તેથી દોસ્તમહમદે તેમની સાથે સંધિ કરવાનું મુલતવી રાખ્યું. આથી તે રશિયાની સાથે સંધી કરશે એવી બીક અંગ્રેજોને લાગવાથી તેઓએ તેની સાથે લડાઇ કરવાનો, અને કાબુલની ગાદીએ પોતાના આશ્રિત શાહ સુજાને બેસાડવાનો નિશ્ચય કર્યો. અને તે માટે ઇ. સ. ૧૮૩૮ માં રણજીતસિંહ સાથે સંધિ કરી કે તેઓ બન્નેએ શાહ સુજાને કાબુલની ગાદી ઉપર બેસાડવો. આ સંધિ કર્યા પછી ઑકલેન્ડે અફઘાનિસ્તાન સામે વિગ્રહ જાહેર કર્યો.

અંગ્રેજોએ અફઘાનિસ્તાન ઉપર ચઢાઈ કરી, અને કાબુલ લીધું; અને ત્યાં શાહસુજાને ગાદીએ બેસાડ્યો. દોસ્તમહમદ નાસી ગયો, પણ થોડા વખત પછી તે અંગ્રેજોને શરણે આવ્યો. અફઘાનિસ્તાનમાં થોડું અંગ્રેજ લશ્કર રાખવામાં આવ્યું (ઈ. સ. ૧૮૩૯). શાહ સુજા અંગ્રેજોનો આશ્રિત હોવાથી અફઘાન પ્રજાને તે ગમતો નહિ, તેથી તેણે દોસ્તમહમદના દીકરા અકબરખાનની સરદારી નીચે બંડ કર્યું, અને અંગ્રેજ એલચી બર્ન્સનું ખુન કર્યું, આથી મેકનોટને અકબરખાન સાથે સુલેહનું કહેણ મોકલ્યું; પણ તેનું ખૂન કરવામાં આવ્યું. તેથી અંગ્રેજ લશ્કર અકબરખાનની પરવાનગીથી હિન્દ પાછા જવા માટે નીકળ્યું. પણ રસ્તામાં તેમની ઉપર ડુંગરો-

માંથી હુમલા કરીને અફઘાનોએ તેનો નાશ કરી નાંખ્યો. આ કારણથી ઑકલેન્ડને પાછો બોલાવી લેવામાં આવ્યો. અને અફઘાનિસ્તાન સાથે માન ભરી સુલેહ કરવા માટે લોર્ડ એલેનબરોને ગવર્નર-જનરલ તરીકે હિન્દમાં મોકલવામાં આવ્યો (ઈ. સ, ૧૮૪૧).

## (૩) લોર્ડ એલેનબરો.

### Lord Ellenborough.

### ( ઈ. સ. ૧૮૪૨-૧૮૪૪ )

લોર્ડ એલેનબરોએ હિન્દમાં આવતાંજ અફઘાનિસ્તાનમાં થયેલા અત્યાચારોનું વેર લેવા માટે બે લશ્કરો મોકલ્યાં. આ લશ્કરોએ કંદહાર અને કાબુલ કબજે કર્યાં, અને કાબુલનું બજાર ઉડાવી દીધું, અને ત્યાં લૂટ ચલાવી. આ અગાઉ શાહ સુજાનું તો ખૂન થયું હતું. આ કાર્ય થયા પછી અંગ્રેજ લશ્કરો હિન્દમાં પાછાં આવ્યાં. એલેનબરોએ દોસ્તમહમદને છોડી મૂક્યો. અને તે અફઘાનિસ્તાનમા જઇને ફરી ગાદીએ બેઠો. તેણે કમ્પનીના મિત્ર તરીકે ઈ. સ. ૧૮૬૩ સુધી રાજ્ય કર્યું. આવી રીતે અફઘાન વિગ્રહનો અંત આવ્યો (ઈ. સ. ૧૮૪૪).

આ ઉપરાંત એલેનબરોના અમલમાં નીચેના બનાવો બન્યા હતાઃ—

### War with Sindhia.

**(અ) ગ્વાલીઅર ઉપર સવારીઃ**—પહેલો અફ-



હિંદુસ્થાન
ઔરંગઝેબનું મોગલ રાજ્ય
ઈ.સ. ૧૭૦૦
કાબુલ
કાશ્મીર
પંજાબ
લાહોર
મુલતાન
દિલ્હી
આગ્રા
મથુરા
સિંધ
રજપુતાના
પ્રયાગ
કાશી
પટણા
આસામ
મુર્શીદાબાદ
કલકત્તા
સોરઠ
સુરત
વિજાપુર
મહારાષ્ટ્ર
ગોવળકોંડા

ઘાન વિગ્રહ પૂરો થયા પછી એલેનબરોએ સિંધીઆના રાજ્ય ઉપર વગર કારણે ચઢાઈ કરી. સિંધીઆનું લશ્કર મોટું અને કવાયતી હતું, તેથી એલેનબરોને બીક હતી કે તે પંજાબનાં શિખ લશ્કર સાથે મળી જાય, તો કંપનીને બહુ મુશ્કેલીમાં નાંખે. વિગ્રહમાં સિંધીઆના લશ્કરને હરાવ્યું, અને તેની સાથે સંધિ કરવામાં આવી. તે મુજબ લશ્કરમાં મોટો ઘટાડો કરવાની અને સહાયકારી લશ્કરી યોજના સ્વીકારવાની સિંધીઆને ફરજ પડી.

## Annexation of Sindh.

(બ) સિંધ ખાલસાઃ—સિંધના અમીરો અને અંગ્રેજો વચ્ચેનો સંબંધ ઇ. સ. ૧૮૦૯ થી શરૂ થાય છે. અમીરોએ અંગ્રેજો સાથે સુલેહ કરી ફ્રેન્ચોને હાંકી કાઢવાનું વચન આપ્યું હતું. ઈ. સ. ૧૮૨૦ માં અમીરો સાથે બીજી સંધિ કરવામાં આવી હતી. આ સંધિથી અંગ્રેજોને સિંધમાં વેપાર કરવાની છૂટ આપવામાં આવી હતી. ઈ. સ. ૧૮૩૨ થી ૧૮૩૬ દરમ્યાન કેટલીક સંધિઓ થઈ હતી, જે ઉપરથી અમીરોએ અંગ્રેજોને સિંધુ નદીનો વેપાર માટે ઉપયોગ કરવા દેવાની રજા આપી હતી. પરંતુ લડાઈનાં કામ માટે તેનો ઉપયોગ ન કરવો એવો ચોખ્ખો ઠરાવ થયો હતો.

અંગ્રેજોને સિંધનો કબજો લેવો હતો. પહેલા અફ-ઘાન વિગ્રહમાં અમીરો સાથે થયેલી સંધિનો ભંગ કરીને

અંગ્રેજ લશ્કર સિંધને માર્ગે અફઘાનિસ્તાનમાં ગયું. લશ્કર મોકલતી વખતે ઓકલેન્ડે વચન આપ્યું હતું કે અંગ્રેજ લશ્કર સિંધમાં કાંઈ પણ નુકશાન કરશે નહિ. પરંતુ આ વચન પણ પાળવામાં આવ્યું નહિ. અંગ્રેજ લશ્કરે બક્કરનો કિલ્લો લીધો, અને અમીરો પાસેથી રૂ. ૩ લાખ પડાવ્યા. છતાં અમીરોએ અંગ્રેજોને મદદ આપી. આમ છતાં અંગ્રેજ રેસીડન્ટે તેમની વિરૂદ્ધ રિપોર્ટ કર્યો. તેથી એલેનબરોએ સિંધમાં અમીરોની સામે લશ્કર મોકલ્યું. અમીરોની બે યુદ્ધમાં હાર થઈ અને અંગ્રેજોએ સિંધ પ્રાંત ખાલસા કર્યો, અને કમ્પનીનાં રાજ્ય સાથે જોડી દીધો. અંગ્રેજોનું આ કૃત્ય તદ્દન ગેરવાજબી હતું.

---

## પ્રકરણ ૧૯ મું.

### (૧) લોર્ડ હાર્ડિંજ.

(ઇ. સ. ૧૮૪૪-૧૮૪૮)

લોર્ડ એલેનબરો પછી લોર્ડ હાર્ડિંજ ગવર્નર-જનરલ તરીકે આવ્યો. તેના અમલ દરમિયાન પંજાબ સાથે કમ્પનીને વિગ્રહ થયો. તેની હકીકત નીચે પ્રમાણે છેઃ-

#### પહેલો શિખ (પંજાબ) વિગ્રહ (૧૮૪૫-૧૮૪૬).

**The First Sikh (Punjab) War.**

**કારણોઃ**—પંજાબમાં રણજીતસિંહનાં મરણ પછી

અંધાધુંધી ચાલી રહી હતી. રણજીતસિંહનો બાળક પુત્ર ધુલિપસિંહને ગાદીએ બેસાડવામાં આવ્યો હતો. (ઇ. સ. ૧૮૪૩). પણ શિખોમાં માંહોમાંહે ખટપટ ઉભી થઈ. બે પક્ષ પડયા અને ઘણાનાં ખૂન થયાં. તમામ રાજ્યવ્યવસ્થા નાશ પામી હતી. લશ્કરી સરદારો જોર ઉપર આવી ગયા હતા, અને ફાવે તેમ વર્તતા હતા. આવી સ્થિતિ જોઈને પંજાબ જીતી લેવાની અંગ્રેજોને મરજી થઈ. કમ્પનીએ સતલજ નદી ઉપર કિલ્લાઓ બાંધવા માંડ્યા. શીખ દરબારે આ સામે સખ્ત વાંધો ઉઠાવ્યો, પણ કમ્પનીએ સમાધાન ન કર્યું તેથી પહેલો શિખ વિગ્રહ શરૂ થયો (ઈ. સ. ૧૮૪૫).

**પરિણામઃ**—આ વિગ્રહમાં શિખ સરદારોની માંહોમાંહેની ઇર્ષાને લીધે, અને કેટલાક શિખ સરદારોના દગાથી શિખ લશ્કરની હાર થઇ, અને તેમને લાહોર મુકામે સંધિ કરવાની ફરજ પડી (ઇ. સ. ૧૮૪૬). આ સંધિથી અંગ્રેજોને બિઆસ અને સતલજ નદીઓ વચ્ચેનો જાલંધર દોઆબ મળ્યો. શિખોએ કમ્પનીને લડાઈના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપીઆનો દંડ આપવાનું, અંગ્રેજો સિવાય બીજી કોઈ યુરોપી પ્રજાને પંજાબમાં લાભ ન આપવાનું અને પરરાજ્યો સાથેના વ્યવહારમાં કમ્પનીની દરમ્યાનગીરી સ્વીકારવાનું કબુલ કર્યું. શિખો પૂરો દંડ ભરી શકયા નહિ, તેથી કમ્પનીએ તે બદલ બિઆસ અને સિંધુ વચ્ચેનો દોઆબ, કાશ્મીર

અને હઝારાના પ્રાંતો લીધા. અંગ્રેજ સહાયકારી લશ્કર રાખવાનું અને લાહોરના કારભારી મંડળમાં અંગ્રેજ અમલદારને પ્રમુખ તરીકે રાખવાનું શિખોએ કબુલ કર્યું.

આ સંધિથી પંજાબ કમ્પનીનાં રક્ષણ નીચે આવ્યું. કમ્પનીએ કાશ્મીરનો પ્રાંત શિખ સરદાર ગુલાબસિંહને એક કરોડ રૂપીઆ બદલ આપ્યો. ઈ. સ. ૧૮૪૮માં લોર્ડ હાર્ડિંજ ઈંગ્લાંડ ગયો.

## (૨) લૉર્ડ ડેલહાઉસી.

## Lord Delhousie.

(ઈ. સ. ૧૮૪૮–૧૮૫૬)

લૉર્ડ હાર્ડિંજ પછી લોર્ડ ડેલહાઉસી ગવર્નર-જનરલ થયો. તેણે અંગ્રેજ રાજ્યને હિન્દમાં સત્તાની પરાકાષ્ઠાએ પહોંચાડયું. ઈંગ્લાંડનો વેપાર વધારવો, હિન્દનાં નબળાં રાજ્યોને ગળી જવાં, બળવાન્ રાજ્યોને ઈંગ્લાંડની સત્તા નીચે વધારે લાવવાં, તથા તાર, પોસ્ટ, રેલ્વે, કેળવણી વગેરે માર્ગોદ્વારા હિન્દમાં પશ્ચિમની સંસ્કૃતિનો વિકાસ કરવો એ તેના અમલનાં મૂખ્ય સૂત્રો હતાં. તેના સમયમાં નીચે પ્રમાણે બનાવો બન્યા હતા:—

### (અ) બીજો શિખ વિગ્રહ.

### The Second Sikh ( Punjab ) War.

કારણો:–પહેલા શિખ વિગ્રહ પછી પંજાબમાં અંગ્રેજોની સત્તા ઘણી વધી હતી, અને પંજાબ એક

માંડલિક રાજ્ય થઈ ગયું હતું. અંગ્રેજ લશ્કર ત્યાં રહેતું હતું, અને લાહોરની કાઉન્સિલનો પ્રમુખ અંગ્રેજ અમલદાર હતો. આવી પરાધીન સ્થિતિ શિખ-લોકોને ગમતી ન હતી, અને તેમનામાં ઘણો અસંતોષ ફેલાઇ રહ્યો હતો. આ અરસામાં મુલતાનના શિખ ગવર્નર મૂળરાજે ચઢેલી ખંડણી મોકલવાનું બંધ કર્યું. જ્યારે તેને લાહોરની કાઉન્સિલે ખંડણી ભરી દેવાનો ઘણો આગ્રહ કર્યો, ત્યારે તેણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. આ ઉપરથી કાઉન્સિલે ખાનસિંહ નામના શિખ સરદારને બે અંગ્રેજ અમલદારોની સાથે મુલતાનની સુબાગીરી સંભાળી લેવા મોકલ્યો. મૂળરાજે મુલતાનનો કિલ્લો તેને સુપ્રત કર્યો. પણ તેના લશ્કરે બળવો કર્યો, અને ખાનસિંહ અને અંગ્રેજ અમલદારોનાં ખૂન કર્યાં. અત્યાર સુધી મૂળરાજે આ બળવામાં ખુલ્લો ભાગ લીધો ન હતો. તે હવે બંડમાં સામેલ થયો. મૂળરાજની સામે અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું, અને તેને હરાવ્યો. ત્યારપછી શેરસિંહ નામના શિખ સરદારને મૂળરાજ સામે મોકલવામાં આવ્યો, પણ શેરસિંહ પણ બંડમાં સામેલ થઇ ગયો. અફઘાનિસ્તાનના અમીર દોસ્તમહમદે પણ મદદ મોકલી. આખા પંજાબમાં શિખ લોકોએ બળવો કર્યો. આથી ડેલહાઉસીએ તેમની સામે લશ્કર મોકલ્યું, અને બીજો શિખ વિગ્રહ શરૂ થયો (ઈ. સ. ૧૮૪૮).

**પરિણામઃ**—આ વિગ્રહમાં શિખ સરદારોએ એક સંપી કરીને અંગ્રેજોને એક બે વાર સખત હાર આપી; પણ થોડા સમયમાં જ તેમનામાં એક બીજાની ઇર્ષ્યા હોવાથી તેઓમાં કુસંપ થયો, અને પરિણામે તેમની હાર થઈ. ત્યારપછી ડેલહાઉસીએ પંજાબ ખાલસા કરીને કમ્પનીના રાજ્ય સાથે જોડી દીધો. શિખ લોકોનાં હથિયાર લઈ લેવામાં આવ્યાં. પંજાબના રાજા ધુલિપસિંહને પદભ્રષ્ટ કરીને તેને પાંચ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું. તે પોતાની મા અને કુટુંબ લઇને ઈંગ્લાંડ ગયો, અને ખ્રિસ્તીધર્મ સ્વીકારીને ત્યાંજ જીંદગી ગાળી. આ વિગ્રહમાં તેનો જરાપણ દોષ ન હતો, છતાં તેના બળવાખોર સરદારોના વાંકે તેના બાપની ગાદી ઉપરનો હક્ક તેની પાસેથી છીનવી લીધો, તે તેને મોટો અન્યાય થયો કહેવાય. આ વિગ્રહથી હિન્દમાંનું અંગ્રેજ રાજ્ય સિન્ધુ નદી સુધી ગયું.

## (બ) બીજો બ્રહ્મી વિગ્રહ. (ઈ. સ. ૧૮૫૨–૧૮૫૩)

### The Second Burmese War-

**કારણોઃ**—પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે અંગ્રેજોને બ્રહ્મદેશના આરાકાન અને તેનાસરીમ પ્રાંતો મળ્યા હતા. ત્યારથી બ્રહ્મદેશનો રાજા કમ્પનીનો શત્રુ થઈ ગયો હતો. તે બ્રહ્મદેશમાં વેપાર કરતા અંગ્રેજ વેપારીઓ ઉપર જુલમ કરવા લાગ્યો. આથી તે વેપારી-

ઓએ ગવર્નર-જનરલને આ બાબતની ફરીયાદ કરી. તેથી ડેલહાઉસીએ બ્રહ્મદેશના રાજા પાસે અયોગ્ય માગણીઓ કરી. તે માગણીઓ રાજાએ સ્વીકારી નહિ, તેથી તેની સામે વિગ્રહ જાહેર કર્યો (ઈ. સ. ૧૮૫૨).

**પરિણામ:**—આ વિગ્રહમાં બ્રહ્મી લોકોની હાર થઈ અને તેમને સંધિ કરવાની ફરજ પડી (ઈ. સ. ૧૮૫૩). આ સંધિથી કંપનીને પ્રોમ અને પેગુના પ્રાંતો મળ્યા, અને લડાઈના ખર્ચ બદલ મોટો દંડ મળ્યો. બ્રહ્મદેશના રાજાના દરબારમાં અંગ્રેજ રેસીડન્ટ રાખવાનો ઠરાવ થયો, અને બ્રહ્મદેશનો તમામ વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યો.

**Annexations made by Lord Delhousie.**

(ક) **કેટલાંક રાજ્યો ખાલસા:**-ડેલહાઉસીએ કેટલાક નિર્વંશ રાજાઓના રાજ્યો ખાલસા કર્યાં. આમ કરવા માટે તેણે દેશી રાજ્યોના સંબંધમાં એક નવી રાજનીતિ જાહેર કરી. આ રાજનીતિને "ખાલસા પદ્ધતિ" કહે છે. જે રાજ્યો બરાબર અમલ ચલાવી શકતાં ન હોય અથવા જ્યાં કોઈ સીધો ગાદી વારસ ન હોય, તે રાજ્યો અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવાં એવો તેનો અભિપ્રાય હતો. આ પદ્ધતિથી લૉર્ડ ડેલહાઉસીએ નીચેનાં રાજ્યો ખાલસા કર્યાં:—

(૧) અયોધ્યાનો નવાબ તેની પ્રજા ઉપર અતિશય જુલમ ગુજારતો હતો અને રાજ્ય કરવાને તદ્દન નાલા-

ચક હતો, તેથી તે પ્રાંત ડેલહાઉસીએ ખાલસા કર્યો, અને નવાબને બારલાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું.

(૨) નિર્વંશ મરણ પામેલા દેશી રાજાઓના દત્તક પુત્રને તેનું રાજ્ય ન આપતાં ડેલહાઉસીએ તે રાજ્યો ખાલસા કર્યાં. આ કારણથી ઈ. સ. ૧૮૫૩ માં નાગપુરનાં રાજ્યને, ઇ. સ. ૧૮૪૮ માં સતારાનાં રાજ્યને, ઈ. સ. ૧૮૫૩ માં ઝાંસીનાં રાજ્યને અને ઈ. સ. ૧૮૫૫ માં કર્ણાટકનાં રાજ્યને ખાલસા કર્યાં. એ ઉપરાંત આર્કટ, તાંજોર, ખૈરપુર, સંબલપુર અને સિકિમના રાજાઓના સંધિઓ મુજબ વર્ષાસન મળતાં હતાં, તે આ રાજાઓને દત્તક પુત્રોને આપવાં બંધ કર્યાં. તેવી જ રીતે પેશ્વા બાજીરાવ બીજાને જે વર્ષાસન મળતું હતું, તે તેનાં મરણ પછી તેના પુત્ર નાનાસાહેબને આપવું બંધ કર્યું. વધુમાં ડેલહાઉસીએ મોગલ બાદશાહના વારસોને જે વર્ષાસન આપવામાં આવતું હતું તે પણ બંધ કરીને દિલ્હી ખાલસા કરવાનો હુકમ કર્યો. નિઝામનું દેવું ઘણું વધી જવાથી ડેલહાઉસીએ ઈ. સ. ૧૮૫૩ માં તેની પાસેથી કપાસની પેદાશવાળો વરાડ પ્રાંત અને કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેનો કેટલોક મુલક લખાવી લીધો. આ પ્રમાણે ડેલહાઉસીએ પોતાની અન્યાયી રાજનીતિનો દોર ચલાવીને ઘણાં રાજ્યો કંપનીના મુલક સાથે જોડી દીધાં, અને કંપનીના રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો.

(૩) આ ઉપરાંત લોર્ડ ડેલહાઉસીએ પોતાના અમલ


હિંદુસ્થાન
ડેલહાઉસીના વખતનું
અંગ્રેજ રાજ્ય
ઈ.સ.૧૮૫૮
પંજાબ
સિંધ
રજપુતાના
દિલ્હી
આગ્રા
અલ્હાબાદ
માળવા
કાશી
બિહાર
પટણા
બંગાળા
ગુજરાત
સોરઠ
વરાડ
મુર્શીદાબાદ
કલકત્તા
સુરત
ઓરિસ્સા
મહારાષ્ટ્ર
નિઝામનું રાજ્ય
મૈસુર
મદ્રાસ
Publd. Sakarlal K.Vohra

જમીનની ભૂખ લાગી હતી અને તેઓ ગમે તે પ્રકારે દેશી રાજ્યો ગળી જવા માગતા હતા. આ રાજનીતિથી ડેલહાઉસીએ ઘણાં રાજ્યો ખાલસા કર્યાં, તેથી દેશી રાજાઓમાં અને પ્રજામાં ઘણો અસંતોષ ફેલાયો. ઈ. સ. ૧૮૫૭માં હિન્દી લશ્કરના સિપાઈઓનો બળવો થયો. તેનાં ઘણાં કારણોમાં આ રાજનીતિ પણ એક મોટું કારણ હતું.

## (ફ) ઈ. સ. ૧૮૫૩નો કમ્પનીનો પટ્ટો.

### Charter of 1853.

ઈ. સ. ૧૮૫૩માં કમ્પનીના પટ્ટાની વીશ વર્ષની મુદત પુરી થતાં તેને નવો પટ્ટો આપવામાં આવ્યો. આ પટ્ટામાં નીચેની બાબતો મુખ્ય હતી:—(૧) કમ્પનીનો હિન્દનો કારભાર ગમે તે વખતે તેના હાથમાંથી ઈંગ્લાંડની સરકાર લઈ શકે. (૨) કલકત્તાની વડી ધારાસભામાં પ્રાંતોને પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો. (૩) વડી ધારાસભાને કાયદા કરવા ઉપરાંત સવાલો પુછવાની, ઠરાવો રજુ કરવાની વગેરે અગત્યની સત્તાઓ આપવામાં આવી. (૪) સનંદી અને ડાકતરી નોકરી માટે ઈંગ્લાંડમાં જાહેર પરીક્ષાઓ લેવાનું ઠરાવવામાં આવ્યું. (૫) ચોવીસ ડાયરેક્ટરોને બદલે અઢાર ડાયરેક્ટરો રાખવામાં આવ્યા, અને તેમાંના છએ હિન્દમાં દસ વર્ષ નોકરી કરેલી હોવી જોઈએ એમ ઠરાવવામાં આવ્યું.

રાજ્યો ખાલસા કર્યાં તેને દત્તકવિધાનનો પ્રશ્ન અથવા ખાલસા પદ્ધતિ કહે છે.

ડેલહાઉસીની પહેલાં દેશી રાજાઓ પોતાને પુત્ર ન હોય તો દત્તક પુત્ર લેતા. અને તેવા દત્તક પુત્રને રાજાઓનાં મરણ પછી તેમની ગાદી મળતી. તેમાં કોઈ વાંધો ઉઠાવતું નહિ. કારણ કે દત્તક લેવાનો રિવાજ પરાપૂર્વથી ચાલતો આવેલો હતો. પણ લૉર્ડ ડેલહાઉસીએ એવું જાહેર કર્યું કે કોઈ પણ દેશી રાજાને દત્તક પુત્ર લેવાની છૂટ છે, પણ તેમ કરતાં પહેલાં તેણે કમ્પની સરકારની પરવાનગી લેવી જોઈએ; અને તેવી પરવાનગી આપવી કે ન આપવી તે કમ્પની સરકારની મરજીની વાત છે. ડેલહાઉસીનો મત એવો હતો કે ખરી રીતે જોતાં દત્તક પુત્ર રાજાનો વારસ હોવાથી તેને રાજાની ખાનગી મીલકત માત્ર મળી શકે, પણ રાજ્ય ખાનગી મીલકત ન હોવાથી નિર્વંશ રાજાઓનાં રાજ્ય તો સાર્વભૌમ સત્તાને જ જઈ શકે. ડેલહાઉસીનો આ મત જરૂર ભૂલ ભરેલો હતો. કારણ કે રાજ્ય એ રાજાની ખાનગી મીલકત નથી એ વાત ખરી છે, પણ તેની સાથે તે કાંઈ સાર્વભૌમ સત્તાની પણ મીલકત નથી. તે તો માત્ર પ્રજાનીજ મીલકત છે. માટે રાજ્યની ગાદીના વારસાની પ્રથા માત્ર પ્રજા જ ફેરવી શકે, સાર્વભૌમ સત્તાને કે બીજી કોઈ પણ સત્તાને તે પ્રથામાં ફેરફાર કરવાનો જરા પણ હક્ક હોઈ શકે નહિ. ખરી વાત એ હતી કે અંગ્રેજોને

જમીનની ભૂખ લાગી હતી અને તેઓ ગમે તે પ્રકારે દેશી રાજ્યો ગળી જવા માગતા હતા. આ રાજનીતિથી ડેલહાઉસીએ ઘણાં રાજ્યો ખાલસા કર્યાં, તેથી દેશી રાજાઓમાં અને પ્રજામાં ઘણો અસંતોષ ફેલાયો. ઈ. સ. ૧૮૫૭માં હિન્દી લશ્કરના સિપાઈઓનો બળવો થયો. તેનાં ઘણાં કારણોમાં આ રાજનીતિ પણ એક મોટું કારણ હતું.

## (ફ) ઈ. સ. ૧૮૫૩નો કમ્પનીનો પટ્ટો.

**Charter of 1853.**

ઈ. સ. ૧૮૫૩માં કમ્પનીના પટ્ટાની વીશ વર્ષની મુદત પુરી થતાં તેને નવો પટ્ટો આપવામાં આવ્યો. આ પટ્ટામાં નીચેની બાબતો મુખ્ય હતી:—(૧) કમ્પનીનો હિન્દનો કારભાર ગમે તે વખતે તેના હાથમાંથી ઈંગ્લાંડની સરકાર લઈ શકે. (૨) કલકત્તાની વડી ધારાસભામાં પ્રાંતોને પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો. (૩) વડી ધારાસભાને કાયદા કરવા ઉપરાંત સવાલો પુછવાની, ઠરાવો રજુ કરવાની વગેરે અગત્યની સત્તાઓ આપવામાં આવી. (૪) સનંદી અને ડાકતરી નોકરી માટે ઈંગ્લાંડમાં જાહેર પરીક્ષાઓ લેવાનું ઠરાવવામાં આવ્યું. (૫) ચોવીસ ડાયરેક્ટરોને બદલે અઢાર ડાયરેક્ટરો રાખવામાં આવ્યા, અને તેમાંના છએ હિન્દમાં દસ વર્ષ નોકરી કરેલી હોવી જોઈએ એમ ઠરાવવામાં આવ્યું.

## પ્રકરણ ૧૪ મું.

### (૧) લૉર્ડ કેનીંગ.

**Lord Canning.**

(ઇ. સ. ૧૮૫૬ થી ૧૮૫૮)

લૉર્ડ ડેલહાઉસી પછી લૉર્ડ કેનીંગ હિન્દનો ગવર્નર-જનરલ થયો. તેના અમલ દરમિયાન કમ્પનીનાં હિન્દી લશ્કરના સિપાઈઓએ બળવો કર્યો અને તેમાં કેટલાક દેશી રાજાઓ પણ ભળ્યા. આ બળવાનાં કારણો નીચે મુજબ હતાં:—

### (અ) સિપાઇઓનો બળવો (ઈ. સ. ૧૮૫૭).

**The causes of the Sepoy Mutiny.**

કારણો:—ઇ. સ. ૧૮૫૭ માં કમ્પનીનાં હિન્દી લશ્કરોના સિપાઇઓએ બળવો કર્યો તેનાં ઘણાં કારણો હતાં. તે નીચે પ્રમાણે:—

(૧) રાજકીય:—હિન્દનાં દેશી રાજ્યોમાં લૉર્ડ ડેલહાઉસીની ખાલસા પદ્ધતિથી ઘણો અસંતોષ ફેલાઈ ગયો હતો, અને અયોધ્યા, રોહિલખંડ, ગોરખપુર, દિલ્હી, આગ્રા, ઝાંસી અને બુંદેલખંડ વગેરેના લોકો ઘણા ઉશ્કેરાઈ ગયા હતા. અયોધ્યામાં જમીનદારોના હક્ક લઇ લેવામાં આવ્યાથી તેઓ અસંતુષ્ટ હતા.

(૨) **સામાજીક અને ધાર્મિકઃ**—આ અરસામાં હિન્દમાં ખ્રિસ્તી પાદરીઓ ખ્રિસ્તીધર્મનો ઉપદેશ આપીને લોકોને ખ્રિસ્તી બનાવવાનો પ્રયત્ન કરતા હતા. ઘણા અંગ્રેજ અમલદારો પણ ખ્રિસ્તીધર્મનો ઉપદેશ છડેચોક આપતા હતા. તેથી લોકોને લાગ્યું કે સરકાર બધાને ખ્રિસ્તી બનાવવા માગે છે, અને લશ્કરના સિપાઈઓ આવા ઉપદેશથી ઘણા ઉશ્કેરાઇ ગયા.

(૩) **લશ્કરીઃ**—બળવાનાં ખરાં કારણો તો ઘણે ભાગે લશ્કરી હતાં:—(અ) કમ્પનીના અમલમાં લશ્કરના મોટા હોદ્દા ઉપર માત્ર અંગ્રેજોને નીમવામાં આવતા. હિન્દી સિપાઈ ગમે તેવો બહાદુર હોય તો પણ તેઓ ઉંચા હોદ્દાઓ ઉપર જઈ શકતા નહિ. આથી કોઇ પણ બાહોશ સિપાઇ બચ્ચાને શિવાજી, રણજીતસિંહ કે હૈદરઅલ્લી જેવી નામના મેળવવાનું તદ્દન અશકય થઈ પડયું. (બ) કમ્પનીનું રાજ્ય જેમ જેમ વધતું ગયું, તેમ તેમ તેના લશ્કરોના બ્રાહ્મણ, રજપૂત વગેરે ઉંચી જાતના સિપાઇઓને હિન્દની બહાર અફઘાનિસ્તાન, બ્રહ્મદેશ કે ઇરાનમાં લડાઈમાં જવું પડતું. તેમને એક તો પૂરૂં ભથ્થું મળતું નહિ અને તેમનો ધર્મ સાચવવાની સગવડ આપવામાં આવતી નહિ. તેથી તેઓમાં ઘણો અસંતોષ હતો. (ક) ઈ. સ. ૧૮૫૬ માં એવો હુકમ કરવામાં આવ્યો કે દરેક સિપાઈએ સરકાર હુકમ કરે ત્યાં નોકરી ઉપર જવું. (ડ) હિન્દમાં લશ્કરમાં આ

સમયે નવી જાતની બંદુકો વાપરવા માટે આપી હતી. તેને માટે કારતુસો વાપરવા પડતા. આવા કારતુસો ઉપરના ચોડેલા કાગળને બંદુક વાપરતી વખતે હાથે ફાડવા કરતાં દાંતે ફાડવાનું વધારે સુગમ પડતું, તેથી સિપાઇઓ તેમજ કરતા. પણ તે કાગળ ચોટાડવામાં ડુક્કર અને ગાયની ચરબી લગાડવામાં આવે છે એવું તેમને જાણવામાં આવ્યું, તેથી સરકાર બધાને ખ્રિસ્તી બનાવી દેવા માગે છે એમ લશ્કરના સિપાઈઓને લાગ્યું. આ કારણથી લશ્કરી સિપાઇઓએ ઉશ્કેરાઈ જઈને ઈ. સ. ૧૮૫૭ માં સરકાર સામે બળવો કર્યો.

**Result of the Mutiny.**

**પરિણામ:**—બળવો મોટે ભાગે ઉત્તર હિન્દમાં જ થયો હતો. બળવાખોરોએ દિલ્હી લીધું, અને બાદશાહ બહાદુરશાહ બીજાને તખ્ત ઉપર બેસાડ્યો. કાનપુરમાં અંગ્રેજોની કતલ કરી, અને લખનૌમાં રેસીડન્સીને ઘેરો ઘાલ્યો. આ સિવાય બીજાં સ્થળોએ પણ તેમણે નુકસાન કર્યું. પરંતુ ઇંગ્લાંડથી લશ્કરની મદદ આવી પહોંચવાથી બળવાખોરોને હરાવવામાં આવ્યા. અને દિલ્હીને ઘેરો ઘાલીને તે અંગ્રેજ લશ્કરે કબજે કર્યું. બાદશાહ બહાદુરશાહને રંગુન મોકલવામાં આવ્યો અને તેના બે પુત્રોને મારી નાંખવામાં આવ્યા. બળવાખોરોના આગેવાનોને દેહાંતદંડની સજા કરવામાં આવી. અને બાકીનાઓને માફી આપવામાં આવી. આ રીતે બળવો દાબી

દેવામાં આવ્યો. આ બળવામાં કમ્પનીનાં હિન્દી લશ્કરના થોડા ભાગે જ ભાગ લીધો હતો, અને દેશી રાજાઓમાંથી થોડા રાજાઓ જ તેમાં જોડાયા હતા. બળવામાં સામેલ થયેલા રાજાઓમાં પેશ્વા બાજીરાવ બીજાનો પુત્ર નાના સાહેબ, અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ મુખ્ય હતાં.

**Causes of its failure.**

બળવાનાં નિષ્ફળ જવાનાં કારણો આ હતાં:—(૧) સિપાઇઓ પાસે સાધનો ન હતાં, અને તેમના આગેવાનો કુશળ ન હતા. (૨) હિન્દી પ્રજાનો અને રાજાઓનો મોટો ભાગ બળવામાં સામેલ થયો ન હતો; ઉલટું તેઓએ કમ્પની સરકારને ઘણી મદદ કરી હતી. (૩) બહારના કોઈ રાજાઓએ બળવાખોરોને મદદ કરી ન હતી.

**Its effects.**

બળવાની અસરો નીચે પ્રમાણે થઈ:—(૧) હિન્દમાંના ઘણાખરા અંગ્રેજો એમ માનતા થયા કે હિન્દમાં પાશ્ચિમાત્ય વિદ્યાનો પ્રચાર કરવો એ જોખમ ભરેલું છે. (૨) મુસલમાનો તરફ અંગ્રેજ અમલદારો વ્હેમની દૃષ્ટિથી જોવા લાગ્યા. (૩) બંગાળાનુ હિન્દી લશ્કર વિખરી નાંખવામાં આવ્યું. (૪) હિન્દની કેટલીક પ્રજાઓને લશ્કરની નોકરી ન આપવી એમ ઠરાવવામાં આવ્યું. (૫) લશ્કરમાં અમલદારોની જગ્યાઓ અને તોપખાનામાં એક પણ જગ્યા હિન્દીઓને ન આપવાનું નક્કી કરવામાં આવ્યું. (૬) બળવાથી કમ્પનીનું રાજ્ય ઈંગ્લાંડની સરકારે પોતાના હાથમાં લીધું-

## (બ) ઈ. સ. ૧૮૫૮ નો ગવર્મેન્ટ ઓફ ઈન્ડીઆ એકટ.

**Government of India Act of 1858.**

ઇ. સ. ૧૮૫૭ માં સિપાઇઓનો બળવો ફાટી નીકળ્યો. તે દાબી દીધા પછી ઇંગ્લાંડની પાર્લામેન્ટે એક કાયદો કર્યો, તેને ગવર્મેન્ટ ઓફ ઇન્ડીઆ એકટ કહે છે (ઈ. સ. ૧૮૫૮). (૧) આ કાયદાથી પાર્લામેન્ટે ઈસ્ટ ઇન્ડીઆ કમ્પનીના હાથમાંથી બધી રાજસત્તા લઈ લીધી, અને હિન્દનું રાજ્ય ઇંગ્લાંડની સરકાર ચલાવે, અને તેને માટે પાર્લામેન્ટને તે જવાબદાર રહે એવું ઠરાવવામાં આવ્યું. (૨) ઈંગ્લાંડમાં હિન્દનો કારભાર સંભાળવા માટે એક સેક્રેટેરી ઓફ સ્ટેટ નીમવામાં આવ્યો. આ સેક્રેટેરી ઓફ સ્ટેટ અથવા હિન્દી પ્રધાન ઇંગ્લાંડનાં પ્રધાન મંડળનો સભ્ય હોવો જોઈએ. (૩) હિન્દી પ્રધાનને મદદ કરવા માટે પંદર સભ્યોની એક કાઉન્સિલ નીમવામાં આવી. (૪) આ કાઉન્સિલનો પ્રમુખ હિન્દી પ્રધાન રહે, અને કાઉન્સિલના પંદર સભ્યોમાંથી સાત સભ્યો ડાયરેક્ટરોની બૉર્ડ અને આઠ સભ્યો ઇંગ્લાંડનો રાજા નીમે. આઠ સભ્યોએ હિન્દમાં દસ વર્ષ નોકરી કરેલી, હોવી જોઈએ. (૫) આ કાઉન્સિલની રજા સિવાય હિન્દી મેહેસુલનો કોઈપણ ભાગ હિન્દી પ્રધાન વાપરી શકે નહિ. (૬) હિન્દની બહાર લડાઇ કરવામાં આવે ત્યારે હિન્દી પ્રધાને પાર્લામેન્ટની મંજુરી મેળવવી. ઇ. સ. ૧૮૫૮ના

## (ખ) ઈ. સ. ૧૮૫૮ નો ગવર્મેન્ટ ઓફ ઈન્ડીઆ એકટ.

**Government of India Act of 1858.**

ઇ. સ. ૧૮૫૭ માં સિપાઇઓનો બળવો ફાટી નીકળ્યો. તે દાબી દીધા પછી ઇંગ્લાંડની પાર્લામેન્ટે એક કાયદો કર્યો, તેને ગવર્મેન્ટ ઓફ ઇન્ડીઆ એકટ કહે છે (ઈ. સ. ૧૮૫૮). (૧) આ કાયદાથી પાર્લામેન્ટે ઈસ્ટ ઇન્ડીઆ કમ્પનીના હાથમાંથી બધી રાજસત્તા લઈ લીધી, અને હિન્દનું રાજ્ય ઇંગ્લાંડની સરકાર ચલાવે, અને તેને માટે પાર્લામેન્ટને તે જવાબદાર રહે એવું ઠરાવવામાં આવ્યું. (૨) ઈંગ્લાંડમાં હિન્દનો કારભાર સંભાળવા માટે એક સેક્રેટરી ઓફ સ્ટેટ નીમવામાં આવ્યો. આ સેક્રેટરી ઓફ સ્ટેટ અથવા હિન્દી પ્રધાન ઇંગ્લાંડનાં પ્રધાન મંડળનો સભ્ય હોવો જોઈએ. (૩) હિન્દી પ્રધાનને મદદ કરવા માટે પંદર સભ્યોની એક કાઉન્સિલ નીમવામાં આવી. (૪) આ કાઉન્સિલનો પ્રમુખ હિન્દી પ્રધાન રહે, અને કાઉન્સિલના પંદર સભ્યોમાંથી સાત સભ્યો ડાયરેક્ટરોની બૉર્ડ અને આઠ સભ્યો ઇંગ્લાંડનો રાજા નીમે. આઠ સભ્યોએ હિન્દમાં દસ વર્ષ નોકરી કરેલી હોવી જોઈએ. (૫) આ કાઉન્સિલની રજા સિવાય હિન્દી મેહેસુલનો કોઈપણ ભાગ હિન્દી પ્રધાન વાપરી શકે નહિ. (૬) હિન્દની બહાર લડાઇ કરવામાં આવે ત્યારે હિન્દી પ્રધાને પાર્લામેન્ટની મંજુરી મેળવવી. ઇ. સ. ૧૮૫૮ના

કાયદાની આ મુખ્ય કલમો હતી. આ કાયદાનું પરિણામ એ આવ્યું કે હિન્દનો કારભાર ઇંગ્લાંડની પાર્લામેન્ટના હાથમાં આવ્યો; પરંતુ દિવસે દિવસે તે પાર્લામેન્ટનું કામ વધતું જતું હોવાથી એવી સ્થિતિ ઉભી થઈ કે તે હિન્દના કારભાર ઉપર પૂરૂં લક્ષ આપી શક્તી નથી, તેથી હિન્દી સરકાર લગભગ બીનજવાબદાર થઇ ગઈ. અને હિન્દમાં તેમનો કારભાર સંકુચિત, ધીમો અને નોકરશાહી થઇ ગયો. આ સિવાય હિન્દના કારભારમાં બીજો કાંઇ પણ ફેરફાર થયો નહિ.

## (ક) મહારાણી વિકટોરીઆનો ઢંઢેરો( ઇ. સ. ૧૮૫૮).

### The Queen's Proclamation.

ઇ. સ. ૧૮૫૮ ના ગવર્મેન્ટ ઓફ ઈન્ડીઆ એકટ પ્રમાણે ઇંગ્લાંડની સરકારે હિન્દનો કારભાર સંભાળ્યો, ત્યારે ઇંગ્ગાંડની રાણી વિકટોરીઆએ હિન્દની મહારાણીની પદવી લીધી. તે સમયે તેણે હિન્દી પ્રજા તરફ એક ઢંઢોરો બહાર પાડયો, અને તેમાં ભવિષ્યમાં હિન્દી રાજકારભાર કેવી રીતે ચલાવવામાં આવશે અને હિન્દી પ્રજા તરફ કેવી રીતે વર્તન ચલાવવામાં આવશે, તે સંબંધી ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. આ ઢંઢેરામાં નીચેની બાબતો મુખ્ય હતી:—(૧) હિન્દના રાજાઓને દત્તક લેવા દેવામાં આવશે, અને તેમની સાથેના તમામ કોલકરારો અને સંધિઓને પવિત્ર ગણવામાં આવશે. (૨)

બ્રિટીશ સરકાર હિન્દની અંદર કે હિન્દની બહાર રાજ્ય વધારશે નહિ. (૩) બ્રિટીશ મહારાજ્યની બીજી પ્રજાઓ પ્રત્યે જેટલી જવાબદારી બ્રિટીશ તાજ ધરાવે છે તેટલીજ જવાબદારી હિંદની પ્રજા પ્રત્યે તે ધરાવશે. (૪) સર્વ ધર્મો તરફ સહિષ્ણુતા બતાવવામાં આવશે. (૫) જમીન ઉપરના તમામ હક્કોનું રક્ષણ કરવામાં આવશે. (૬) નોકરીમાં નાત, જાત કે ધર્મનો ભેદભાવ રાખવામાં આવશે નહિ. (૭) અમુક અપવાદો સિવાય બધા બળવાખોરોને માફી આપવામાં આવશે. (૮) દેશમાં જાહેર બાંધકામો, કેળવણી, વેપાર, હુન્નર ઉદ્યોગ વગેરેને ઉત્તેજન આપવામાં આવશે. અને (૯) રાજ્યકારભારમાં પ્રજાનું હિતજ જોવામાં આવશે.

આ ઢંઢેરાની હિંદની પ્રજા ઉપર ઘણી સારી અસર થઇ. તેમાં અપાયેલાં વચનોનો કેટલોક ભાગ પાળવામાં આવ્યો છે. ખાસ કરીને રાજાઓને અપાયેલાં વચનો પળાયાં છે. આ ઢંઢેરામાં આપેલાં વચનોને કાયદાના રૂપમાં મૂકવામાં આવ્યાં નથી, તેથી ગેરલાભ એ થયો છે કે વચનોનો ભંગ થઈ શકે છે, અને લાભ એ થયો છે કે જૂના ધાર્મિક રીતરીવાજોમાં કાયદાઓથી યોગ્ય સુધારો કરી શકાય છે.

## (૨) લૉર્ડ કેનીંગ.

**Lord Canning.**

(ઈ. સ. ૧૮૫૮-૧૮૬૨)

ઈ. સ. ૧૮૫૮ ના હિન્દી રાજ્યવ્યવસ્થાના કાયદા

પ્રમાણે હિન્દનો કારભાર ઇંગ્લાંડની સરકારના હાથમાં આવ્યો, અને લોર્ડ કેનીંગ આ નવા રાજ્યતંત્રનો પહેલો ગવર્નર-જનરલ અને વાઇસરોય થયો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતા:—

(૧) **ખેડુતોના હક્કો સંબંધી કાયદો:**—બંગાળમાં ચાલતી કાયમી જમાબંધીની પદ્ધતિમાં ખેડુતોના હક્કો ઉપર જરાય લક્ષ આપવામાં આવતું ન હતું. આથી તેમની ઉપર જમીનદારો જુલમ કરતા. આ સ્થિતિ સુધારવા માટે કેનીંગે ખેડુતોના હક્કોનું રક્ષણ થાય એવો કાયદો ધારાસભામાં પસાર કરાવ્યો (ઈ. સ. ૧૮૫૯).

(૨) **ન્યાયખાતામાં સુધારા:**—કેનીંગે સદર દિવાની અને સદર ફોજદારી અદાલતો કાઢી નાંખી, અને તેને બદલે મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં હાઈ-કોર્ટો સ્થાપી.

(૩) **લશ્કરી વ્યવસ્થા:**—લશ્કરમાં હિન્દુઓનું અને અંગ્રેજોનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું.

(૪) **મોટા હોદ્દાઓ સંબંધી:**—હિન્દમાં મોટા હોદ્દા ઉપર ઇંગ્લાંડમાં લેવાતી સિવિલ સર્વિસની પરીક્ષામાં પાસ થયેલાઓને જ નીમવાનું ઠરાવ્યું.

(૫) **ઈ. સ. ૧૮૬૧ના ધારાસભા સંબંધી કાયદો:**—આ કાયદો ઇંગ્લાંડની પાર્લામેન્ટે ઇ. સ.

૧૮૬૧ માં કર્યો હતો, તેમાં નીચેની બાબતો મુખ્ય હતી. (અ) વાઇસરોયની કાઉન્સિલમાં ચારને બદલે પાંચ સભ્યો રાખવા, અને આ પાંચમો સભ્ય હિન્દનો ખજાનચી અથવા નાણાં ખાતાંનો ઉપરી હોવો જોઇએ. (બ) હિન્દની વડી ધારાસભામાં ગવર્નર-જનરલની કાઉન્સિલના સભ્યો સિવાય છથી બાર સભ્યો હોવા જોઇએ, અને તેમાંથી અડધા સભ્યો બીનઅમલદારી વર્ગમાંથી વાઇસરોય નીમે. (ક) પ્રાંતિક સરકારોને પણ ધારાસભાઓ આપવામાં આવી, અને કેટલાક અંકુશ નીચે તેમને પ્રાંતિક કાયદા ઘડવાની સત્તા આપી. (ડ) નવી ધારાસભાઓ માત્ર કાયદા કરવાનું જ કામ કરે. પ્રશ્ન પૂછવાનો, ઠરાવ રજુ કરવાનો કે મત આપવાનો અધિકાર ભોગવી તે શકે નહિ. (ઈ) છ માસ માટે કાયદા જેટલુંજ કામ કરી શકે એવા વટહુકમો વાઇસરોય પોતે કાઢી શકે.

(૬) આ ઉપરાંત મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી. આવક વેરાની પદ્ધતિ દાખલ કરવામાં આવી. રૂહા વગેરેની નિકાસ ઉપરના કરો કાઢી નાંખવામાં આવ્યા. નોટોનું ચલણ દાખલ કર્યું, અને ધારાસભાઓ પાસે અંદાજપત્ર મૂકવાનો રીવાજ શરૂ કર્યો.

લોર્ડ કેનીંગ ઇ. સ. ૧૮૬૨માં ઈંગ્લાંડ પાછો ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### લૉર્ડ એલ્જીન.

( ઇ. સ. ૧૮૬૨-૧૮૬૩ )

લોર્ડ કેનીંગ પછી લોર્ડ એલ્જીન વાઇસરોય થયો. તેના વખતમાં કાંઈ જાણવા જેવા બનાવો બન્યા નથી. ઇ. સ. ૧૮૬૩ માં તે ઇંગ્લાંડ ગયો.

### (૨) લોર્ડ લોરેન્સ.

**Lord Lawrence.**

( ઇ. સ. ૧૮૬૩-૧૮૬૯ )

લોર્ડ એલ્જીન પછી લોર્ડ લોરેન્સ વાઇસરોય તરીકે હિન્દમાં આવ્યો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતાઃ—

(અ) **ભૂતાનની ચઢાઈઃ**—ભૂતાનના રાજા અને કમ્પની વચ્ચે સરહદ માટે ઘણા વખતથી તકરાર ચાલ્યા કરતી હતી. લોરેન્સના સમયમાં ભૂતાનના રાજાએ અંગ્રેજ એલચીનું અપમાન કર્યું અને તેની પાસે શરમાવે એવી શરતો લખાવી લીધી. લોરેન્સે આ શરતો સ્વીકારવાની ના પાડી અને લડાઈ જાહેર કરી. લડાઇમાં ભૂતાનીઓનો પરાજય થયો, અને તેમને સંધિ કરવાની ફરજ પડી. આ સંધિથી અંગ્રેજોને ભૂતાનનો કેટલોક મૂલક મળ્યો.

(ખ) **અફઘાનીસ્તાનઃ**—અફઘાનિસ્તાનના અમીર દોસ્તમહમદનાં મરણ પછી તેનાં સોળ પુત્રો વચ્ચે ગાદી માટે મોટો ઝઘડો થયો. થોડા વખત સુધી તેનો એક પુત્ર શેરઅલી ગાદીએ આવ્યો, પણ ઈ. સ. ૧૮૬૬ માં તેના મોટા ભાઈ અફઝલખાને તેને હરાવીને ગાદી લીધી. શેરઅલી હિન્દમાં નાસી આવ્યો, અને અંગ્રેજોની મદદ માગી. પણ લોરેન્સે અફઘાનિસ્તાનની અંદરની બાબતમાં પડવાનું યોગ્ય ન લાગવાથી મદદ આપવાની ના પાડી.

( ક ) **સુધારાઃ**—( ૧ ) લોરેન્સે આરોગ્યખાતું ખોલ્યું, અને લશ્કરના સિપાઇઓ માટે આરોગ્ય ભવનો બંધાવ્યાં. (૨) ઈ. સ. ૧૮૬૪ માં તેણે અગત્યનો ઠરાવ બહાર પાડીને મોટાં શહેરોમાં મ્યુનીસીપાલીટીઓ સ્થાપવાની અને સ્થાનિક શહેર સુધરાઈનો વહિવટ આવી મ્યુનીસીપાલીટીઓને સોંપવાની ભલામણ કરી. ( ૩ ) સંયુક્ત પ્રાંતના અને પંજાબના ખેડુતોના હક્કોનાં રક્ષણ માટે કાયદો કર્યો, અને ખેડુતોના મોટા ભાગને જમીનની માલેકીના અધિકારો આપવામાં આવ્યા. ( ૪ ) ઈ. સ. ૧૮૬૫–૬૬ માં ઓરિસ્સામાં મોટો દુકાળ પડ્યો. તેથી લોરેન્સે નહેરો બાંધવાનું એક ખાસ ખાતું સ્થાપ્યું.

લોર્ડ લોરેન્સ એક ભલો, ઉદ્યમી, સાદો અને ધર્મચુસ્ત વાઇસરોય હતો. તેણે કારભારમાં કરકસર કરીને કરો ઘટાડ્યા અને વેપાર રોજગારને સારૂં ઉત્તેજન આપ્યું.

## (૩) લોર્ડ મેયો.

### ( ઇ. સ. ૧૮૬૯–૧૮૭૨ )

લોર્ડ લોન્રેસ પછી લોર્ડ મેયો વાઇસરોય થયો. તેના અમલમાં નીચેના બનાવો બન્યા હતા:—

( ૧ ) **અફઘાનિસ્તાનઃ**–લોરેન્સે અફઘાનિસ્તાનના શેરઅલીને મદદ કરવાની ના પાડી હતી તેથી તે ગુસ્સે થયો હતો, મેયોના વખતમાં શેરઅલી પાછો અમીર થયો હતો તેથી તે અંગ્રેજોનો વિરોધી ન બને માટે મેયોએ અંબાલા મુકામે એક ભવ્ય દરબાર ભરીને તેનું સ્વાગત કર્યું અને શેરઅલીને મિત્ર બનાવ્યો.

( ૨ ) **સરહદની વ્યવસ્થાઃ**–હિન્દની વાયવ્ય સરહદ ઉપર સુલેહ શાંતિ જળવાય અને ત્યાં પૂરતો બંદોબસ્ત રહે તે માટે મેયોએ સરહદ ઉપર કાયમી થાણાંઓ સ્થાપ્યાં.

**Lord Mayo's Reforms.**

( ૩ ) **સુધારાઃ**–મેયોએ પોતાના અમલ દરમિયાન ખેતી, બાંધકામ અને કેળવણીમાં કેટલાક સુધારા કર્યા. પરંતુ સૌથી અગત્યનો સુધારો પ્રાંતિક સરકારોને આર્થિક સ્વતંત્રતા આપવાનો હતો. અત્યાર સુધી હિંદની વડી સરકાર બધી ઉપજ પોતાની પાસે રાખતી, અને પ્રાંતોની સરકારો તેની મંજુરી વગર કોઇ પણ જાતનો ખર્ચ કરી ન શકતી. આથી ઘણો લાંબો પત્રવ્યવહાર

ચાલતો અને ઘણો વખત લાગતો. મેયોએ આ પદ્ધતિમાં ફેરફાર કર્યો. જમીનની મેહેસુલ અને બીજી કેટલીક ઉપજ પાંચ વર્ષ માટે પ્રાંતોની આવક તરીકે ગણુવાનું નક્કી કરવામાં આવ્યું. આ આવકમાંથી પ્રાંતિક સરકારો વડી સરકારની મંજુરી લીધા વગર જરૂરી ખર્ચ કરી શકે, અને રૂ. ૨૫૦)થી ઓછા માસિક પગારવાળી જગ્યાઓ પ્રાંતિક સરકારો વડી સરકારની સંમતિ વિના પૂરી શકે; અને કોઈ વર્ષે મંજુર થયેલી રકમ તે વર્ષમાં ન ખર્ચાય, તો તે બીજા વર્ષમાં ખર્ચી શકાય, અને તેને માટે વડી સરકારની મ્હાલીની જરૂર નથી; એ આ સુધારાના મુખ્ય મુદ્દા હતા. આ ઉપરાંત વડી સરકારના વહીવટના સાત વિભાગ કરીને મેયોએ તે વિભાગો સાત સભ્યોની નીચે મૂકયા, અને હિંદનું પહેલી વાર વસ્તીની ગણત્રીનું પત્રક તૈયાર કરાવ્યું.

(૪) **ઇંડીઆ કાઉન્સિલઃ**–મેયોના વખતમાં ઈંગ્લાંડમાં હિન્દી પ્રધાનની કાઉન્સિલના સભ્યોના હોદ્દાની મુદત પાર્લામેન્ટે દસ વર્ષની કરી, અને સભ્યોની નિમણુંક કરવાની સત્તા હિન્દી પ્રધાનને આપી.

(૫) **સ્ટેચ્યુટરી સીવીલિયનઃ**–હિન્દમાં ઉંચી નોકરી માટે સિવિલ સર્વિસની પરીક્ષા ઇંગ્લાંડમાં લેવાતી. આથી તે જગ્યાઓ ઉપર ઘણે ભાગે અંગ્રેજો જ આવતા. આથી હિન્દના લોકોને અસંતોષ હતો. તેથી પાર્લામેન્ટે

કાયદો કર્યો કે આ પરીક્ષા ન આપેલી હોય; તો પણ લાયકાત ધરાવનારા હિન્દીઓને સિવિલ સર્વિસની ઉંચી જગ્યાઓ આપવી. આ નિયમ પ્રમાણે જે હિન્દીઓ સિવિલ સર્વિસમાં દાખલ થયા તેમને સ્ટેચ્યુટરી સિવિલિયન નામ આપવામાં આવ્યું.

ઈ. સ. ૧૮૭૨ માં લોર્ડ મેયો આંદામાનના ટાપુની મુલાકાતે ગયો હતો, ત્યાં કોઈ કેદીએ તેનું ખૂન કર્યું.

## (૪) લોર્ડ નોર્થબ્રુક.

**Lord Northbrook.**

(ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬)

લોર્ડ મેયો પછી લોર્ડ નોર્થબ્રુક વાઇસિરોય થયો. તે સ્વતંત્ર વિચારનો અને લિબરલ મતનો હતો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતા:—

(૧) દુકાળ:—ઈ. સ. ૧૮૭૪ માં બિહાર અને ઉત્તર બંગાળામાં મોટો દુકાળ પડ્યો. નોથબ્રુકની સરકાર તરફથી કુવા તથા વાવ ખોદાવવાનું, નવા રસ્તા અને નવી રેલ્વે બાંધવાનું અને નહેરો ખોદવાનાં કામો દુકાળ નિવારણને માટે ખોલવામાં આવ્યાં.

(૨) ગાયકવાડ:—વડોદરાની ગાદીએ મલ્હારરાવ ગાયકવાડ ઈ. સ. ૧૮૭૦ માં બેઠો. તેના રાજ્યમાં અંધેર ચાલી રહ્યું હતું. ઇ. સ. ૧૮૭૫ માં વડોદરામાં રહેતા અંગ્રેજ રેસીડન્ટને ઝેર અપાવવાનું તોહમત તેની ઉપર

મૂકવામાં આવ્યું. તેની તપાસ માટે નોર્થબ્રુકે એક કમીશન નીમ્યું. કમીશને તેને નિર્દોષ ઠરાવવાથી તેને છોડી મૂકવામાં આવ્યો; પરંતુ તેના ખરાબ રાજકારભારને લીધે તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, અને સયાજીરાવ ગાયકવાડને ગાદી આપવામાં આવી.

(૩) **સુધારાઃ**—નોર્થબ્રુકે આવક ઉપરનો કર કાઢી નાખ્યો, અને મીઠા ઉપરનો કર કમી કર્યો. સ્થાનિક સ્વરાજ્યને ઉત્તેજન આપ્યું, અને હિન્દીઓને ઉંચા હોદ્દા આપ્યા. વાઇસરોયની કાઉન્સિલમાં એક છઠ્ઠા સભ્યની નીમણુક કરી.

(૪) **અફઘાનિસ્તાન:**—નોર્થબ્રુકે અફઘાનિસ્તાનના અમીર શેરઅલ્લીની રજાથી તેની પાસે એલચી મોકલ્યો હતો. શેરઅલ્લીએ રશીયન એલચીને પણ અફઘાનિસ્તાનમાં રહેવાની પરવાનગી આપી. રશિયા અને હિન્દની મધ્ય એશીઆમાં આવેલી સરહદ નક્કી કરવામાં આવી. ઈ.સ. ૧૮૭૪માં ઇંગ્લાંડમાં ડીઝરાયલી મુખ્ય પ્રધાન થયો. તેનો હેતુ મધ્ય એશીઆમાં રશિઆની સત્તા નબળી કરવાનો હતો. તેથી તેણે હિન્દી પ્રધાન લોર્ડ સેલ્સબરી મારફત નોર્થબ્રુકને આજ્ઞા કરી કે એક અંગ્રેજ એલચી કાયમને માટે કાબુલમાં રહે તેવું અફઘાનિસ્તાનના અમીર ઉપર દબાણ કરવું. પણ આ રાજનીતિ નોર્થબ્રુકને પસંદ આવી નહિ, અને તેણે તેમ કરવાની ના પાડી. ઇ. સ.

૧૮૭૬ માં હિન્દી પ્રધાને તેને હિંદમાં આવતા ઈંગ્લાંડના કાપડ ઉપરની પાંચ ટકાની જકાત કાઢી નાંખવાની આજ્ઞા કરી. પણ હિન્દના કાપડના ઉદ્યોગને તેથી નુકશાન થશે એમ જણાવીને નોર્થબ્રુકે જકાત કાઢી નાંખવાની ના પાડી. આથી તેને રાજીનામું આપવું પડ્યું.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### લોર્ડ લિટન.
### Lord Lytton.
### (ઈ. સ. ૧૮૭૬-૧૮૮૦)

લોર્ડ નોર્થબ્રુક પછી લોર્ડ લિટન વાઇસરોય થયો. તેને બે કામ કરવા માટે ઈંગ્લાંડના પ્રધાન મંડળે હિન્દમાં મોકલ્યો હતો. એક તો અફઘાનિસ્તાનના અમીર ઉપર દબાણ લાવવું અને તેને અંગ્રેજોનો આશ્રિત બનાવવો; અને બીજું ઈંગ્લાંડના કાપડ ઉપરની પાંચ ટકાની જકાત કાઢી નાંખવી. આ બે કામો તેણે કર્યાં. તેને પરિણામે અફઘાનિસ્તાન સાથે વિગ્રહ થયો, અને જકાત કાઢી નાંખવાથી હિન્દના લોકોમાં મોટો અસંતોષ વ્યાપ્યો. તેના વખતમાં નીચેના બનાવો બન્યા હતા:—

**The Second Afghan War.**

**(૧) બીજો અફઘાન વિગ્રહ. કારણો:—**

લિટને હિન્દમાં આવતાં જ અફઘાનિસ્તાનના અમીર શેરઅલ્લીની પાસે માગણી કરી કે તેણે કાબુલમાં એક અંગ્રેજ એલચીને કાયમને માટે રહેવા દેવો. શેરઅલ્લીએ તેમ કરવા દેવાની નાપાડી. પરંતુ ઇ. સ. ૧૮૭૭ માં રશીઆએ તુર્કી વિરૂદ્ધ લડાઈ જાહેર કરી, ત્યારે ઈંગ્લાંડે તુર્કીનો પક્ષ જાહેર રીતે લીધો. આથી રશિયાએ અફ-ઘાનિસ્તાનના અમીરને પોતાના પક્ષમાં લેવા માટે તેની પાસે એક એલચી મોકલ્યો. અમીરે તેનું ભારે સન્માન કર્યું. આથી લિટને એક અંગ્રેજ એલચીને અમીર પાસે મોકલ્યો, પણ તેને અફઘાનિસ્તાનમાં દાખલ થતો અમીરે અટકાવ્યો. આથી લિટને અમીર વિરૂદ્ધ વિગ્રહ જાહેર કર્યો (ઇ. સ. ૧૮૭૮).

પરિણામ:—આ વિગ્રહમાં અફઘાન લશ્કરની હાર થઈ અને અમીર શેરઅલ્લી નાસી ગયો, અને થોડા સમ-યમાં મરી ગયો. તેના પુત્ર યાકુબખાને અંગ્રેજો સાથે ગંડામક મુકામે સંધિ કરી. આ સંધિથી અંગ્રેજોને પિશિન અને સિબિના પ્રાંતો આપવાનું અને કાબુલમાં એક અંગ્રેજ એલચી રાખવાનું તેણે કબુલ કર્યું. આ સંધિ પ્રમાણે લિટને સર લુઈ કેવેગ્નારી નામના અમલદારને એલચી તરીકે કાબુલ મોકલ્યો. પણ અફઘાનોએ આ ગોઠવણથી નારાજ થઇને બળવો કર્યો, અને અંગ્રેજ એલચીનું ખુન કર્યું. યાકુબખાન હિન્દ નાસી આવ્યો. આથી લિટને ફરીવાર અફઘાનિસ્તાનમાં બળવાખોરો

સામે લશ્કર મોકલ્યું. તેણે કંદહાર અને પશ્ચિમ અફ્ઘાનિસ્તાન જીતી લીધાં. આ અરસામાં શેરઅલ્લીનો ભત્રિજો અબ્દુર રહેમાન રશિઆનાં રક્ષણ નીચે રહેતો હતો, તે કાબુલ આવ્યો. અને હિન્દી સરકારને પોતાના પક્ષમાં લઈને અમીર થયો. પરંતુ લડાઈ તો ચાલુ રહી. શેરઅલ્લીના દીકરા અયુબખાને અંગ્રેજ લશ્કરને મૈવંદ આગળ હરાવ્યું, અને કંદહાર લીધું. પણ રોબર્ટસે કંદહાર પાછું લીધું અને અયુબખાનને હરાવ્યો. અમીર અબ્દુર રહેમાને અંગ્રેજોની મદદથી બળવો દાબી દીધો, અને આખા દેશમાં પોતાનો અમલ બેસાર્યો. આ દરમિયાન ઈંગ્લાંડમાં પ્રધાનમંડળમાં ફેરફાર થયો હતો. અને ગ્લેડસ્ટન મુખ્ય પ્રધાન થયો હતો. તેણે અફ્ઘાનિસ્તાન સાથે સુલેહ કરવા માટે લોર્ડ રીપનને વાઇસરોય તરીકે મોકલ્યો. તેણે આવીને અબ્દુર રહેમાનને અમીર તરીકે સ્વીકાર્યો, કંદહાર અમીરને પાછું આપ્યું, અને પિશિન અને સિબિના પ્રાંતો હિન્દ સાથે જોડી દીધા. આ પ્રમાણે બીજા અફ્ઘાન વિગ્રહનો અંત આવ્યો. ( ઇ. સ. ૧૮૮૦ )

**( ૨ ) દેશી છાપાંઓને લગતો કાયદોઃ—** દેશી ભાષામાં નીકળતાં વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકવાનો કાયદો લિટને ઈ. સ. ૧૮૭૮ માં પસાર કરાવ્યો. આ કાયદાથી દરેક કલેકટર અને માજીસ્ટ્રેટને અમુક સત્તા આપવામાં આવી, અને સરકારને વાંધા ભરેલી લાગે એવી

બાબતો ન છાપવાની કબુલાત આપવાની દેશી છાપાંઓનાં અધિપતિઓને ફરજ પાડી. આથી દેશી છાપાંની સ્વતંત્રતાને ફટકો પડ્યો, અને લિટનનો અમલ ઘણોજ અપ્રિય થઈ પડ્યો. આ કાયદો લોર્ડ રીપને કાઢી નાંખ્યો.

**(૩) પ્રાંતોને આપવામાં આવેલી સત્તાઓ:**—લિટને પ્રાંતોની સરકારોને લોર્ડ મેયોનાં વખતમાં જે ખાતાંઓની આવક સુપ્રત કરી હતી, તે ઉપરાંત આબકારી, સ્ટાંપ, ન્યાયખાતું, સ્ટેશનરી અને સામાન્ય વહિવટનાં ખાતાંઓનો કારભાર તેમને સુપ્રત કર્યો, અને તેના નિભાવ માટે આબકારી, સ્ટાંપ, અને ન્યાયખાતાંની ઉપજ, તેમજ આવક વેરાની ઉપજમાંથી અમુક ભાગ તેમને આપ્યો. આ ફેરફાર પાંચ વર્ષ માટે કરવામાં આવ્યો.

**(૪) દુકાળ:**—ઇ. સ. ૧૮૭૭–૭૮ માં મદ્રાસ ઇલાકામાં મોટો દુકાળ પડ્યો. લિટને દુકાળ કમિશન નીમ્યું, અને તેની ભલામણ મુજબ રૂા. ૧।। કરોડનું દુષ્કાળ નિવારણ ફંડ ખોલવામાં આવ્યું, અને તેમાંથી ખેતી વધે અને દુકાળનાં દુ:ખો ટળે એવાં નહેરો બાંધવાનાં કામો અથવા રેલ્વે બાંધવાનાં કામો કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

**(૫) જકાત:**—લિટને ઈંગ્લાંડથી આવતાં કાપડ ઉપરની પાંચ ટકાની જકાત કાઢી નાંખી. આથી ઈંગ્લાંડને હિન્દના કાપડના ઉદ્યોગના ભોગે ઘણો ફાયદો થયો.

ઈ. સ. ૧૮૮૦ માં લોર્ડ લિટન ઈંગ્લાંડ ગયો. તેનો રાજકારભાર ઘણોજ અપ્રિય થઈ પડ્યો હતો.

# પ્રકરણ ૧૮ મું.

## લોર્ડ રીપન.

## Lord Ripon.

( ઇ. સ. ૧૮૮૦–૧૮૮૪ )

લોર્ડ લિટન પછી લોર્ડ રીપન હિન્દનો વાઇસરોય થયો. તે ઘણો ભલો માણસ હતો, અને તેનો કારભાર ઘણો વખણાઈ ગયો છે. કારણ કે તેને હિન્દીઓની આકાંક્ષાઓ તરફ સહાનુભૂતિ હતી. હિન્દનું હિત એજ ઈંગ્લાંડના અમલનો મુખ્ય સિદ્ધાંત હોવો જોઇએ એમ તે માનતો. તેના વખતમાં નીચેના બનાવો બન્યા હતાઃ—

**(૧) બીજો અફઘાન વિગ્રહ સમાપ્તઃ—** રિપને હિન્દમાં આવ્યા પછી અફઘાનિસ્તાન સાથે સુલેહ કરી અને અબ્દુરરહેમાનને અમીર તરીકે સ્વીકાર્યો. આ રીતે બીજા અફઘાનિસ્તાન વિગ્રહનો અંત આવ્યો.

**Repon's Reforms.**

**(૨) સુધારાઃ**—અફઘાનિસાતન સાથે સુલેહ કર્યા પછી તેણે લોકોપયોગી કરવા તરફ લક્ષ દોડાવ્યું અને એના સુધારાઓ કર્યાઃ-

(અ) તેણે ખેતીવાડીની સુધારણા તરફ લક્ષ આપીને ખેતીવાડી ખાતું ફરીથી પદ્ધતિસર ચાલુ કર્યું, અને બંગાળા અને મધ્ય પ્રાંતોના ખેડુતોનાં રક્ષણ માટે કાયદા કર્યા.

(બ) મીઠાનો કર મણ દીઠ રૂા. ૨) આખા દેશમાં કરવામાં આવ્યો.

(ક) હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવાના હેતુથી તેણે કલકત્તામાં ઔદ્યોગીક પ્રદર્શન ભર્યું, અને કારખાનામાં કામ કરનારા નાની ઉંમરના મજુરોની સ્થિતિ સુધારવા માટે ઈ. સ. ૧૮૮૧માં એક કાયદો ઘડ્યો, આ કાયદાથી સાતથી બાર વર્ષની ઉંમરના મજુરો પાસે બાર કલાકથી વધારે વખત કામ ન કરાવવાનું ઠરાવવામાં આવ્યું.

(ડ) હિન્દુસ્તાનમાં કેળવણી બાબત તપાસ કરવા માટે એક "કેળવણી કમીશન" નીમ્યું. આ કમીશનનો પ્રમુખ સર વિલીયમ હંટર હતો, તેથી તે હંટર કમીશન પણ કહેવાય છે. તેણે કેળવણીની સ્થિતિમાં સુધારો કરવા માટે ઘણી અગત્યની ભલામણો કરી. મુખ્ય ભલામણો નીચે પ્રમાણે હતી:—પ્રાથમિક કેળવણીનો પ્રચાર વધારે કરવો. દરેક જીલ્લાવાર સરકાર એક હાઈસ્કૂલ નિભાવે; કેળવણીની બાબતમાં ખાનગી સાહસને સરકારે ઉત્તેજન આપવું. મેટ્રીકની પરીક્ષાનાં બે ભાગ પાડવા, એક યુનિવર્સિટી માટે, અને બીજો નોકરી અને વેપાર માટે, કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ્સ સારી સ્થિતિમાં રાખવાં અને ધાર્મિક શિક્ષણ પર વધારે ધ્યાન આપવું.

(ઈ) રિપને સુતરાઉ કાપડ પરના આયાતનો કર

રદ કર્યો, અને લોર્ડ લિટનના સમયમાં દેશી છાપાંઓ ઉપર અંકુશ મૂકવાનો કાયદો ઘડવામાં આવ્યો હતો તે રિપને રદ કર્યો અને છાપાંઓને સ્વતંત્રતા આપી.

**Local Self-Government Act.**

**( ૬ ) સ્થાનિક સ્વરાજ્યનો કાયદોઃ**–રિપને કરેલા સુધારાઓમાં સ્થાનિક સ્વરાજ્યનો કાયદો અગ્રસ્થાન ભોગવે છે. શહેરના લોકો પોતાના શહેરને લગતો કારભાર પોતે કરી શકે તે માટે આ કાયદો કરવામાં આવ્યો હતો (ઈ. સ. ૧૮૮૨). આ કાયદાથી શહેરોની મ્યુનીસીપાલીટીઓમાં શહેરની પ્રજા તરફથી ચુંટાયેલા પ્રતિનિધિઓને બેસવાનો હક્ક મળ્યો, ચુંટાયેલા પ્રતિનિધિઓની સંખ્યા $\frac{2}{3}$ જેટલી હોવી જોઇએ. તેમના પ્રમુખો બનતાં સુધી બીનઅમલદારી સભ્યો હોવા જોઈએ; મોટાં શહેરોમાં આવી મ્યુનીસીપાલીટીઓ અને જીલ્લાઓ અને તાલુકાઓ માટે જીલ્લા બોર્ડ અને લોકલ બોર્ડ આવી રીતે સ્થાપવાં, અને રસ્તાઓ, પ્રાથમિક કેળવણી આરોગ્ય, શીતળાની રસી ટંકામણ, દુષ્કાળ નિવારણ, જન્મ–મરણની નોંધ, દીવાબત્તી વગેરે બાબતો આવી સ્થાનિક સંસ્થાઓને હસ્તક રહે એવી આ કાયદાઓની કલમો હતી. માત્ર ધારા ઘડવામાં, કર નાખવામાં અને નાણાં વ્યાજે લેવામાં જીલ્લાના મુખ્ય અમલદારની પરવાનગી આ સંસ્થાઓએ લેવી; બાકી તેમને સોંપેલી

બીજી બાબતોમાં તેઓ સરકારી અંકુશ વગર કામ કરી શકે એવી સ્વતંત્રતા આ કાયદાથી તેમને આપવામાં આવી. આવી સ્થાનિક સંસ્થાઓ દ્વારા લોકોને વહીવટ કરવાની તાલીમ મળે. અને પછી ધીમે ધીમે ઇલાકાનો અને આખા દેશનો રાજ્ય વહીવટ ચલાવવાની શક્તિ તેઓ પ્રાપ્ત કરી શકે એવો આ કાયદાનો હેતુ હતો. આ પ્રમાણે આ કાયદાથી હિન્દને ઘણો લાભ થયો છે.

## (ગ) ઈલ્બર્ટ બીલ.

**Ilbert Bill.**

રિપનના સમય સુધી પ્રાંતોની રાજધાનીઓ બહાર બીજે કોઈ પણ સ્થળે હિન્દી માજીસ્ટ્રેટો યુરોપીઅન આરોપીઓની ફોજદારી તપાસ ચલાવી શકતા નહિ. હિન્દી માજીસ્ટ્રેટો અને ન્યાયાધીશો તરફ યુરોપીઅનોનું અપમાન ભરેલું વલણ ચાલુ હતું, અને તેથી જાતીય અસમાનતા વધી ગઇ હતી. આ સ્થિતિ સુધારવા માટે રિપનની કાઉન્સિલના એક સભ્ય મી. ઇલ્બર્ટે રિપનની પરવાનગીથી ધારાસભામાં એક બીલ આણ્યું. (ઈ. સ. ૧૮૮૩) આ બીલ "ઇલ્બર્ટબીલ" નામથી ઓળખાય છે. આ બીલ હિન્દ માજીસ્ટ્રેટો અને ન્યાયાધીશોને યુરોપીઅન ગુન્હેગારનો કેસ ચલાવવાની સત્તા આપતું હતું. આથી યુરોપીઅન વેપારીઓમાં ખળભળાટ થઈ ગયો. હિન્દી ન્યાયાધીશો યુરોપીઅનોની

તપાસ કરીને તેમને શિક્ષા કરી શકે, અને એવી રીતે હિન્દીઓને પોતાની સરખાજ ગણવામાં આવે તે તેમને ઘણું હિણપત ભર્યું લાગ્યું. તેથી તેમણે આ બિલની વિરૂદ્ધ એવા જોરથી ચળવળ ચલાવી કે આખરે રિપનને નમતું આવવું પડ્યું, અને એમ નક્કી કરવામાં આવ્યું કે જ્યારે કોઈ હિન્દી ન્યાયાધીશને યુરોપીયન ગુન્હેગારની તપાસ ચલાવવાનો પ્રસંગ આવે, ત્યારે તે તપાસ તો ચલાવી શકે; પરંતુ તે પ્રસંગે જ્યુરીના સભ્યોમાં બહુમતિ યુરોપીઅનોની હોવી જોઇએ. આ સુધારાથી બિલને ઈ. સ. ૧૮૮૪ માં પસાર કરવામાં આવ્યું. આ બિલથી અંગ્રેજો રિપનને ધીક્કારવા લાગ્યા, પણ હિન્દીઓ તેને ચાહવા લાગ્યા.

(૩) આ ઉપરાંત રિપને દેશી રાજાઓ સાથે પણ ઉદાર રાજ્યનીતિ ધારણ કરી હતી. મહિસુરનું રાજ્ય જે આજ સુધી અંગ્રેજોના તાબામાં હતું. ત્યાંનો રાજા પુખ્ત વયનો થવાથી તેનું રાજ્ય તેને ઈ. સ. ૧૮૮૧ માં સ્વાધીન કર્યું.

ઈ. સ. ૧૮૮૪ માં લોર્ડ રિપન ઈંગ્લાંડ ગયો ત્યારે તેને હિન્દની પ્રજા તરફથી અપૂર્વ માન મળ્યું.

---

# પ્રકરણ ૧૯ મું

## લોર્ડ ડફરીન.
## Lord Dufferin.
(ઇ. સ. ૧૮૮૪-૧૮૮૮)

**Aitchinson Commission.**

લોર્ડ રિપન પછી લોર્ડ ડફરીન વાઇસરોય તરીકે હિન્દમાં આવ્યો. તેના અમલ દરમિયાન નીચેના બનાવો બન્યા હતા:—

**(૧) અફઘાનિસ્તાન:**–લોર્ડ ડફરીને ઈ. સ. ૧૮૮૫માં રાવળપિંડીમાં મોટો દરબાર ભરીને અફઘાનિસ્તાનનાં અમીર અબદુર રહેમાનનો ભારે સત્કાર કર્યો, અને તેની સાથે એક સંધિ કરી કે અફઘાનિસ્તાન ઉપર કોઈ, રાજ્ય ચઢાઈ કરે તો હિન્દે અમીરને મદદ કરવી, અને અમીરે પરરાજ્યની સાથેના વ્યવહારમાં હિન્દી સરકારના મત મુજબ વર્તવું; અને કાબુલમાં અંગ્રેજ પ્રતિનિધિ હિન્દી સરકારે રાખવો નહિ.

**(૨) ત્રીજો બ્રહ્મી વિગ્રહ.** (ઈ. સ. ૧૮૮૫–૧૮૮૬)

**The Third Burmese War.**

કારણો:—બ્રહ્મદેશનો રાજા થીબોએ પોતાના મુલકમાં ફ્રેન્ચો, ઈટાલીઅનો, અને જર્મનોને વેપાર કરવાનાં હક્ક આપ્યા હતા. પરંતુ અંગ્રેજ વેપારીઓ ઉપર

તે જુલમ કરતો હતો. આથી ડફરીને તેની સામે લડાઇ જાહેર કરી (ઇ. સ. ૧૮૮૫).

**પરિણામ:**—આ વિગ્રહમાં બ્રહ્મદેશના રાજાની હાર થઇ અને આખો દેશ અંગ્રેજોના કબજામાં આવ્યો. ડફરીને રાજા થીબોને પદભ્રષ્ટ કર્યો અને બ્રહ્મદેશને ખાલસા કર્યો.

**(૩) સિવિલ સર્વિસમાં સુધારો:**—સરકારની ઉંચી નોકરીઓ માટેની પરીક્ષા ઈંગ્લાંડમાં લેવાતી હતી તેથી ઘણા હિન્દીઓ આ જગ્યાઓ ઉપર આવી શકતા નહિ. આથી પરીક્ષા ન આપી હોય છતાં લાયકાત ધરાવનારા હિન્દીઓને સરકારી ઉંચી નોકરીઓ અમુક પ્રમાણમાં આપવા માટે ઇ. સ. ૧૮૭૦ માં પાર્લામેન્ટે કાયદો કર્યો હતો. અને ઈ. સ. ૧૮૭૯ માં બીજો કાયદો કરીને તેવા હિન્દીઓનું પ્રમાણ પાંચમો ભાગ નક્કી કરવામાં આવ્યું હતું. પરંતુ આથી કાંઇ અસર થઇ ન હતી. સરકારની ઉંચી નોકરીમાં માત્ર ગણ્યા ગાંઠ્યા હિન્દીઓજ હતા. આથી હિન્દીઓમાં ઘણોજ અસંતોષ હતો. આ માટે ડફરીને ઇ. સ. ૧૮૮૬ માં ચાર્લ્સ એઇટ્ચીસનનાં પ્રમુખપણા નીચે એક કમીશન નીમ્યું. આ કમીશને અગત્યની ભલામણો કરી, અને સરકારે તે સ્વીકારી. આ ભલામણોથી સ્ટેચ્યુટરી સિવિલ સર્વીસ બંધ કરવામાં આવી, અને નોકરીઓના ત્રણ વિભાગ કરવામાં

આવ્યાં. (૧) ઇમ્પીરીઅલ (૨) પ્રાંતિક (૩) તાબેદાર. આમાં પહેલા વિભાગ માટે ઇંગ્લાંડની પરીક્ષામાં પાસ થયેલા હોય તેમની ભરતી થવા લાગી. બીજા વિભાગ માટે પરીક્ષા કે નીમણુંકનાં ધોરણો નક્કી કરવામાં આવ્યાં. અને ત્રીજા વિભાગમાં જગ્યાઓ પૂરવાનું પ્રાંતિક સરકારોને સોંપ્યું.

**(૪) સુધારાઓઃ**—આ સિવાય કેટલાક અગત્યના સુધારા ડફરીનના અમલમાં થયા:-(અ) સંયુકત પ્રાંતોને ધારાસભા આપવામાં આવી. (૨) દેશી રાજાઓને નાના પાયા ઉપર ઇમ્પીરીયલ સર્વિસ ટ્રુપ્સની ટુકડીઓ રાખવાનું કહેવામાં આવ્યું. (૩) કારખાનાને લગતો કાયદો કરવામાં આવ્યો. આ કાયદાથી કારખાનામાં કામ કરતી સ્ત્રીઓ માટે દિવસના અગીઆર કલાક મજુરી નક્કી કરવામાં આવી. અને નવ વર્ષથી નાની ઉમરનાં છોકરાંઓને કારખાનાંમાં મજુર તરીકે દાખલ કરવાની મના કરવામાં આવી. આ ઉપરાંત કારખાનામાં અઠવાડિયામાં એક દિવસની રજા પાળવાનું ઠરાવવામાં આવ્યું.

## (૫) હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના.

**Indian National Congress.**

હિન્દી પ્રજાનાં દૃષ્ટિબિંદુએ ડફરીનની કારકીર્દીનો સૌથી વધારે અગત્યનો બનાવ હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાનો છે. પ્રજાની માગણીઓ વ્યવસ્થિત

રીતે સરકાર સમક્ષ રજુ કરવા માટે, અને સરકારનાં કાર્યો ઉપર પ્રજાનો મત દર્શાવવા માટે હ્યુમ, વેડરબર્ન દાદાભાઈ નવરોજજી, બેનરજી વગેરેએ વિચાર કરીને મહાસભાની સ્થાપના કરી. અને મુંબઈમાં ૧૮૮૫ માં સર રોમેશચંદ્ર બોનરજીનાં પ્રમુખપણાં નીચે મહાસભાની પહેલી બેઠક ભરવામાં આવી. ડફરીને પહેલાં તો આ કાર્યમાં પોતાની દિલસોજી બતાવી, અને બેઠક ભરવા દેવાની રજા આપી.

ઇ. સ. ૧૮૮૮ માં લોર્ડ ડફરીન ઇંગ્લાંડ ગયો.

## લોર્ડ લેન્સ ડાઉન.

**Lord Lansdowne..**

(ઈ. સ. ૧૮૮૮–૧૮૯૪)

લોર્ડ ડફરીન પછી લોર્ડ લેન્સડાઉન વાઈસરોય થયો તેના વખતમાં નીચેના બનાવો બન્યા હતા:—

(૧) **અફઘાનિસ્તાન સાથે સંધિ:**—લેન્સડાઉને ઇ. સ. ૧૮૯૩ માં અફઘાનિસ્તાનના અમીર સાથે સંધિ કરી. આ સંધિથી અમીરને હિન્દી સરકાર વાર્ષિક રૂ. ૧૮ લાખ આપે, અને અફઘાન સરકાર જે હથીઆરો પરદેશથી આયાત કરે તે હિન્દથી અફઘાનિસ્તાનમાં જઈ શકે. તેના બદલામાં અમીરે હિન્દી સરકારને અફઘાનિસ્તાન અને સિંધુ નદી વચ્ચેના પ્રદેશમાં વસતી પઠાણોની ટોળીઓ ઉપરની તમામ સત્તા સુપ્રત કરી.

(૨) **મણિપુરઃ**—આસામ નજીક આવેલાં મણિપુર રાજ્યની ગાદી માટે તેના વારસોમાં ઝઘડો થયો. પણ આ ઝઘડા દરમિયાન એક અંગ્રેજ અમલદારનું ત્યાં ખુન થયું. આથી લેન્સડાઉને મણિપુર ઉપર ચઢાઈ કરી અને બળવો દાબી દીધો. મણિપુરની ગાદીએ સગીર રાજાના પિત્રાઇને બેસાડીને રાજ્ય કારભાર એક અંગ્રેજ અમલદારના હાથમાં સોંપવામાં આવ્યો.

(૩) **ચલણ સંબંધી ફેરફારઃ**—આ સમયે અનેક કારણોથી રૂપાની કિંમત ઘણી ઘટી ગઇ હતી. તેથી હિન્દ જેવા રૂપાના ચલણવાળા દેશમાં ગંભીર સ્થિતિ ઉત્પન્ન થઈ, અને હિન્દના પરદેશી વ્યાપારનું સત્યાનાશ વળ્યું. આ સ્થિતિ સુધારવા માટે લેન્સડાઉને એક કમીટી નીમી, અને તેની ભલામણ ઉપરથી રૂપીઆ અને પૌંડનું પ્રમાણ એક પૌંડના પંદર રૂપીઆ રાખવામાં આવ્યું, અને દેશી ટંકશાળોમાં રૂપીઆના સિક્કા પાડવા બંધ કર્યા. વેપારમાં થયેલી ખોટને પૂરી પાડવા માટે મીઠા અને આવક ઉપરના કર વધારી દેવામાં આવ્યા.

### (૪) ઇંડીઅન કાઉન્સિલ્સ એક્ટ (૧૮૯૨).

### Indian Councils Act.

યુનીવર્સીટીની કેળવણીએ અને રાષ્ટ્રીય મહાસભાએ હિન્દની પ્રજામાં નવું વાતાવરણ ઉત્પન્ન કર્યું. પ્રજામત વધુ અને વધુ કેળવાયો, અને પ્રજાએ પોતાના હક્કોમાંથી

લડત જોસભેર ચલાવી. આથી ઈંગ્લાંડની પાર્લામેન્ટે હિન્દી પ્રજાને રાજકારભારમાં વધુ હક્ક આપવાના ઇરાદાથી ઈ. સ. ૧૮૯૨ માં એક કાયદો પસાર કર્યો. આ કાયદામાં નીચેની કલમો મુખ્ય હતી:—( ૧ ) વડી ધારાસભામાં વધારેમાં વધારે સોળ અને ઓછામાં ઓછા દસ સભ્યો બેસી શકે. ( ૨ ) મુંબઈ, મદ્રાસ અને બંગાળાની ધારાસભાઓમાં ઓછામાં ઓછા આઠ અને વધારેમાં વધારે વીસ સભ્યો બેસી શકે. ( ૩ ) સંયુક્ત પ્રાંતની ધારાસભામાં વધારામાં વધારે પંદર સભ્યો બેસી શકે. ( ૪ ) યુનીવર્સીટીઓ, વેપારી મંડળો અને તાલુકા કે જીલ્લાનાં બોર્ડો પોતાના પ્રતિનિધિઓને સરકારની સંમતિથી પ્રાંતિક ધારાસભામાં મોકલી શકે. ( ૫ ) પ્રાંતિક ધારાસભાઓ વડી ધારાસભામાં એવીજ રીતે પ્રતિનિધિઓ મોકલી શકે. ( ૬ ) ધારાસભાઓ પ્રશ્નો પુછી શકે તથા અંદાજપત્રો ઉપર ચર્ચા ચલાવી શકે. પરંતુ ઠરાવો રજુ કરવાનો અને અંદાજપત્રો ઉપર મત આપવાનો હક્ક હજુ ધારાસભાઓને આપવામાં આવ્યો નહિ. આ પ્રમાણે મંડળો દ્વારા પ્રતિનિધિત્વ ધારાસભાઓમાં દાખલ થયું, અને સરકારનાં કાર્યો અને રાજનીતિ ઉપર ચર્ચા કરવાનો અને ટીકા કરવાનો અધિકાર મળ્યો. રાષ્ટ્રીયમહાસભાની માત્ર સાત વર્ષોની પ્રવૃતિઓનું આ પહેલું ફળ આવ્યું, તેથી તે સંસ્થા પણ ઘણી વગવાળી થઈ.

આ પછી ઇ. સ. ૧૮૯૪ માં લોર્ડ લેન્સડાઉન ઈંગ્લાંડ ગયો.

## લોર્ડ એલ્જીન.

**Lord Elgin**

(ઈ. સ. ૧૮૯૪-૧૮૯૯)

લોર્ડ લેન્સડાઉન પછી લોર્ડ એલ્જીન વાઇસરોય નિમાયો. તેના સમયમાં નીચેના બનાવો બન્યા હતા:—

(૧) ઇ. સ. ૧૮૯૭ માં પંજાબ પ્રાંતને ધારાસભા આપવામાં આવી, અને બ્રહ્મદેશને લેફ્ટેનન્ટ ગવર્નર નીચે મૂકવામાં આવ્યો. (૨) ઈ. સ. ૧૮૯૫ માં ત્રણ સ્વતંત્ર સેનાપતિઓની જગ્યા કમી કરીને એક સેનાધિપતિ આખા હિન્દ માટે નીમવામાં આવ્યો. (૩) સરકારની ઉપજ ઘટી જવાથી આયાત થતા કાપડ ઉપર પાંચ ટકા જકાત નાખવામાં આવી, અને હિન્દમાં બનતા કાપડ ઉપર ૩॥ ટકાની જકાત નાખવામાં આવી. (૪) હિન્દની નાણાં સંબંધી સ્થિતિની તપાસ કરવા માટે લોર્ડ વેલ્બીના પ્રમુખપણા નીચે એક કમીશન નીમવામાં આવ્યું. (૫) ઈ. સ. ૧૮૯૬ માં મોટો દુકાળ પડ્યો, અને ઇ. સ. ૧૮૯૭ માં પ્લેગનો ઉપદ્રવ આખા હિન્દમાં ફરી વળ્યો. આ બન્ને કારણોથી લાખો માણસો મરી ગયા. (૬) વાયવ્ય સરહદ ઉપર બળવા થયા તે દાબી દેવામાં આવ્યા.

લોર્ડ એલ્જીન ઇ. સ. ૧૮૯૯ માં ઈંગ્લાંડ ગયો.

# પ્રકરણ ૨૦ મું.

## લોર્ડ કર્ઝન.

## Lord Curzon.

(ઇ. સ. ૧૮૯૯-૧૯૦૫)

લોર્ડ એલ્ગીન પછી લોર્ડ કર્ઝન વાઇસરોય તરીકે હિન્દમાં આવ્યો. તે ઘણો બુદ્ધિમાન, ઉત્તમ વક્તા, અને રાજકીય વિષયોમાં ઘણો બાહોશ હતો. તે પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિઓનો મોટો અભ્યાસી હતો, અને એશીઆના ઘણા દેશોમાં તેણે મુસાફરી કરી હતી. તે સ્વભાવે આપખુદ હોવાથી તેણે પોતાની મરજી મુજબ કારભાર કર્યો. તેના અમલમાં નીચેના બનાવો બન્યા હતા:

**(૧) વાયવ્ય સરહદ ઉપરના પ્રદેશની વ્યવસ્થા:**—લોર્ડ કર્ઝને વાયવ્ય સરહદના ઘણા ભાગોમાંથી લશ્કર પાછું બોલાવી લીધું, અને તે ભાગોની સુલેહ શાંતિ જાળવવા માટે ત્યાંના જ વતનીઓનું એક લશ્કર ઉભું કર્યું. આ ઉપરાંત સરહદના કેટલાક પ્રદેશોને એક કરીને તેને "વાયવ્ય સરહદનો પ્રાંત" બનાવ્યો, અને તેને પંજાબ પ્રાંતથી છુટો કરીને તેની ઉપર એક ચીફ કમીસનર નીમ્યો. આ ગોઠવણ કરવાથી લગભગ દસ વર્ષ સુધી આ પ્રદેશમાં શાંતિ જળવાઈ રહી. (ઇ. સ. ૧૯૦૧)

**(૨) અફઘાનિસ્તાન સાથે કરાર:**—અફઘાનિ-

સ્તાનનો અમીર અબ્દુર રહેમાન ઈ. સ. ૧૯૦૧માં મરણ પામ્યો. અને તેના પછી તેનો પુત્ર હબિબુલ્લાખાન ગાદીએ આવ્યો. તેણે તેના બાપે કરેલી સંધિ ચાલુ રાખવાની ના પાડી. આથી ઇ. સ. ૧૯૦૪માં તેની પાસે એક અમલદારને મોકલવામાં આવ્યો, અને તેની મારફત અમીર અને હિન્દી સરકાર વચ્ચે નવો કરાર થયો. આ કરાર મુજબ અમીરને છેલ્લા પાંચ વર્ષની ચઢેલી ખંડણી આપવાનું, અને તેને એક સ્વતંત્ર રાજા તરીકે ગણવાનું હિંદી સરકારે કબુલ કર્યું. અને તે બદલ અમીરે બ્રિટીશ મિત્રતા સ્વીકારી. ( ઈ. સ. ૧૯૦૪–૧૯૦૫ )

**( ૩ ) તિબેટ ઉપર ચઢાઇઃ**–મધ્ય એશીઆમાં રશિઆની સત્તા ઘણી વધી ગઈ હતી, અને તિબેટ તેના કબજામાં ન આવે એવા ઈરાદાથી કર્ઝને તે દેશ ઉપર ચઢાઈ કરી (ઇ. સ. ૧૯૦૪). તિબેટનો રાજ્યકર્ત્તા અને વડો ધર્મગુરૂ દલાઇ લામા નાસી ગયો અને હિન્દી લશ્કર લ્હાસા પહોંચ્યું. ત્યાં દલાઇ લામાના પ્રતિનિધિ સાથે સંધિ કરવામાં આવી. આ સંધિથી રૂા. ૭૫ લાખનો દંડ અને ચુંબીની ખીણનો પ્રદેશ હિન્દી સરકારે લીધો. પરંતુ આ સંધિ ઈંગ્લાડના પ્રધાનમંડળને પસંદ નહિ આવવાથી માત્ર વેપારી બાબતોને લગતોજ નવો કરાર કરવામાં આવ્યો.

**( ૪ ) દેશી રાજાઓ સાથેનો સંબંધઃ**–હિન્દના દેશી રાજાઓ પોતાના મુલકમાં બ્રિટીશ હિંદના ચાલતા



હિંદુસ્થાન
અંગ્રેજ રાજ્ય
ઈ.સ.૧૯૦૦
પેશાવર
કાશ્મીર
પંજાબ
દિલ્હી
મુલતાન
આગ્રા
સિંધ
રજપુતાના
સંયુક્ત પ્રાંતો
માળવા
અલ્હાબાદ
કાશી
બિહાર
પટણા
આસામ
બંગાળ
ઢાકા
ગુજરાત
કાઠીયાવાડ
સુરત
મધ્યપ્રાંત અને
વરાડ
ઓરીસા
મુંબઈ
નિઝામનું રાજ્ય
મહારાષ્ટ્ર
ગોવા
મૈસુર
મદ્રાસ
પોંડીચેરી
રંગુન

કારભાર પ્રમાણે પોતાનો કારભાર ચલાવે એવી સલાહ કર્ઝન તેમને વારંવાર આપતો. તેણે રાજકુમારોને અપાતાં શિક્ષણમાં સુધારા કર્યા, અને ઈ. સ. ૧૯૦૩માં દેશી રાજાઓને દિલ્લી બોલાવીને સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક જાહેર કરવા માટે મોટો દરબાર ભર્યો.

(૫) **વરાડપ્રાંતઃ**-નિઝામ સરકારે વરાડ પ્રાંતમાં કારભાર કરવાનો કાયમી હક્ક હિન્દી સરકારને આપ્યો. તેના બદલામાં હિન્દી સરકાર નિઝામને પૌંડ ૧૬૮૦૦૦ દર વર્ષે આપે એમ નક્કી કરવામાં આવ્યું.

(૬) **યુનિવર્સિટીઓની સુધારણાઃ**—યુનીવર્સીટીઓની સ્થિતિ સુધારવા માટે કર્ઝને સિમલામાં કેળવણી ખાતાના અમલદારોની એક સભા બોલાવી, અને ઇ. સ. ૧૯૦૩ માં એક કમીશન નીમ્યું. આ કમીશનની ભલામણો ઉપરથી ઈ. સ. ૧૯૦૪માં એક કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદામાં નીચેની કલમો મુખ્ય હતી. (અ) યુનીવર્સીટીઓની સેનેટમાં ૧૦૦ સભ્યો રાખવા, તેમાંથી ૮૦ સભ્યો સરકાર નીમે અને ૨૦ સભ્યો ગ્રેજ્યુએટો નીમે. (બ) કોલેજો ઉપર યુનીવર્સીટીઓનો અંકુશ રહે. આ કાયદાથી યુનીવર્સીટીઓ ઉપર સરકારનો કાબુ ઘણો વધી પડ્યો તેથી તે અપ્રિય થઈ પડ્યો.

(૭) **ઈરાન,**—ઇરાનમાં રશિઆની વગ ઘણી વધી ગઈ હતી, તેથી કર્ઝને ઇરાનમાં એલચીઓ મોકલ્યા.

અને ઈરાન અને અફઘાનિસ્તાનની સરહદો નક્કી કરવા માટે કમીશન નીમ્યું, તથા ઈરાની અખાતમાં બ્રિટીશ લાભો જળવાય એવી યોજના કરી.

(૮) મરકી, દુકાળ વગેરે:—કર્ઝનના સમયમાં પ્લેગ ઘર ઘાલીને હિન્દમાં બેઠી હતી. અને ૧૯૦૦માં છપનીઓ દકાળ પડ્યો. આથી કર્ઝને એક દુષ્કાળ કમીશન નીમ્યું, અને તેની ભલામણો પ્રમાણે નહેર કામો અને રેલ્વેઓ બાંધવા માટેની યોજનાઓ તૈયાર કરવામાં આવી.

(૯) પરચુરણ સુધારા:—કર્ઝને પોલીસ ખાતું સુધાર્યું, અને વેપાર અને ઉદ્યોગ માટે એક ખાતું ઉભું કર્યું, અને તેની ઉપર વાઇસરોયની કાઉન્સિલમાં કાયમ છઠ્ઠો સભ્ય ઉમેરવામાં આવ્યો. આ ઉપરાંત પ્રાચીન સ્થળો, ઈમારતો અને શિલાલેખોનાં રક્ષણ માટે એક કાયદો કર્યો, અને તેમની સંભાળ લેવા માટે એક ખાતું ખોલવામાં આવ્યું. સીઠા ઉપરનો કર દર મણે રૂા ૧) સુધી ઓછો કરવામાં આવ્યો. હુંડીયામણનો ભાવ ૧૬ પેન્સનો રાખવામાં આવ્યો.

**Partition of Bengal.**

(૧૦) બંગાળના ભાગલા—(ઇ. સ. ૧૯૦૫) લોર્ડ કર્ઝનની કારકીર્દીમાં સૌથી અગત્યનો બનાવ બંગાળાના ભાગલાનો છે. બંગાળાની વસ્તી ઘણી વધારે છે,

અને તેની સાથે બિહાર અને ઓરિસ્સાના પ્રાંતો જોડાએલા હતા. આથી તેના કામકાજનો બોજો ઘણો વધારે હતો. તેથી કર્ઝને બંગાળા પ્રાંતના ભાગલા પાડી તેમાંથી બે નવા પ્રાંતો બનાવ્યા. બંગાળાનો પૂર્વ ભાગ આસામ સાથે જોડી દઈને તે પ્રાંતને પૂર્વ બંગાળા અને આસામ પ્રાંત નામ આપવામાં આવ્યું, અને તેની ઉપર એક લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુંક કરી, અને તેનું મુખ્ય મથક ઢાકા રાખવામાં આવ્યું. બાકીના ભાગને કલકત્તાની રાજધાની સહિત જુદો પ્રાંત બનાવ્યો. આ ગોઠવણથી બંગાળીઓ ઘણા ગુસ્સે થયા. તેઓએ આખા દેશમાં જબરી ચળવળ ચલાવી. કેટલાકે અંગ્રેજી માલનો બહિષ્કાર કર્યો, અને કેટલાક વિદ્યાર્થીઓ સરકારી શાળાઓ અને કોલેજો છોડી ગયા. તેમને માટે રાષ્ટ્રીય શાળાઓ અને કોલેજો સ્થપાઇ. લોર્ડ કર્ઝનનો કારભાર ઘણો નિંદાવા લાગ્યો, અને કર્ઝન પોતે ઘણો અપ્રિય થઈ પડ્યો. પાછળથી સરકારને નમતું આપવું પડયું, અને ઈ. સ. ૧૯૧૧ માં બંગાળાના ભાગલા રદ કરવામાં આવ્યા.

હિન્દના સેનાપતિ લોર્ડ કિચનર સાથે કર્ઝનને મતભેદ પડ્યો, અને ઈંગ્લાંડના પ્રધાનમંડળે કિચનરને ટેકો આપ્યો. આથી લોર્ડ કર્ઝન રાજીનામું આપીને ઈંગ્લાંડ ગયો. (ઈ. સ. ૧૯૦૫).

## IMPORTANT QUESTIONS.

I Account for the rise and fall of the Portuguese power in India.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧–૨–૩ પારેગ્રાફ–૧.

II Give a brief account of the formation of the East India Company, its early factories, its difficulties and its constitution.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૭–૮–૯.

III What do you know of the rivalry between the English and the French power in India upto the recall of Dupleix ? ( B. U. 1924 )

ઊત્તર માટે જુઓ પૃષ્ટ ૧૦ પારેગ્રાફ ૧–અ

IV Describe the struggle between the English and the French for supremacy in India, and explain the success of the former and the failure of the latter. ( B. U. 1927 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૦ થી ૧૫ પારેગ્રાફ (૧) અ–બ–ક–ડ–ઈ.

V Give a brief account of the lives and achievements of :—Albuquerque,

and Dupleix.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૬ પારેગ્રાફ (૩), અને પૃષ્ટ ૧૫–પારેગ્રાફ ૨.

VI Describe the rise of the English power in Bengal upto 1767.
(B. U. 1930)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૮ પારેગ્રાફ ૧ અ–બ–ક–ડ

VII What do you know of Clive as a soldier and as an administrator? Give reasons for your estimate.
(B. U. 1929)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૪ પારેગ્રાફ ૩.

VIII Write a note on the Double Government of Bengal. (B. U. 1927)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૭ પારેગ્રાફ ૪.

IX What were the difficulties experienced by Warren Hastings as Governor–General? How did he try to meet them? (B. U. 925)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૧ પારેગ્રાફ ૫.

X What were the principal charges on which Warren Hastings was impeached? What was his defence?
(B. U. 1928)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૩ પારેગ્રાફ ૬.

XI What were the changes made in the administration of British India by the Regulating Act and Pitt's India Bill ? Point out the effects of both these measures (B. U. 1926)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૭ પારેગ્રાફ ૨.

XII Give a brief account of the circumstances that led to, and the result of the First & Second Mysore Wars.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૪૧-૪૨ પારેગ્રાફ ૩-૪.

XIII Sketch briefly the career of Haidar Alli.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૪૩ પારેગ્રાફ ૫.

XIV Write what you know of:—(1) The Permanent Revenue Settlement; (2) The Third Mysore War.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૪૬-૪૭.

XV What do you understand by the Non-Intervention Policy ? What were its effects ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૪૯.

XVI What was the political condition of India when Wellesly became Governor-General ? What steps did he take to meet the situation ? ( B. U. 1932 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૫૧-૫૩.

XVII Write what you know of:—(1) The Subsidiary System. (2) Non-Intervention Policy (B. U. 1929).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૫૪ પારેગ્રાફ ક for (1) અને પૃષ્ટ ૪૯.

XVIII Give an account of the circumstances that led to the conquest of Mysore.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૫૬ પારેગ્રાફ ( ડ ).

XIX " Lord Wellesly made the English paramount in India. " Explain the remark.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૫૩.

XX Trace the rise and growth of the Sikh power. What was the contribution of Ranjitsinh towards it ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૬૨-૬૩.

XXI Give a brief sketch of Ranjitsinh's career, and describe the relations between British India and the Punjab after his death. ( B. U. 1926 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૬૪ પારેગ્રાફ ( ક ).

XXII What were the steps taken by Marquis of Hastings to expand the British power in India and place it on a solid basis ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૬૭ થી ૭૦.

XXIII How will you show that Lord William Bentinck is entitled to a high place among the Governors-General of India ? ( B. U. 1932 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૭૩ થી ૭૫ પારેગ્રાફ ૧ થી ૫.

XXIV Describe the circumstances that led to the first Afghan War, and the policy adopted by the English towards Afghanistan.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૭૭.

XXV Give a brief account of how the British acquired (a) Sindh, and (b) the Punjab. ( B. U. 1930 )

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૮૧ પારેગ્રાફ (બ) for (a); અને પૃષ્ઠ ૮૨.

XXVI What do you know of the annexation policy and reforms of Lord Delhousie. ( B. U. 1929 )

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૮૭ થી ૮૯.

XXVII Write short notes on:— ( 1 ) the Policy of Lapse. (2) the Subsiaiadary System. (3) the Result of Pitt's India Bill. (4) the Conquest of Burma by the Indian Government. (5) Reforms of Lord Ripon. ( B. U. 1931 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૮૯ (ઇ) for (1); પૃષ્ઠ ૫૪ પારેગ્રાફ (ક) for (2); પૃષ્ઠ ૪૦ પારેગ્રાફ (બ) for (3); પૃષ્ઠ ૭૧ પારેગ્રાફ (અ), અને પૃષ્ઠ ૮૬ પારેગ્રાફ (બ), અને પૃષ્ઠ ૧૧૬ પારેગ્રાફ ૨ for (4); પૃષ્ઠ ૧૧૧ પારેગ્રાફ ૨.

XXVIII Describe the part played by Wellesly, the Marquis of Hastings and Delhousie in establishing the British as paramount power in India. ( B. U. 1927 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૭૭ પારેગ્રાફ ૧; પૃષ્ટ ૬૭ પારેગ્રાફ ૧ થી ૫; અને પૃષ્ટ ૮૪ પારેગ્રાફ (અ) (બ) અને (ડ).

XXIX Give the causes & result of the Sepoy Mutiny of 1857.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૯૨ પારેગ્રાફ (અ).

XXX What changes were made by the Government of India Act of 1858 in the Government of India ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૯૬ પારેગ્રાફ (બ).

XXXI Write what you know of the Queen's Proclamation.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૯૭ પારેગ્રાફ (ક).

XXXII Give a brief account of the administration of Lord Canning as the first Viceroy.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૯૮ પારેગ્રાફ ૧ થી ૬.

XXXIII Give a brief sketch of the administration of Lord Lytton, contrasting his Frontier policy with that of Ripon ( B. U. 1925 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૦૭ પારેગ્રાફ (અ), અને પૃષ્ટ ૧૧૩ પારેગ્રાફ ૧.

XXXIV Show how Lord: Ripon established his claims upon the love and respect of the people of India (B. U. 1924).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૧૧ થી ૧૧૫ પારેગ્રાફ ૧ અને ૨.

XXXV Write short notes in the Ilbert Bill. ( B. U. 1924 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૧૩ પારેગ્રાફ ( ગ ).

XXXVI Give an account of the administration of Lord Curzon. (B. U. 1924).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૨૩–૧૨૭.

XXXVII Sketch briefly the laws enacted for the better government of India from 1775 to 1900.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૭ પારેગ્રાફ (અ) અને ( બ ); પૃષ્ટ ૯૬ પારેગ્રાફ (બ); પૃષ્ટ ૯૯ પારેગ્રાફ ( ૫ ); અને પૃષ્ટ ૧૨૦ પારેગ્રાફ ૪.

XXXVIII Write short notes on:—( 1 ) The Partition of Bengal (B. U. 1926), and (2) The Indian National Congress.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૨૫ પારેગ્રાફ ૧૦ અને પૃષ્ટ ૧૧૮ પારેગ્રાફ ૫.

XL Give a brief account of the Frontier policy of the Indian Government after 1858.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૭૭; પૃષ્ટ ૧૦૨ પારેગ્રાફ (બ); પૃષ્ટ ૧૦૬ પારેગ્રાફ (૪); પૃષ્ટ ૧૦૭ પારેગ્રાફ (૧); પૃષ્ટ ૧૧૧ પરેગ્રાફ પૃષ્ટ ૧૨૨.



ખંડ ૬ ઠ્ઠો.

# હિન્દની રાજ્ય વ્યવસ્થા.

## પ્રકરણ ૧ લું.

### (૧) હિન્દની રાજ્યવ્યવસ્થાનો વિકાસ.

**Growth of the Indian Constitution.**

ઇ. સ. ૧૬૦૦ માં સ્થપાયેલી ઈસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ હિન્દમાં પ્રથમ વેપારનાં થાણાં નાંખ્યાં; અને પછી ધીમે ધીમે દેશી રાજ્યોની ખટપટોમાં ભાગ લઈને મુલક કબજામાં લેવા માંડ્યો, અને હિન્દમાં રાજસત્તા ચલાવવી શરૂ કરી. ઈસ્ટ ઈન્ડીઆ કમ્પનીનાં શરૂઆતનાં બંધારણમાં ડાયરેકટરોની કોર્ટ અને પ્રોપાયટરોની કોર્ટ એમ બે સંસ્થાઓ હતી. વેપારનો અને રાજકીય વહીવટ આ બે સંસ્થા ચલાવતી હતી. આવી સ્થિતિ ઈ. સ. ૧૭૭૩ સુધી રહી. પરંતુ તે વર્ષમાં ઈંગ્લાંડની પાર્લામેન્ટે કમ્પનીના વહિવટની વધારે સારી વ્યવસ્થા કરવા માટે “રેગ્યુલેટીંગ એકટ” નામનો કાયદો પસાર કર્યો. આ કાયદાથી બંગાળાના ગવર્નરને ગવર્નર–જનરલ બનાવવામાં આવ્યો. ઈ.સ. ૧૭૮૪માં રેગ્યુલેટીંગ એકટમાં રહી ગયેલી ખામીઓ દૂર કરવા માટે અને કમ્પનીના રાજ્યકીય

વહીવટનું નિયમન કરવા માટે પિટ્ટનું ઈન્ડીઆ બીલ પસાર થયું. આ કાયદાથી કમ્પનીને માત્ર અમલદારો નીમવાની અને વેપાર કરવાની સત્તા સિવાય બધી રાજકીય સત્તા પાર્લામેન્ટે નીમેલાં "બોર્ડ ઓફ કન્ટ્રોલ" નાં અંકુશ નીચે મુકવામાં આવી. આવી વસ્તુસ્થિતિ ઇ. સ. ૧૮૫૭ ના બળવા સુધી રહી. ઇ. સ. ૧૮૫૮ના કાયદાથી હિન્દ ઉપરની સઘળી સત્તા ઈંગ્લાંડની પાર્લામેન્ટના હાથમાં આવી. ત્યારથી હિન્દના રાજ્યવહિવટ માટે ઇંગ્લાંડની પાર્લામેન્ટ જવાબદાર થઇ.

હિન્દના લોકોને રાજ્યવહિવટમાં ભાગ આપવા માટે ઈ. સ. ૧૮૬૧ માં ધારાસભાઓનો કાયદો કરવામાં આવ્યો. આ ધારાસભાઓ વધારે મોટી બને, અને તેમાં લોકોના વધારે અને વધારે પ્રતિનિધિઓ બેસી શકે એવા હેતુથી ઈ. સ. ૧૮૯૨ માં અને ઇ. સ. ૧૯૦૯માં કાયદાઓ કરવામાં આવ્યા હતા. આવો છેલ્લો કાયદો ઈ. સ. ૧૯૧૯ માં કરવામાં આવ્યો. આ કાયદો "મોન્ટેગ્યુ–ચેમ્સફોર્ડ સુધારા"–તે વખતના હિન્દી વજીર અને વાઇસરોયનાં નામ ઉપરથી કહેવાય છે, અને તે મુજબ હાલ હિન્દનું રાજ્યતંત્ર ચાલે છે.

## (૨) ઈ. સ. ૧૯૧૯ના કાયદાથી થયેલા ફેરફારો.

**Changes made by the Act of 1919.**

ઈ. સ. ૧૯૧૯ માં ઈંગ્લાંડની પાર્લામેન્ટે હિન્દની

રાજ્યવ્યવસ્થા માટે જે કાયદો કર્યો હતો, તેનાથી રાજ્ય-તંત્રમાં નીચેના ફેરફારો કરવામાં આવ્યા:—

**(અ) ઇંગ્લાંડમાં હિન્દ માટેની રાજ્યવ્યવસ્થા.** (૧) હિન્દી પ્રધાન, તેની ઇન્ડીઆ કાઉન્સિલ અને તેની ઇન્ડીઆ ઓફીસનો ખર્ચ બ્રિટીશ તિજોરીમાંથી આપવો. (૨) હિન્દમાં નવા રાજકીય સુધારા કરવામાટે દર દસ વર્ષે એક બાદશાહી કમીશન નીમવું. (૩) ઇન્ડીઆ કાઉન્સિલના સભ્યોની સંખ્યા દસથી બાર સભ્યોની રાખવી; અને તેની નિમણુંક હિન્દી પ્રધાન કરે. આ કાઉન્સિલમાં ઓછામાં ઓછા બે હિન્દી સભ્યો હોવા જોઇએ. (૪) હિન્દુસ્તાન તરફથી ઇંગ્લાંડમાં એક હાઇકમીશનર રાખવો. તેનો પગાર અને તેની ઓફીસનો ખર્ચ હિન્દ આપે.

**(બ) હિન્દી રાજ્યવ્યવસ્થા:**—(૧) મધ્યસ્થ હિન્દી સરકારની કારોબારી કાઉન્સિલમાં ઓછામાં ઓછા ત્રણ હિન્દી સભ્યો રાખવા. (૨) સમગ્ર હિન્દ માટે કાયદા કરનારી બે ધારાસભાઓ "લેજીસ્લેટીવ એસેમ્બલી" અને "કાઉન્સિલ ઓફ સ્ટેટ" સ્થાપવી. (૩) આ ધારાસભાઓ પૈકી "લેજીસ્લેટીવ એસેમ્બલી" માં ૧૦૩ પ્રજાથી ચુંટાયેલા અને ૪૧ સરકારે નીમેલા સભ્યો બેસે, અને તે ધારાસભાની મુદત ત્રણ વર્ષની રાખવી. (૪) "કાઉન્સિલ ઓફ સ્ટેટ" માં ૩૩ પ્રજાએ ચુંટેલા અને ૨૭ સરકારે નીમેલા સભ્યો બેસે, અને તેની મુદત પાંચ વર્ષની રાખવી.

(ક) **પ્રાંતિક રાજ્યવ્યવસ્થાઃ**—(૧) પ્રાંતિક સરકારના બે વિભાગ પાડવા. એક વિભાગ પ્રાંતના ગવર્નરની કારોબારી કાઉન્સિલનો અને બીજો વિભાગ પ્રજાકીય પ્રધાનોનો રાખવો. (૨) દરેક પ્રાંતોમાં આવો દ્વિમુખી રાજ્યકારભાર દાખલ કરવો. (૩) પ્રાંતિક પ્રધાનો પોતાની ધારાસભાને જવાબદાર રહે, અને કારોબારી કાઉન્સિલના સભ્યો ગવર્નરને અને તેની મારફત પાર્લમેન્ટને જવાબદાર રહે. (૪) પ્રાંતિક ગવર્નરોની કારોબારી કાઉન્સિલમાં બે હિન્દી સભ્યો હોવા જોઇએ. (૫) પ્રાંતિક ધારાસભાઓમાં પ્રજાએ ચુંટેલા સભ્યોનું પ્રમાણ ઓછામાં ઓછું ૭૦ ટકા જેટલું રાખવું. (૬) દરેક પ્રાંતનું અંદાજપત્ર બનાવીને ધારાસભા સમક્ષ રજુ કરવું.

(ડ) **ધારાસભાઓના અધિકારોઃ**—(૧) બન્ને મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓને વાર્ષિક અંદાજપત્ર મંજુર અથવા નામંજુર કરવાનો અધિકાર આપવો. (૨) ધારાસભાઓમાં કોઈપણ ઠરાવ કે કાયદાનો ખરડો લાવવાનો, ચર્ચા ચલાવવાનો, પ્રશ્નો અને ઉપપ્રશ્નો પૂછવાનો અને માહિતી મેળવવાનો દરેક સભ્યને અધિકાર છે. (૩) કાઉન્સિલ ઓફ સ્ટેટ સિવાયની દરેક ધારાસભાને પોતાનો પ્રમુખ ચુંટવાનો અધિકાર આપવામાં આવ્યો.

---

# પ્રકરણ ૨ જું.

## ઈંગ્લાંડમાં હિન્દનો રાજ્યવહિવટ.

### (૧) હિન્દી વજીરની સત્તાઓ અને ફરજો.

**Powers and functions of the Secretary of State for India.**

હિન્દી વજીર ઈંગ્લાંડનાં પ્રધાન મંડળનો એક સભ્ય છે. અને તેથી તે ઈંગ્લાંડની પાર્લામેન્ટનો અને રાજાની પ્રાવી કાઉસીલનો સભ્ય છે. તેને હિન્દના રાજયવહિવટનાં સઘળાં કામો ઈંગ્લાંડમાં રહીને કરવાનાં હોય છે. હિન્દના લગતા કારભાર ઉપર દેખરેખ રાખવી, દરેક પ્રસંગે કેવી રાજયનીતિ રાખવી અને પાર્લામેન્ટે કરેલા કાયદા મુજબ હિન્દનો રાજ્યવહિવટ ચલાવવાનું વગેરે અનેક કાર્યો તેને કરવાં પડે છે. તે હિન્દ સંબંધી દરેક બાબતમાં ઈંગ્લાંડના રાજાનો સલાહકાર છે, અને પોતાનાં કાર્યો માટે તે ઇંગ્લાંડની પાર્લામેન્ટને જવાબદાર છે. તેણે વખતો વખત હિન્દને લગતી બાબતો પાર્લામેન્ટમાં લાવવી પડે છે, અને પાર્લામેન્ટના સભ્યોએ પૂછેલા હિન્દને લગતા કોઈ પણ પ્રશ્નના જવાબો આપવા પડે છે. આ ઉપરાંત ઈંગ્લાંડમાંથી હિન્દને નાણાંની લોનો અપાવવી, અને હિંદ તરફથી દરેક જાતની નાણાંની વ્યવસ્થા તેને કરવી પડે છે. આ બધાં કાર્યો તે બરાબર કરી શકે તે માટે તેને ઘણી સત્તા આપવામાં આવી છે.

(૧) વાઈસરોય, ગવર્નરો અને હાઇકોર્ટોના ન્યાયાધીશો સિવાયના મોટા દરજ્જાના અમલદારોની નીમણુંક કરવાની અથવા તેમને કાઢી મૂકવાની સત્તા તેને છે. (૨) તે વાઈસરોય અને હિન્દના મોટા અમલદારોને પોતાના હુકમો લખી મોકલે છે, અને તેમને તે હુકમો માન્ય રાખવા પડે છે. (૩) હિન્દમાં મોકલવામાં આવતા દરેક હુકમમાં અને તુમારમાં તેની સહી થાય છે, અને હિન્દને લગતું કોઈ પણ કાર્ય અથવા પત્રવ્યવહાર તેની મારફત થાય છે. (૪) વાઈસરોય અને બીજા મોટા અમલદારોને હિન્દ સંબંધી બધો પત્રવ્યવહાર તેની સાથે કરવો પડે છે. (૫) હિન્દના રાજ્યવહિવટ સંબંધી દરેક જાતના ખબર વાઇસરોય તથા બીજા મોટા અમલદારો તેને પૂરા પાડવા બંધાયેલા છે. (૬) હિન્દનો વાઈસરોય હિન્દી વજીરની રજા વગર કોઈ પણ દેશ સાથે વિગ્રહ કે સંધિ કરી શકતો નથી, તેમજ હિન્દી ધારાસભાએ કરેલા ઠરાવો કે કાયદાઓને મંજુરી આપી શકતો નથી. (૭) ઈંગ્લાંડમાં હિન્દનાં નાણાંનો વહિવટ હિંદી વજીર કરે છે. (૮) હિન્દી વજીરની પરવાનગી વગર હિન્દને લગતું કોઈ પણ અગત્યનું કાર્ય હિન્દમાં કે ઇંગ્લાંડમાં થઇ શકતું નથી. (૯) ઇન્ડીઆ કાઉન્સિલના સભ્યો નીમવાની સત્તા હિન્દી વજીરના હાથમાં છે.

## ( ૨ ) ઇન્ડીઆ કાઉન્સિલ, તેની સત્તાઓ અને ફરજો.

**Powers and functions of the India Council.**

ઇંગ્લાંડમાં હિન્દી વજીરને મદદ કરવા માટે કાયદા પ્રમાણે તેને એક કાઉન્સિલ આપવામાં આવી છે. તે કાઉન્સિલ "ઇન્ડીઆ કાઉન્સિલ" કહેવાય છે. આ કાઉન્સિલનું મુખ્ય કામ હિન્દી વજીરને હિન્દના રાજ્યવહિવટ સંબંધી સલાહ આપવાનું છે. તેને કોઇ પણ જાતનું કારોબારી કામ કરવાની સત્તા નથી. આ કાઉન્સિલનો પ્રમુખ હિંદી વજીર હોય છે, અને પોતાની ગેરહાજરી હોય તેવે પ્રસંગે કાઉન્સિલનું કામ ચલાવવા માટે હિંદી વજીર એક ઉપપ્રમુખ નીમે છે. કાઉન્સિલમાં ૮ થી ૧૨ સભ્યો હોય છે. આ સભ્યોમાંના અડધાએ ઓછામાં ઓછી દસ વર્ષ હિન્દની નોકરી કરી હોવી જોઈએ, અને સભ્ય બનતી વખતે તેમણે હિન્દ છોડયાંને પાંચથી વધુ વર્ષ નહિ થયાં હોવાં જોઇએ. આ કાઉન્સિલના દરેક સભ્યને વાર્ષિક ૧૨૦૦ પૌંડનો પગાર મળે છે. ઇ. સ. ૧૯૧૯ કાયદાથી આ કાઉન્સિલમાં ત્રણ હિન્દીઓને સભ્ય તરીકે નીમવામાં આવે છે, અને તેમાનાં દરેકને તેમના પગાર ઉપરાંત વાર્ષિક ૬૦૦ પૌંડનું ભથ્થું મળે છે. ઇન્ડીઆ કાઉન્સિલના બધા સભ્યોને હિંદી પ્રધાન નીમે છે, અને તેમની મુદત સાત વર્ષની હોય છે. ઇંગ્લાંડની પાર્લામે-

ન્ટની માગણીથી ઈંગ્લાંડના રાજા સિવાય તેમને બરતરફ કરી શકાતું નથી. હિંદી પ્રધાન અને ઈંડીઆ કાઉન્સિલના સભ્યોનો પગાર પહેલાં હિંદની તિજોરીમાંથી આપવામાં આવતો હતો. પણ ઇ. સ. ૧૯૧૯ નો કાયદો થયા પછી તે પગાર તેમને ઈંગ્લાંડની તિજોરીમાંથી મળે છે. આ કાઉન્સિલની બેઠક દરેક મહિને એકવાર સામાન્ય રીતે ભરાય છે. હિંદી વજીર જે બાબતોમાં તેની સલાહ માગે તે બાબતોમાં તેને સલાહ આપવાનું તેને કામ હોય છે. તેની સલાહ પ્રમાણે વર્ત્તવાને હિંદી વજીર બંધાયેલો નથી.

## ( ૩ ) હિન્દી વજીર અને ઈંડીઆ કાઉન્સિલ વચ્ચેનો સંબંધ.

### Relations of the Secretary of State for India with the India Council.

ઈન્ડીઆ કાઉન્સિલને બે પ્રકારની ફરજો છે. એક હિન્દી વજીર ઉપર કાબુ રાખવો, અને બીજું તેને સલાહ આપવી. સામાન્ય બાબતોમાં તેની સલાહ હિન્દી વજીરને લેવી પડે છે, જો કે તે સલાહ પ્રમાણે વર્તવાને હિન્દી વજીર બંધાયેલો નથી. ઈંડીઆ કાઉન્સિલની સલાહ હિન્દનાં હિતને માટે નુકસાનકારક છે એમ હિન્દી વજીરને લાગે, તો તે કાઉન્સિલને પૂછયા વગર કાઉન્સિલના ચુકાદામાં ફેરફાર કરી શકે છે. ઈંડીઆ કાઉન્સિલની બેઠક

હિન્દી વજીર બોલાવે છે, અને સભાનું કોરમ પણ તે જ નક્કી કરે છે. સભામાં હિંદી વજીર હાજર હોય તો તેણે આપેલો ચુકાદો કાઉન્સિલને કબુલ કરવો પડે છે. પણ કેટલીક બાબતો એવી છે કે જેમાં હિન્દી વજીર કાઉન્સિલના ચુકાદાની વિરૂદ્ધ વર્તી શકતો નથી. તે બાબતો આ પ્રમાણે છે:–(૧) હિન્દી મેહેસુલમાંથી થતો ખર્ચ. (૨) હિન્દી નોકરોના પગાર, ફર્લોની રજા તથા પેન્શન આપવાના નિયમો વગેરે બાબતોમાં ફેરફાર. (૩) વાઈસરોયની કારોબારી કાઉન્સિલના સભ્યોની કામચલાઉ નિમણુક કરવા બાબત. (૪) ઈન્ડીયન સિવિલ સર્વિસમાં હિંદીઓને નોકરી આપવા બાબત. આ બધી બાબતોમાં જ્યારે હિંદી વજીર અને ઇન્ડીઆ કાઉન્સિલ વચ્ચે મતભેદ પડે છે, ત્યારે હિન્દી વજીરને કાઉન્સિલના ચુકાદા પ્રમાણે ચાલવું પડે છે. બીજી બધી બાબતોમાં તે કાઉન્સિલની સલાહ પ્રમાણે વર્તવાને બંધાયેલો નથી. કાઉન્સિલની બેઠકમાં હિંદી વજીર હાજર ન હોય, તો જુનામાં જુનો સભ્ય તેનો તે બેઠક માટે પ્રમુખ બને છે. પણ તેવી બેઠકમાં થયેલા બધાં કાર્યને માટે હિન્દી પ્રધાનની લેખિત મંજુરી લેવી પડે છે. કોઈ જરૂરી બાબતમાં હિંદી વજીર કાઉન્સિલને પૂછ્યા વગર ફરમાનો કાઢી શકે છે, પણ તેવાં ફરમાનો કાઉન્સિલની બેઠકમાં તેને રજુ કરવાં પડે છે.

## (૪) હિન્દીવજીર અને પાર્લામેન્ટ વચ્ચેનો સંબંધ.

**Relations of the Secretary of State for India with the Parliament.**

હિંદી વજીર ઇંગ્લાંડની પાર્લામેન્ટનો અને પ્રધાન મંડળનો એક સભ્ય છે. તે પોતાનાં કાર્ય માટે પાર્લામેન્ટને પૂર્ણ રીતે જવાબદાર છે. તેનું કોઇ પણ કાર્ય અથવા રાજનીતિ પાર્લામેંટને પસંદ ન પડે, તો તેને રાજીનામું આપવું પડે છે. ઈ. સ. ૧૯૧૯ નો કાયદો થયા પહેલાં ઇંગ્લાંડની પાર્લામેંટનો હિંદી વજીર ઉપર જોઈએ તેવો અંકુશ ન હતો. કારણ કે તેનો અને તેની કાઉન્સિલનો પગાર ઇંગ્લાંડની તિજોરીમાંથી નહિ, પણ હિંદી તિજોરીમાંથી આપવામાં આવતો. પણ ઈ. સ. ૧૯-૧૯ નો કાયદો પસાર થયા પછી હિંદી વજીર ઉપર પાર્લામેંટની સત્તા ઘણી વધી છે, અને હિંદના રાજ્યવહિવટ માટે તેની જવાબદારી પણ વધી છે. કારણ કે આ કાયદા મુજબ તેનો, તેની કાઉન્સિલનો અને તેની ઓફીસનો સઘળો ખર્ચ બ્રિટીશ તિજોરીમાંથી આપવાનું નક્કી થયેલું હોવાથી હિંદ સંબંધી બાબતનો કોઈ પણ પ્રશ્ન અથવા ખુલાસો પાર્લામેન્ટના સભ્યો તેને પૂછે છે, અને તેનો તેને જવાબ આપવો પડે છે. તેની રાજનીતિ ઉપર પાર્લામેન્ટના સભ્યો ટીકા કરી શકે છે. પાર્લામેન્ટની સંમતિ વગર તે

હિંદ માટે કોઈ પણ જાતનો ખર્ચ કરી શકતો નથી, તેમજ દરેક વર્ષે તેણે હિંદની પ્રગતિ અને રાજ્યવહિવટનો રીપોર્ટ પાર્લામેન્ટ પાસે મૂકવો પડે છે. આ ઉપરાંત હિંદની સ્થિતિ તપાસવા માટે વખતો વખત પાર્લામેન્ટ કમીશન નીમે છે, તેમ જ હિન્દની સ્થિતિથી પાર્લામેન્ટને કાયમ વાકેફ રાખવા માટે પાર્લામેન્ટની બન્ને સભાઓના સભ્યોની બનેલી એક "સ્ટેન્ડીંગ કમીટી" પાર્લામેન્ટ નીમે છે. આ કમીટીને હિંદી વજીર પાસેથી હિંદને લગતી કોઈ પણ માહિતી મેળવવાની સત્તા છે, અને કોઇવાર હિન્દી વજીર તેની સલાહ પણ લે છે.

## (૫) હિન્દી વજીર અને હિન્દી સરકાર વચ્ચેનો સંબંધ.

### Relations of the Secretary of State for India with the Government of India.

હિન્દી વજીરને હિન્દના રાજ્યવહિવટમાં ઘણી સત્તા આપવામાં આવી છે, તે નીચે પ્રમાણે:—(૧) તે વાઇસરોય અને પ્રાંતિક ગવર્નરો સિવાય બધા મોટા અમલદારોની નિમણુક કરે છે. (૨) વાઇસરોય અને ગવર્નરોની નિમણુક માટે તે ઈંગ્લાંડના રાજાને સલાહ આપે છે, અને તેની સલાહ પ્રમાણે ચાલવાને રાજા બંધાએલો છે. (૩) હિંદમાં અગત્યના કાયદાઓ હિંદી સરકાર તરફથી કે ધારાસભાના કોઈ સભ્ય તરફથી ધારા-

સભા સમક્ષ પસાર કરવા માટે રજુ કરવામાં આવે, તે અગાઉ હિંદી સરકારને હિંદી વજીરની પરવાનગી લેવી પડે છે. (૪) હિંદી વજીરના સઘળા હુકમો હિંદી સરકારને માનવા પડે છે. જો કે ઈ. સ. ૧૯૧૯ ના કાયદો પસાર થયા પછી એક એવો રીવાજ પાડવામાં આવ્યો છે, કે વેપારને અથવા જકાતને લગતી કોઇ પણ બાબતમાં હિન્દી સરકાર અને વડી ધારાસભા બન્ને એકમત હોય તો તેવી બાબતોમાં હિંદી વજીરે પોતાની સત્તા વાપરીને તેમાં ફેરફાર કરવો નહિ. હિંદી વજીર ઈંગ્લાંડના રાજા અને પાર્લામેન્ટની વતી હિંદનો રાજ્ય વહિવટ ચલાવતો હોવાથી, તેને પાર્લામેન્ટની ઈચ્છા મુજબ વર્તવું પડે છે, અને તેથી ઘણી વાર હિંદના પ્રજામતની વિરૂદ્ધ તે વર્તે છે. આ પ્રમાણે હિંદી વજીરને હિંદી સરકાર ઉપર કાયદા મુજબ ઘણી સત્તા છે. પ્રાંતિક સરકારોમાં ઇ. સ. ૧૯૧૯ ના કાયદાથી દ્વિસુખી કારભાર ચાલતો હોવાથી, જે જે ખાતાંઓ દરેક પ્રાંતમાં પ્રજાકીય પ્રધાનોને સોંપાયેલાં હોય છે, તે તે ખાતાઓમાં હિંદી વજીર કોઇ પણ જાતની સત્તા ભોગવી શકતો નથી. તેવાં ખાતાંઓ ઉપર હિંદી વજીરનો અંકુશ ઘણો થોડો છે. પરંતુ પ્રાંતોમાં જે ખાતાંઓ હજી પ્રજાને સોંપવામાં આવેલાં નથી, તેની ઉપર તેનો પૂર્ણ અંકુશ છે. જો કે તેવાં ખાતાંઓમાં પણ પ્રાંતિક સરકાર અને તેની ધારાસભાઓ જ્યારે એકમત થાય ત્યારે સામાન્ય રીતે હિન્દી વજીર વચમાં પડતો નથી.

## (૬) ઇંગ્લાંડમાં હિન્દનો હાઇકમીશનર.

**High Commissioner for India in England.**

ઈ. સ. ૧૯૧૯ નો કાયદો પસાર થયો તે પહેલાં ઈંગ્લાંડમાં હિન્દના આડતીયાનું કામ હિન્દી વજીર કરતો હતો. આડતીઆ તરીકે તેને હિન્દમાં જરૂર પડતો માલ ખરીદ કરવાનું કામ, વેપાર વગેરે બાબતો ઉપર દેખ-રેખનું કામ, હિન્દી રેલ્વે અથવા લશ્કરને માટે જોઈતો માલ ઈંગ્લાંડમાં ખરીદવાનું, સનંદી નોકરીમાં નીમાયેલા નવા અમલદારોને કેળવણી આપવાનું, ઈંગ્લાંડમાં વસતા હિંદી વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવાનું વગેરે કામો હિંદી વજીર કરતો હતો. પણ ઈ. સ. ૧૯૧૯ ના કાયદાથી આ સઘળાં કામો માટે એક બીજા અમલદારની નિમણુક કરવામાં આવી છે. આ અમલદાર “ હાઈકમીશનર ફોર ઈંડીઆ ” કહેવાય છે. તેની નિમણુક પાંચ વર્ષને માટે થાય છે. હાઈકમીશનર હિન્દી સરકારનો નોકર છે. અને પોતાનાં કામને માટે તે તેને જવાબદાર છે. તેનો પગાર હિન્દની તિજોરીમાંથી અપાય છે, અને તે હિન્દનું વેપારી હિત સાચવે છે. આ જગ્યા ઉપર હિન્દીઓની નિમણુક કરવામાં આવે છે.

## પ્રકરણ ૩ જું.

# વાઇસરોય અને તેની કારોબારી કાઉન્સિલ.

## (૧) હિન્દની મધ્યસ્થ સરકાર.

## Central Government of India.

હિન્દુસ્તાન ઇંગ્લાંડથી ઘણું દૂર હોવાથી અને હિન્દી વજીર ઇંગ્લાંડમાં રહેતો હોવાથી, આખાં હિન્દનો રાજ્યવહિવટ હિન્દમાં રહીને ચલાવવાને માટે કોઈ મધ્યવર્તી સત્તાની જરૂર છે. આ સત્તા વાઇસરોય અને ગવર્નર-જનરલના હાથમાં સોંપવામાં આવી છે. વાઇસરોય હિન્દમાં શેહેનશાહનો પ્રતિનિધિ છે, અને ગવર્નર-જનરલ તરીકે તે હિન્દના બધા અમલદારોનો ઉપરી છે. હિન્દના રાજ્યવહિવટની તમામ સત્તા અને જવાબદારી તેના હાથમાં છે. તેને મદદ કરવા માટે એક કારોબારી કાઉન્સિલ આપવામાં આવી છે. વાઇસરોય અને તેની કારોબારી કાઉન્સિલ હિન્દની મધ્યસ્થ સરકારને નામે ઓળખાય છે.

## (૨) વાઇસરોયની સત્તાઓ:—

## Powers of the Viceroy and Governor-General.

હિન્દના વાઇસરોયને બે હોદ્દા છે; એકતો તે હિન્દમાં શેહેનશાહનો પ્રતિનિધિ હોવાથી વાઇસરોય કહેવાય છે; અને તે હિંદના સર્વ અમલદારોનો ઉપરી

હોવાથી ગવર્નર-જનરલ કહેવાય છે. તેની નિમણુક ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનની સલાહથી ઇંગ્લાંડનો રાજા કરે છે. તેના હોદ્દાની મુદત પાંચ વર્ષની હોય છે. તે ઇંગ્લાંડના અમીર વર્ગમાંનો એક પ્રસિદ્ધ અને અનુભવી રાજ્યદ્વારી પુરૂષ હોય છે, અને ઘણુંખરૂં તેણે ઇંગ્લાંડના પ્રધાનમંડળમાં કામ કરેલું હોય છે. હિન્દના રાજ્યવહિવટની તમામ સત્તા તેના હાથમાં છે. શેહેનશાહ ઇંગ્લાંડમાં રહે છે, તેથી તેના પ્રતિનિધિ તરીકે તે શેહેનશાહની બધી સત્તા ભોગવે છે, અને તેથી હિન્દના દેશી રાજાઓ વાઇસરોયનું ઉપરીપણું સ્વીકારે છે. તેને વાર્ષિક ત્રણ લાખ રૂપીઆનો પગાર મળે છે. તેને નીચે મુજબની સત્તાઓ છેઃ-(૧) શેહેનશાહના પ્રતિનિધિ તરીકે તે દેશી રાજાઓ પાસેથી માન સ્વીકારે છે અને તેમની પાસેથી નજરાણું તથા સલામી લઇ શકે છે. (૨) શિક્ષા મળેલા ગુન્હેગારોને માફી આપી શકે છે. (૩) તે દેશી રાજાઓના રાજ્યકારભારમાં વચમાં આવી શકે છે. અને તેમનાં રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત હોય તો તેમને પદભ્રષ્ટ કરી શકે છે, અથવા જરૂર પડે તો તેમના કારભાર માટે વ્યવસ્થા કરે છે. (૩) હિન્દમાં મધ્યવર્તી કે પ્રાંતિક ધારાસભાઓમાં તેની રજા વગર કોઇપણ કાયદો પસાર થઇ શકતો નથી. (૪) તે દેશની સુલેહશાંતિ જાળવવા માટે છ મહિના સુધી કાયદા તરીકે ગણી શકાય એવા વટહુકમો (Ordinances) બહાર પાડી શકે છે. (૫) તે હિન્દુ-

સ્તાનના પ્રાંતોના ગવર્નરો તથા અમલદારોનો ઉપરી છે. (૬) કેટલીક બાબતોમાં તેની ઉપર કામ ચાલી શકતું નથી. (૭) વડી ધારાસભાએ પસાર કરેલા કાયદાઓનો અમલ તે મુલતવી રાખી શકે છે અથવા નામંજુર કરી શકે છે— (Powers of Veto). (૭) ખાસ જરૂર જણાય તો ધારાસભાની મંજુરી વગર તે નવા કરો વધારી કે નાંખી શકેછે. (૮) વડી ધારાસભાની બેઠક બોલાવવાની, મુલતવી રાખવાની, બરખાસ્ત કરવાની અથવા તેની મુદત વધારવાની તેને સત્તા છે. (૧૦) વડીધારાસભાએ નહિ પસાર કરેલા કાયદાને દેશની સહિસલામતી, શાંતિ અને હિતને માટે તે પોતાની ખાસ સત્તાની રૂઈએ પોતાની સહી કરીને પસાર કરી શકે છે. આ સત્તાને Power of certification કહે છે. (૧૧) ગવંર્નર–જનરલ તરીકે તે તેની કારોબારી કાઉન્સિલનો પ્રમુખ છે. જો કે સામાન્ય બાબતોમાં તે પોતાની કાઉન્સિલની બહુમતિ પ્રમાણે વર્તમાને બંધાયેલો છે, છતાં અગત્યની બાબતોમાં તેને જરૂર જણાય તો તે કાઉન્સિલના નિર્ણયની વિરૂદ્ધ વર્તી શકે છે. (૧૨) હિન્દનું પરદેશ ખાતું તેને હસ્તક છે. (૧૩) આવી રીતે તેને ઘણી સત્તા છે, તોપણ બીજા દેશો સાથે સંધિ કે વિગ્રહ કરવા માટે અને હિન્દનાં રાજ્યબંધારણમાં ફેરફાર કરવા માટે તેને હિન્દી વજીરની પરવાનગી લેવી પડે છે. અને હિન્દી વજીરના હુકમો દરેક બાબતમાં તેને

માનવા પડે છે, અને હિન્દના રાજ્યવહિવટને લગતી તમામ બાબતોથી હિન્દી વજીરને વાકેફ રાખવો પડે છે.

## (૩) વાઇસરોયની કારોબારી કાઉન્સિલની સત્તાઓ અને કાર્ય.

## Constitution, Powers aud functions of the Viceroy's Executive Council.

બંધારણઃ—હિન્દના વાઈસરોય અથવા ગવર્નર-જનરલને રાજ્યવહિવટ ચલાવવામાં મદદ કરવા માટે એક કાઉન્સિલ આપવામાં આવી છે તેને વાઇસરોયની કારોબારી કાઉન્સિલ અથવા "એકઝીક્યુટીવ કાઉન્સિલ" કહે છે. હાલની વાઈસરોયની કારોબારી કાઉન્સિલ છ સાધારણ સભ્યો, હિન્દનો સેનાપતિ અને વાઈસરોય મળીને આઠ સભ્યોની બનેલી છે. વાઈસરોય તેનો પ્રમુખ હોય છે. અને ઉપપ્રમુખની નિમણુંક તે કરે છે. આ કાઉન્સિલના સભ્યોના હોદ્દાની મુદત પાંચ વર્ષની હોય છે. છ સાધારણ સભ્યોમાં ત્રણ ઈંડીયન સિવિલ સર્વિસના જુના અમલદારો હોય છે, અને તેઓએ હિન્દમાં ઓછામાં ઓછી દસ વર્ષ સુધી હિંદી સરકારની નોકરી કરેલી હોવી જોઈએ. બાકીના ત્રણ સાધારણ સભ્યો પૈકી એક હિંદુસ્તાન અથવા ઈંગ્લાંડનો દસ વર્ષનો અનુભવી ધારા શાસ્ત્રી હોવો જોઇએ. તેને કાઉંસિલના ધારાશાસ્ત્રી (લો મેમ્બર) ની જગ્યા મળે છે. અને આ

કાઉંસિલમાં ઓછામાં ઓછા ત્રણ હિંદીઓ નીમવામાં આવે છે. સને ૧૯૧૯ના કાયદાથી કાઉન્સિલના સભ્યોની કુલ સંખ્યાની મર્યાદા નીકળી ગઈ છે. તેથી તેમાં યોગ્ય ફેરફાર વાઈસરોય કરી શકે છે. કાઉન્સિલના બધા સભ્યોની નિમણુંક હિંદી વજીરની સલાહથી શેહેનશાહ કરે છે. કાઉન્સિલના સાધારણ સભ્યોને રૂા. ૮૦૦૦૦ નો વાર્ષિક પગાર મળે છે.

સત્તાઃ–(૧) કાઉન્સિલના દરેક સભ્યના હાથમાં હિંદના રાજ્યવહિવટના જુદાં જુદાં ખાતાંઓ હોય છે. દરેક સભ્ય પોતાના ખાતાંનો સૌથી મોટો અમલદાર હોવાથી તેના હુકમ મુજબ તેના ખાતાનું કામ ચાલે છે. (૨) દરેક અગત્યની બાબતમાં વાઈસરોય કાઉન્સિલને સલાહ આપે છે; અને સામાન્ય રીતે કાઉન્સિલની બહુમતિ પ્રમાણે વાઇસરોય ચાલે છે; પરંતુ જરૂર ગણાય તો કાઉન્સિલના મત વિરૂદ્ધ થઇને કામ કરવાની વાઈસરોયને સત્તા છે. (૩) આ કાઉન્સિલે કરેલા હુકમો હિંદી સરકારના હુકમો ગણાય છે.

કાર્યપદ્ધતિઃ—વાઈસરોય તેની કારોબારી કાઉન્સિલનો પ્રમુખ પ્રમુખ છે અને તે કાઉન્સિલના સભ્યોમાંથી એકને ઉપપ્રમુખ તરીકે નીમે છે. કાઉન્સિલમાં થતાં કામકાજના નિયમો વાઇસરોય ઘડે છે. કાઉન્સિલની બેઠક દર અઠવાડીએ એક વાર સામાન્ય રીતે ભરાય છે,

પણ જરૂર પડે તો વધારે વખત ભરવામાં આવે છે. દરેક સભ્ય પોતાનાં ખાતાનું ચાલુ કામકાજ પોતાની મેળે કરે છે, અને સામાન્ય બાબતોમાં તેનો હુકમ છેવટનો ગણાય છે. પરંતુ અગત્યની બાબતોમાં વાઈસરોયને તેવી બાબતોનો તે તુમાર મોકલે છે, અને તેનો અભિપ્રાય માગે છે. જો વાઇસરોય સભ્યના અભિપ્રાયને મળતો થાય, તો તેનો છેવટનો નિર્ણય આવી ગયેલો ગણાય છે, અને તે પ્રમાણે કામ થાય છે. પણ વાઈસરોયનો અભિપ્રાય સભ્યના મતથી જુદો પડે, તો વાઈસરોય કાઉંસિલના દરેક સભ્યને તે તુમાર વાંચવા મોકલે છે, અને કાઉન્સિલની સભા બોલાવે છે, અને ત્યાં બહુમતિથી નિર્ણય થાય છે.

## (૪) હિંદની વડી સરકારના ખાતાંઓ.

### The Main Departments of the Government of India.

હિંદની વડી સરકારના રાજ્ય વહીવટના આઠ ખાતાંઓ પાડવામાં આવ્યાં છે. દરેક ખાતાના ઉપરી અમલદાર તરીકે વાઇસરોયની કાઉંસિલનો એક સભ્ય હોય છે. આ ખાતાંઓ નીચે મુજબ છે.

**(૧) સ્વદેશખાતું** (Home Department):—આ ખાતાનું કામ હિંદની અંદરનો કારભાર ચલાવવાનું છે. તેમાં આંતરિક રાજકીય પરિસ્થિતિ, ન્યાય અને કાય-

દાનો અમલ, પોલીસ, જેલ, કેળવણી, દવાખાનાં વગેરેનો વહિવટ; તથા જુની ઈમારતો સાચવવાનાં અને સમરાવવાનું કામનો સમાવેશ થાય છે. આ ખાતાંનો ઉપરી "હોમ મેમ્બર" કહેવાય છે.

(૨) (રાજકીય અને પરદેશખાતું-(Political and Foreign Department) આ ખાતું વાઇસરોયના હાથમાં રહે છે. તેનું કામ હિંદનાં દેશી રાજ્યો અને હિંદ બહારનાં પરદેશી રાજ્યો સાથેનો સંબંધ સાચવવાનું છે. આ ખાતું સરહદ ઉપરની પ્રજાઓ, બ્રિટીશ બલુચિસ્તાન, અજમેર-મેવાડ, કુર્ગ, આંદામાન અને દિલ્હી પ્રાંત ઉપર દેખરેખ રાખે છે, અને હિંદની પાડોશમાં આવેલાં અફઘાનિસ્તાન, અરબસ્તાન. ઈરાન, નેપાળ તથા તિબેટના પરદેશી રાજ્યો સાથે સંબંધ રાખે છે.

(૩) નાણાં પ્રકરણી ખાતું-(Finance Department) આ ખાતું જકાત, દેવું, ટંકશાળ, ખંડણી ચલણીની નોટો, સ્ટેમ્પ્સ, સરકારી નોકરોના પગાર, રજા, પેન્શન, અફીણની ઉપજ, મીઠાં ઉપરનો કર, પ્રાંતિક સરકારની ઉપજ તથા ખર્ચ તરફ ધ્યાન આપવાનું કામ વગેરે બાબતોનો વહિવટ કરે છે. તે ઉપરાંત હિંદી સરકારની ઉપજ ખર્ચનો હિસાબ રાખવાનું, અને વાર્ષિક અંદાજપત્ર તૈયાર કરવાનું, અને તે વડી ધારાસભા સમક્ષ રજુ કરવાનું કામ આ ખાતું કરે છે. અને ધારાસભામાં

અંદાજપત્ર મંજુર થયા પછી ખર્ચ કરવાની વ્યવસ્થા કરે છે. આ ખાતાનું કામ નાણાંનો વહિવટ કરવાનું હોવાથી તેને માથે ઘણી જવાબદારી રહેલી હોય છે. આ ખાતાંનો ઉપરી ખાસ ઇંગ્લાંડથી મોકલેલો નાણાંખાતાંનો અનુભવી અમલદાર હોય છે. તેને "Finance member" કહે છે.

(૪) **લશ્કર અને બચાવનું ખાતું:-**(Army Department). હિન્દનાં રક્ષણ અને બચાવ માટે રાખેલું લશ્કર, નૌકાસૈન્ય, વિમાનો વગેરેનો વહિવટ હિન્દનો સેનાપતિ કરે છે. તે હિન્દના લશ્કરની તથા બચાવ વગેરેની વ્યવસ્થા કરે છે.

(૫) **રેલ્વે, વ્યાપાર અને ધર્મવિષયક ખાતું:-** આ ખાતું, રેલ્વે, ટપાલ અને તારખાતાંની વ્યવસ્થા રાખે છે, અને હુન્નર, ઉદ્યોગ તથા વેપારને લગતી બાબતો ઉપર દેખરેખ રાખે છે. વળી ઈંગ્લાંડમાં ચાલતા ચર્ચ ઓફ ઈંગ્લાંડને લગતું સઘળું કાર્ય હિન્દમાં આ ખાતું સંભાળે છે. તેનો ઉપરી "Railway & Commerce Member" કહેવાય છે.

(૬) **કેળવણી, જાહેર તન્દુરસ્તી વગેરેને લગતું ખાતું:**—આ આખાંની ઘણીખરી બાબતોનો વહિવટ પ્રાંતિક સરકારોને સોંપાયેલો હોવાથી, આ ખાતાંના ઉપરીને માત્ર પ્રાંતિક સરકારોના એ બાબતોના વહિવટ ઉપર

દેખરેખ રાખવાનું જ રહે છે. પરંતુ હિન્દમાં રહેતા અંગ્રેજોનાં બાળકોની શાળાઓનો વહિવટ આ ખાતાંથી થાય છે. તેનો ઉપરી અમલદાર "Education Member" કહેવાય છે.

(૭) **ઉદ્યોગ અને મજુરવર્ગરને લગતું ખાતું** દેશના હુન્નર ઉદ્યોગને અર્થશાસ્ત્ર, વિજ્ઞાન વગેરેની મદદથી ઉત્તેજન આપવાનું કામ આ ખાતું કરે છે.

(૮) **ધારાખાતું** (Legislative Department) દેશ માટે કાયદા, મુસદ્દા વગેરે તૈયાર કરવાનું, અને વડીધારાસભા પાસે રજુ કરવામાં આવતા કાયદાના ખરડા તૈયાર કરવાનું કામ આ ખાતું કરે છે. તેમજ વડી અને પ્રાંતિક સરકારોને કાયદાની સલાહ આપવાનું કામ આ ખાતું કરે છે. આ ખાતાંનો ઉપરી "Law Member" કહેવાય છે.

આ પ્રમાણે વાઇસરોયની કારોબારી કાઉન્સિલના આઠ સભ્યોનાં બધાં કામની વ્હેંચણી કરવામાં આવી છે. આ વ્હેંચણીમાં વાઇસરોય યોગ્ય લાગે તો ફેરફાર કરી શકે છે. ખાતાંના વડા દરેક સભ્યને મદદ કરવા માટે એક કાયમી સેક્રેટરી હોય છે. તે ઇન્ડીઅન સિવિલ સર્વિસનો અનુભવી અમલદાર હોય છે.

## (૫) હિંદી સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચેનો સંબંધ.

**Relations between the Indian and Provincial Governments.**

ઇ. સ. ૧૯૧૯ ના હિંદના રાજ્યવહિવટને લગતો કાયદો પસાર થયો તે પહેલાં દરેક પ્રાંતિક સરકારને પોતાના પ્રાંતના વહિવટને માટે ગવર્નર-જનરલ ઇન કાઉન્સિલ અથવા વડી સરકારના બધા હુકમો માનવા પડતા, અને પ્રાંતોના ગવર્નરોને દરેક કામકાજથી ગવર્નર-જનરલને વાકેફ રાખવો પડતો, અને પ્રાંતિક સરકારો ઉપર વડીસરકારની સીધી દેખરેખ અને અંકુશ હતાં: પરંતુ સને ૧૯૧૯ નો કાયદો પસાર થયા પછી પ્રાંતિક સરકારોને પોતાના પ્રાંતના વહિવટમાં વધારે છુટ આપવામાં આવી છે, અને કેટલીક બાબતોનો વહિવટ જે અગાઉ વડીસરકાર કરતી, તે હવે પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યો છે. ટુંકામાં આ કાયદાથી પ્રાંતિક સરકારોને કેટલીક બાબતોમાં વડીસરકારથી સ્વતંત્ર બનાવવામાં આવી છે. પ્રાંતિક સરકારોમાં કેટલાંક ખાતાંઓ પ્રાંતિક ધારા સભાઓના કાબુ નીચે મૂકવામાં આવ્યાં છે. આ ખાતાંને લગતી બાબતોમાં સામાન્ય રીતે વડીસરકાર વચમાં પડતી નથી; પરંતુ તેવી બાબતો વડી સરકારનાં ખાતાંની બાબતોની આડે આવે, ત્યારે જ વડી સરકાર તેમાં વચમાં

પડી શકે છે. તેમજ બે પ્રાંતિક સરકારો વચ્ચે કોઈપણ બાબતમાં મતભેદ થાય તો વડીસરકાર વચમાં પડીને નિર્ણય કરે છે. એમ છતાં પ્રાંતિક સરકારો ઉપર વડી સરકારનો સામાન્ય અંકુશ રહે છે. ખાસ કરીને પ્રાંતિક ધારાસભાઓમાં કોઈપણ ખરડો રજુ કરવામાં આવે તે પહેલાં વડીસરકારની પરવાનગી લેવી પડે છે.

---

## પ્રકરણ ૪ થું.

### (૧) પ્રાંતિક સરકારો.

**Provincial Governments.**

હિંદના રાજ્યવહિવટની સગવડતા ખાતર બ્રિટિશ હિંદના પંદર પ્રાંતો પાડવામાં આવ્યા છે. જેમાનાં ૧૦ મોટા પ્રાંતો અને પાંચ નાના પ્રાંતો છે. નવ મોટા પ્રાંતો નામ:-મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્તપ્રાંતો, બિહાર અને ઓરિસ્સા, પંજાબ, બ્રહ્મદેશ, મધ્યપ્રાંતો, વાયવ્ય સરહદનો પ્રાંત અને આસામ. પાંચ નાના પ્રાંતોનાં નામ:-દિલ્હી, અજમેર-મેવાડ, બલુચિસ્તાન. કુર્ગ અને આંદામાનના ટાપુઓ છે. ઉપર જણાવેલા ૧૦ પ્રાંતોનો રાજ્ય-વહિવટ ચલાવવા માટે શેહેનશાહ તરફથી ગવર્નરો નીમવામાં આવે છે. નાના પ્રાંતો ગવર્નર-જનરલના તાબામાં છે અને તેમની ઉપર રાજ્યવહીવટ ચલાવવા માટે ગવર્નર-જનરલ ચીફ કમીશનરો નીમે છે.

પ્રાંતોના ગવર્નરોના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષની હોય છે, અને તેમને મદદ કરવા માટે બેથી ચાર સભ્યોની બનેલી એક કારોબારી કાઉન્સિલ (Executive Council) અને પ્રધાનો નીમવામાં આવે છે. પ્રાંતોનો કારભાર બે વિભાગમાં વ્હેંચવામાં આવ્યો છે. એક વિભાગને પ્રાંતિક ધારાસભાના કાબુ નીચે મૂકવામાં આવ્યો છે. આ વિભાગનાં ખાતાંઓ ઉપર ધારાસભાના ચુંટાયેલા સભ્યોમાંથી બે કે ત્રણ પ્રધાનો (Ministers) ગવર્નર નીમે છે. પ્રધાનોના હાથ નીચેનાં આ ખાતાંઓને "સોંપાયેલાં ખાતાં" ( Transferred Subjects) કહે છે. આ પ્રધાનો પોતાનાં ખાતાંના વહિવટને માટે ધારાસભાને જવાબદાર છે, અને તેમને તેની ઈચ્છા મુજબ વર્તવું પડે છે. આ ખાતાંઓ–કેળવણી, લોકસુખાકારી, પ્રાંતિક વેપાર અને હુન્નર ઉદ્યોગો, મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બૉર્ડો, ખેતી વગેરે હોય છે.

## Reserved Subjects.

પ્રાંતિક રાજ્યકારભારનો બીજો વિભાગ "અનામતખાતાંઓ" ( Reserved Subjects ) કહેવાય છે. આ ખાતાંઓ ગવર્નરની કારોબારી કાઉન્સિલના સભ્યોના તાબામાં હોય છે. આ કાઉન્સિલના સભ્યોને હિંદી વજીરની સલાહથી શેહેનશાહ નીમે છે, અને તેમના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષની હોય છે. તેઓ પોતાનાં તાબાનાં ખાતાંઓ

માટે પ્રાંતિક ધારાસભાને જવાબદાર નથી, તેથી આ ખાતાંઓ ઉપર ધારાસભાઓનો જરા પણ અંકુશ હોતો નથી. તેનો વહીવટ ગવર્નરની ઇચ્છા પ્રમાણે થાય છે. જો કે તે ખાતાંઓને લગતી બધી બાબતો ધારાસભા સમક્ષ રજુ કરવામાં આવે છે, અને ધારાસભા તેની ચર્ચા કરી શકે છે અને પોતાનો મત તેની ઉપર આપી શકે છે; પરંતુ તેમનો મત ગવર્નરને બંધનકર્તા નથી. આ ખાતાંઓમાં જમીનનું મ્હેસુલ, દુકાળ નિવારણ, ન્યાય, પોલીસ, જેલ, નાણાંખાતું વગેરે ખાતાંઓ હોય છે. સામાન્ય બાબતોમાં પ્રાંતિક રાજ્યકારભાર આ બન્ને વિભાગોના ઉપરી અમલદારો એક બીજાની સલાહ લીધા વગર ચલાવે છે; પરંતુ અગત્યની બાબતોમાં બન્ને વિભાગો સાથે મળીને વિચાર કરે છે.

## (૨) દ્વિરાજક રાજ્યપદ્ધતિ.

**Dyarchy.**

(અ) સને ૧૯૧૯ ના કાયદાથી પ્રાંતિક સરકારના બે વિભાગ પાડવામાં આવ્યા છે. એક વિભાગ ગવર્નર અને તેની કારોબારી કાઉન્સિલનો બનેલો હોય છે, અને બીજો વિભાગ ગવર્નર અને પ્રધાનોનો બનેલો હોય છે. આ રાજકીય વ્યવસ્થાને "દ્વિરાજક રાજ્યપદ્ધતિ" (Dyarchy) કહે છે. પ્રાંતિક રાજ્યવહિવટનાં ખાતાંઓને બે ભાગમાં વ્હેંચી નાંખવામાં આવ્યાં છે. પોલીસ,

જેલ, જમીન મેહેસુલ, ન્યાય, નાણાંખાતું વગેરે ખાતાંઓ સરકારે નીમેલા કારોબારી કાઉન્સિલના સભ્યોને હસ્તક છે. આ ખાતાંઓ 'અનામત ખાતાંઓ' Reserved Subjects કહેવાય છે. કારોબારી કાઉન્સિલમાં બેથી ચાર સભ્યો હોય છે. તેમને હિન્દી વજીરની સલાહથી શેહેનશાહ નીમે છે. તેમના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષની હોયછે. આ સભ્યોમાં એક કે બે જાણીતા અને બાહોશ હિન્દીઓ નીમવામાં આવે છે. તેઓ પોતાનાં કામને માટે ગવર્નર–જનરલને તથા હિન્દી વજીરને જવાબદાર છે. પ્રાંતિક ધારાસભાનો તેમની ઉપર જરા પણ અંકુશ હોતો નથી.

**Transferred Subjects.**

(બ) કેળવણીખાતું, ખેતીવાડીખાતું, લોકસુખાકારી-ખાતું, ઉદ્યોગખાતું, સ્થાનિક સ્વરાજ્યખાતું, આબકારી-ખાતું, જાહેર બાંધકામખાતું, જંગલખાતું વગેરે પ્રાંતિક રાજ્યવહિવટનાં ખાતાંઓ પ્રાંતિક ધારાસભાના ચુંટાયેલા સભ્યોમાંથી ગવર્નરે નીમેલા પ્રધાનોને હસ્તક હોય છે. આ ખાતાંઓ પ્રાંતિક ધારાસભાના કાબુમાં છે, અને પ્રધાનો તેમનાં કામ માટે ધારાસભાને જવાબદાર છે, તેથી આ ખાતાંઓને "સોંપાયેલાં ખાતાં" ( Transferred subjects) કહે છે. પ્રધાનોના હોદ્દાની મુદ્દત ધારાસભાની મુદ્દત જેટલી છે. પ્રધાનોને દર વર્ષે અપાતા પગારની રકમ ધારાસભા મંજુર કરે છે. આ ઉપરથી

માટે પ્રાંતિક ધારાસભાને જવાબદાર નથી, તેથી આ ખાતાંઓ ઉપર ધારાસભાઓનો જરા પણ અંકુશ હોતો નથી. તેનો વહીવટ ગવર્નરની ઇચ્છા પ્રમાણે થાય છે. જો કે તે ખાતાંઓને લગતી બધી બાબતો ધારાસભા સમક્ષ રજુ કરવામાં આવે છે, અને ધારાસભા તેની ચર્ચા કરી શકે છે અને પોતાનો મત તેની ઉપર આપી શકે છે; પરંતુ તેમનો મત ગવર્નરને બંધનકર્તા નથી. આ ખાતાંઓમાં જમીનનું મ્હેસુલ, દુકાળ નિવારણ, ન્યાય, પોલીસ, જેલ, નાણાંખાતું વગેરે ખાતાંઓ હોય છે. સામાન્ય બાબતોમાં પ્રાંતિક રાજ્યકારભાર આ બન્ને વિભાગોના ઉપરી અમલદારો એક બીજાની સલાહ લીધા વગર ચલાવે છે; પરંતુ અગત્યની બાબતોમાં બન્ને વિભાગો સાથે મળીને વિચાર કરે છે.

## ( ૨ ) દ્વિરાજક રાજ્યપદ્ધતિ.

**Dyarchy.**

(અ) સને ૧૯૧૯ ના કાયદાથી પ્રાંતિક સરકારના બે વિભાગ પાડવામાં આવ્યા છે. એક વિભાગ ગવર્નર અને તેની કારોબારી કાઉન્સિલનો બનેલો હોય છે, અને બીજો વિભાગ ગવર્નર અને પ્રધાનોનો બનેલો હોય છે. આ રાજકીય વ્યવસ્થાને "દ્વિરાજક રાજ્યપદ્ધતિ" (Dyarchy) કહે છે. પ્રાંતિક રાજ્યવહિવટનાં ખાતાંઓને બે ભાગમાં વ્હેંચી નાંખવામાં આવ્યાં છે. પોલીસ,

જેલ, જમીન મેહેસુલ, ન્યાય, નાણાંખાતું વગેરે ખાતાંઓ સરકારે નીમેલા કારોબારી કાઉન્સિલના સભ્યોને હસ્તક છે. આ ખાતાંઓ 'અનામત ખાતાંઓ' Reserved Subjects કહેવાય છે. કારોબારી કાઉન્સિલમાં બેથી ચાર સભ્યો હોય છે. તેમને હિન્દી વજીરની સલાહથી શેહેનશાહ નીમે છે. તેમના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષની હોયછે. આ સભ્યોમાં એક કે બે જાણીતા અને બાહોશ હિન્દીઓ નીમવામાં આવે છે. તેઓ પોતાનાં કામને માટે ગવર્નર-જનરલને તથા હિન્દી વજીરને જવાબદાર છે. પ્રાંતિક ધારાસભાનો તેમની ઉપર જરા પણ અંકુશ હોતો નથી.

**Transferred Subjects.**

(બ) કેળવણીખાતું, ખેતીવાડીખાતું, લોકસુખાકારીખાતું, ઉદ્યોગખાતું, સ્થાનિક સ્વરાજ્યખાતું, આબકારીખાતું, જાહેર બાંધકામખાતું, જંગલખાતું વગેરે પ્રાંતિક રાજ્યવહિવટનાં ખાતાંઓ પ્રાંતિક ધારાસભાના ચુંટાયેલા સભ્યોમાંથી ગવનરે નીમેલા પ્રધાનોને હસ્તક હોય છે. આ ખાતાંઓ પ્રાંતિક ધારાસભાના કાબુમાં છે, અને પ્રધાનો તેમનાં કામ માટે ધારાસભાને જવાબદાર છે, તેથી આ ખાતાંઓને "સોંપાયેલાં ખાતાં" (Transferred subjects) કહે છે. પ્રધાનોના હોદ્દાની મુદ્દત ધારાસભાની મુદ્દત જેટલી છે. પ્રધાનોને દર વર્ષે અપાતા પગારની રકમ ધારાસભા મંજુર કરે છે. આ ઉપરથી

જણાશે કે પ્રાંતિક રાજ્યવહિવટમાં જવાબદારીનું તત્ત્વ પૂર્ણાંશે અમલમાં ન મૂકાતાં અડધે અંશે દાખલ થયું છે.

**Provincial Government.**

(ક) પ્રાંતોના ગવર્નર, તેની કારોબારી કાઉન્સિલ અને પ્રધાનો મળીને પ્રાંતિક સરકાર બને છે. ગવર્નર પ્રાંતોનો મુખ્ય અમલદાર છે, અને પ્રાંતની બધી જવાબદારી તેની ઉપર હોય છે. સામાન્ય રીતે ગવર્નરની કારોબારી કાઉન્સિલ અને પ્રધાનો દરેક બાબતમાં બન્ને સાથે મળીને નિર્ણય કરે છે. ગવર્નર કારોબારી કાઉન્સિલનો પ્રમુખ છે. દરેક બાબતનો નિર્ણય બહુમતિથી થાય છે. અનામત રાખેલી બાબતોમાં પ્રધાનો મત આપી શકે છે, પરંતુ તેમના મત પ્રમાણે ચાલવાને ગવર્નર બંધાએલો નથી. સોંપાયેલી બાબતોમાં ગવર્નર ઘણું ખરૂં પ્રધાનોની સલાહ પ્રમાણે કામ કરે છે. જરૂર પડે એ બાબતોમાં પણ ગવર્નર પ્રધાનોની સલાહની વિરૂદ્ધ વર્તી શકે છે.

(ડ) પ્રાંતિક સરકાર ઉપરાંત દરેક પ્રાંતમાં કાયદાઓ કરવા માટે ધારાસભા હોય છે. તેમાં ચુંટાએલા સભ્યોની બહુમતિ હોય છે. આ ધારાસભાને બજેટ પસાર કરવાનો તેમજ નામંજુર કરવાનો અધિકાર છે. માત્ર બજેટમાં કર વધારવાની સત્તા તેને નથી. ન્યાય આપવા માટે વડી અદાલત અને તેના હાથ નીચે નાની અદાલતો હોય છે. પ્રાંતોને જીલ્લા, તાલુકા, મહાલ અને

ગામડામાં વ્હેંચી નાખવામાં આવ્યા છે. અને દરેક જીલ્લાની ઉપર કલેક્ટર, દરેક તાલુકા ઉપર મામલતદાર, દરેક મહાલ ઉપર મહાલકરી અને દરેક ગામડામાં મુખી અથવા પટેલ નીમવામાં આવે છે. આ પ્રમાણે પ્રાંતોનો રાજ્ય કારભાર ચાલે છે.

## ( ૩ ) પ્રાંતિક પ્રધાનોની સત્તાઓ અને ફરજો.

**Powers and duties of the Provincial Ministers.**

સને ૧૯૧૯ના કાયદાથી દરેક પ્રાંતમાં "સોંપાયેલા ખાતાંઓ" ( Transferred Subjects ) નો વહીવટ કરવા માટે પ્રધાનો નીમાય છે. આ પ્રધાનોની સત્તાઓ તથા ફરજો નીચે મુજબ છે:-

**(અ) પ્રધાનો અને ગવર્નર વચ્ચેનો સંબંધ.** પ્રાંતોનાં ગવર્નર પ્રાંતિક ધારાસભાના ચુંટાએલા સભ્યોમાંથી "સોંપાયેલા ખાતાંનો" વહીવટ કરવા માટે પ્રધાનોને નીમે છે. પ્રધાનોના હોદ્દાની મુદત ધારાસભાની મુદત જેટલી હોવાં છતાં ગવર્નર પ્રધાનોને બરતરફ કરી શકે છે. સામાન્ય રીતે ગવર્નર પ્રધાનોની સલાહ મુજબ સોંપાયેલાં ખાતાંના વહીવટમાં ચાલે છે. પરંતુ કોઈ બાબતમાં ગવર્નર અને પ્રધાનને મતભેદ થાય, તો તે પ્રધાનને રાજીનામું આપવું પડે છે, અને તેની જગ્યા ઉપર ગવર્નર બીજો પ્રધાન નીમે છે. પણ ઘણી અગત્યની બાબતમાં ગવર્નર અને પ્રધાનો વચ્ચે મતભેદ થાય, અને પ્રાંતિક

ધારાસભા પ્રધાનને ટેકો આપતી હોય, તો ગવર્નર ધારાસભાને બરખાસ્ત કરે છે, અને પ્રધાનોને બરતરફ કરીને તેમના ખાતાંઓનો વહીવટ પોતે સંભાળી લે છે. ત્યારબાદ ધારાસભાની નવી ચુંટણી થાય છે. અને નવી ચુંટાયેલી ધારાસભામાં પણ બરતરફ થયેલાજ પ્રધાનો ચુંટાયા હોય, અને તેમની સિવાય ધારાસભાના બીજા સભ્યો પ્રધાન થવા ના પાડતા હોય, તો ગવર્નરને નમતું આપવું પડે છે. અને તે જ સભ્યોને ફરી વાર પ્રધાનો તરીકે તેને નીમવા પડે છે, અને તેની સલાહ મુજબ તેને વર્તવું પડે છે. પણ આવું ભાગ્યે જ બને છે.

(બ) **પ્રધાનો અને ધારાસભા વચ્ચેનો સંબંધ** ધારાસભાના ચુંટાયેલા અને બીનસરકારી સભ્યો પ્રધાનો થઈ શકે છે, અને ધારાસભાના મોટા ભાગનો જેની ઉપર વિશ્વાસ હોય તેવાને જ ગવર્નર પ્રધાન તરીકે નીમે છે. આ પ્રધાનો પોતાનાં કામ માટે ધારાસભાને જવાબદાર હોય છે એવો સિદ્ધાંત છે, પણ એ સિદ્ધાંતનો અમલ ભાગ્યેજ થાય છે. કારણકે ધારાસભા તેની વિરૂદ્ધ અણવિશ્વાસનો ઠરાવ પસાર કરી તેમના પગારમાં ઘટાડો કરે, તોપણ પ્રધાનો રાજીનામું આપવામાં બંધાયેલા નથી; અને ધારાસભા તેમને રાજીનામું આપવાની ફરજ પાડી શકતી નથી. તે સત્તા તો ગવર્નરના હાથમાં છે. માત્ર ધારાસભા તેવા પ્રધાનો ઉપર અણવિશ્વાસનો ઠરાવ પસાર કરી શકે છે અથવા તેમનો પગાર ઘટાડી શકે છે.

**(૬) પ્રધાનો અને કારોબારી કાઉન્સિલ વચ્ચેનો સંબંધઃ**—સામાન્ય રીતે પ્રધાનો અને ગવર્નરની કારોબારી સભાના સભ્યો પોતપોતાના વિભાગ માટે સાથે મળીને કામ કરતા નથી. પરંતુ અગત્યની બાબતોમાં બન્ને વિભાગ ભેગા મળીને કામ કરે છે. આવે પ્રસંગે ગવર્નર તેમનો પ્રમુખ બને છે. બન્ને વિભાગને પોતાનાં ધોરણો મુજબ મત આપવાનો અધિકાર હોય છે. પરંતુ આવી ભેગી મળેલી સભાનું કામ બહુમતિથી થાય છે. પ્રધાનોનો મત "અનામત ખાતાંઓ"ની બાબતમાં, અને કારોબારી કાઉન્સિલના સભ્યોનો મત "સોંપાયેલાં ખાતાંઓ"ની બાબતમાં બંધનકારક ગણવામાં આવતો નથી.

## (૪) પ્રાંતિક ગવર્નરોની સત્તાઓ અને પ્રાંતનો વહિવટ.

**Powers of the Provinicial Governors.**

(અ) પ્રાંતિક સરકારનો મુખ્ય અધિકારી ગવર્નર છે. પ્રાંતનો વહિવટ ગવર્નર એક કારોબારી મંડળની સલાહ અને મદદથી ચલાવે છે. આ મંડળના બે વિભાગ છેઃ–કારોબારી કાઉન્સિલ અને પ્રધાનો, રાજ્યવહિવટના કેટલાંક ખાતાંને અનામત ખાતાંઓ કહેવામાં આવે છે. અને તેનો વહિવટ ગવર્નર કારોબારી કાઉન્સિલના સભ્યો મદદથી કરે છે. રાજ્યવહિવટનો બીજો વિભાગ સોંપ-

ધારાસભા પ્રધાનને ટેકો આપતી હોય, તો ગવર્નર ધારાસભાને બરખાસ્ત કરે છે, અને પ્રધાનોને બરતરફ કરીને તેમના ખાતાંઓનો વહીવટ પોતે સંભાળી લે છે. ત્યારબાદ ધારાસભાની નવી ચુંટણી થાય છે. અને નવી ચુંટાયેલી ધારાસભામાં પણ બરતરફ થયેલાજ પ્રધાનો ચુંટાયા હોય, અને તેમની સિવાય ધારાસભાના બીજા સભ્યો પ્રધાન થવા ના પાડતા હોય, તો ગવર્નરને નમતું આપવું પડે છે. અને તે જ સભ્યોને ફરી વાર પ્રધાનો તરીકે તેને નીમવા પડે છે, અને તેની સલાહ મુજબ તેને વર્તવું પડે છે. પણ આવું ભાગ્યે જ બને છે.

(બ) **પ્રધાનો અને ધારાસભા વચ્ચેનો સંબંધ** ધારાસભાના ચુંટાયેલા અને બીનસરકારી સભ્યો પ્રધાનો થઈ શકે છે, અને ધારાસભાના મોટા ભાગનો જેની ઉપર વિશ્વાસ હોય તેવાને જ ગવર્નર પ્રધાન તરીકે નીમે છે. આ પ્રધાનો પોતાનાં કામ માટે ધારાસભાને જવાબદાર હોય છે એવો સિદ્ધાંત છે, પણ એ સિદ્ધાંતનો અમલ ભાગ્યેજ થાય છે. કારણકે ધારાસભા તેની વિરૂદ્ધ અણવિશ્વાસનો ઠરાવ પસાર કરી તેમના પગારમાં ઘટાડો કરે, તોપણ પ્રધાનો રાજીનામું આપવામાં બંધાયેલા નથી; અને ધારાસભા તેમને રાજીનામું આપવાની ફરજ પાડી શકતી નથી. તે સત્તા તો ગવર્નરના હાથમાં છે. માત્ર ધારાસભા તેવા પ્રધાનો ઉપર અણવિશ્વાસનો ઠરાવ પસાર કરી શકે છે અથવા તેમનો પગાર ઘટાડી શકે છે.

ઉપરી કલેકટર હોય છે. તે મેહેસુલ ઉઘરાવે છે, અને ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ તરીકેનો હોદ્દો ભોગવે છે. કલેકટરના હાથ નીચે તાલુકાના ઉપરી મામલતદારો હોય છે. તેનું કામ મેહેસુલ ઉઘરાવવાનું હોય છે. તેના હાથ નીચે મહાલોના ઉપરી મહાલકરી હોય છે. તેના હાથ નીચે ગામડાંનાં અમલદારો જેવા કે પટેલ, કુલકર્ણી, સુખી, અને ચોકીદાર હોય છે.

---

## પ્રકરણ ૫ મું

# ધારાસભાઓ.

## (૧) વડી ધારાસભાઓ.

ઈ. સ. ૧૯૧૯ ના કાયદા મુજબ આખા હિંદ માટે કાયદા કરવા માટે બે ધારાસભાઓ રાખવામાં આવી છે. તેનાં નામ " લેજીસ્લેટીવ એસેમ્બ્લી " અને " કાઉન્સિલ ઓફ સ્ટેટ " છે.

### Legislative Assembly.

(અ) **લેજીસ્લેટીવ એસેમ્બ્લી:**—આ ધારાસભામાં કુલ ૧૪૪ સભ્યો છે, જેમાંનાં ૧૦૩ સભ્યો ચુંટાયેલા અને ૪૧ સભ્યો સરકારે નીમેલા હોય છે. આ ૪૧ સભ્યો પૈકી ૨૬ સભ્યો સરકારી અમલદારો હોય છે. સભ્યોની કુલ સંખ્યામાં વધારો થઈ શકે છે. પરંતુ

ચેલાં ખાતાં છે. તે ધારાસભાના અંકુશ નીચે છે. તેમનો વહિવટ ગવર્નર પ્રધાનોની મદદથી કરે છે. ગવર્નર ધારાસભાના ચુંટાયેલા સભ્યોમાંથી પ્રધાનો નીમે છે, અને તેને બરતરફ કરી શકે છે. ધારાસભાનાં કોઇપણ કામને નામંજુર કરવાની સત્તા ગવર્નરને છે. (Power of Veto). વળી ધારાસભા જો કોઈપણ કાર્ય સંજુર ન કરે તો તેને મંજુરી આપવાની પણ તેને સત્તા છે (Power of Certification). જરૂર જણાય તો ગવર્નર પ્રધાનો અને કારોબારી કાઉન્સિલના સભ્યોની સંયુક્ત સભા બોલાવે છે. તેવી સભામાં ગવર્નર પ્રમુખ તરીકે બેસે છે, અને બન્ને બાજુ સરખા મત પડે, ત્યારે પ્રમુખ તરીકે એક વધારે મત આપવાની તેને સત્તા છે. આવી સંયુક્ત સભાઓમાં સામાન્ય રીતે બહુમતિથી કામ થાય છે. રાજ્યવહિવટના બન્ને વિભાગને માટે નાણાંની વ્હેંચણી ગવર્નર કરે છે. ધારાસભા કોઈપણ કાયદો પસાર કરે, ત્યાર પછી ગવર્નરની તેને સમંતિ મળે ત્યારે જ તે કાયદો અમલમાં મૂકાય છે. આ ઉપરાંત ગવર્નર પ્રાંતનાં દરેક ખાતાં ઉપર સામાન્ય દેખરેખ રાખે છે, અને તેના માટે તે જવાબદાર છે.

(બ) રાજ્યવહિવટની સરળતા માટે બ્રિટીશ હિન્દમાં દરેક પ્રાંત, વિભાગો, જીલ્લાઓ, તાલુકાઓ અને મહાલોમાં વ્હેંચી નાંખવામાં આવ્યો છે. વિભાગોનો ઉપરી કમીશનર કહેવાય છે. તેના હાથ નીચે દરેક જીલ્લાનો

ઉપરી કલેકટર હોય છે. તે મેહેસુલ ઉઘરાવે છે, અને ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરીકેનો હોદ્દો ભોગવે છે. કલેકટરના હાથ નીચે તાલુકાના ઉપરી મામલતદારો હોય છે. તેનું કામ મેહેસુલ ઉઘરાવવાનું હોય છે. તેના હાથ નીચે મહાલોના ઉપરી મહાલકરી હોય છે. તેના હાથ નીચે ગામડાંનાં અમલદારો જેવા કે પટેલ, કુલકર્ણી, મુખી, અને ચોકીદાર હોય છે.

---

## પ્રકરણ ૫ મું

## ધારાસભાઓ.

### (૧) વડી ધારાસભાઓ.

ઈ. સ. ૧૯૧૯ ના કાયદા મુજબ આખા હિંદ માટે કાયદા કરવા માટે બે ધારાસભાઓ રાખવામાં આવી છે. તેનાં નામ " લેજીસ્લેટીવ એસેમ્બ્લી " અને " કાઉન્સિલ ઓફ સ્ટેટ " છે.

**Legislative Assembly.**

(અ) **લેજીસ્લેટીવ એસેમ્બ્લી:**—આ ધારાસભામાં કુલ ૧૪૪ સભ્યો છે, જેસાંનાં ૧૦૩ સભ્યો ચુંટાયેલા અને ૪૧ સભ્યો સરકારે નીમેલા હોય છે. આ ૪૧ સભ્યો પૈકી ૨૬ સભ્યો સરકારી અમલદારો હોય છે. સભ્યોની કુલ સંખ્યામાં વધારો થઈ શકે છે. પરંતુ

એવો નિયમ કરવામાં આવ્યો છે કે કુલ સભ્યો પૈકી ૫/૭ જેટલા સભ્યો ચુંટાયેલા હોવા જોઈએ; અને બાકીના સભ્યો પૈકી ૧/૩ સભ્યો બીન સરકારી હોવા જોઈએ. આ ધારાસભાની મુદત ત્રણ વર્ષની છે. સને ૧૯૧૯ નો કાયદો થયા પછી પહેલી ધારાસભાના પ્રમુખની નિમણુંક વાઇસરોયે કરી હતી. ત્યાર પછી આ ધારાસભાજ પોતાનામાંથી એક સભ્યને પ્રમુખ તરીકે ચુંટે છે.

(બ) **કાઉન્સિલ ઓફ સ્ટેટ:**—આ ધારાસભામાં કુલ ૬૦ સભ્યો છે, જેમાંના ૩૩ સભ્યો ચુંટાયેલા અને ૨૭ સભ્યો વાઇસરોયે નીમેલા હોય છે. આ ૨૭ સભ્યો પૈકી ૨૦ સભ્યો સરકારી અમલદારો હોય છે. આ ધારાસભાના સભ્યોમાંથી એક સભ્યને વાઇસરોય પ્રમુખ તરીકે નીમે છે. આ ધારાસભાની મુદત પાંચ વર્ષની છે.

### Powers of the Central Legislatures.

(ક) **વડી ધારાસભાઓની સત્તા:**—વડી ધારાસભાઓને નીચે મુજબની સત્તાઓ છે:-(૧) આખા હિંદને માટે અને વડી સરકારને માટે તે કાયદા ઘડે છે. (૨) મહત્ત્વની બાબતોની ચર્ચા કરવાનો, ઠરાવો પસાર કરવાનો, પ્રશ્નો પૂછીને માહિતી મેળવવાનો અને વાર્ષિક અંદાજપત્ર ઉપર ચર્ચા ચલાવવાનો અધિકાર બન્ને ધારાસભાઓને છે; પરંતુ અંદાજપત્ર મંજુર કે નામંજુર કરવાનો અને નવા કરો નાંખવાનો અધિકાર માત્ર લેજી-

સ્લેટીવ એસેમ્બ્લીને જ છે. (૩) પ્રાંતિક બાબતો માટે કાયદા કરવાનો અધિકાર આ વડી ધારાસભાઓને નથી.

**How laws are made in the Central Legislatures.**

(૬) કાર્યપદ્ધતિ:—આ ધારાસભાઓમાં કાર્ય કરવાની પદ્ધતિ નીચે મુજબ છે: બન્ને ધારાસભાઓમાંનો કોઈપણ સભ્ય પોતાની ધારાસભામાં કાયદાનો ખરડો રજુ કરી શકે છે. બીન સરકારી સભ્યને પોતાનો ખરડો રજુ કરવાની અગાઉથી ખબર આપવી પડે છે. અને આ ખબર આપતી વખતે તે ખરડો અને તેના હેતુ વગેરે સરકારને મોકલવા પડે છે. પછી આ ખરડો જાહેર જાણને માટે સરકારી ગેઝેટમાં છપાય છે. કેટલીક વખત આવી રીતે છપાયેલા ખરડાને પહેલીવારનાં વાંચનમાંથી પસાર થયેલો ગણવામાં આવે છે; નહિ તો છપાયા પછી અમુક મુદતે તે ખરડો ધારાસભા સમક્ષ પહેલાં વાંચનને માટે રજુ થાય છે. તે વખતે માત્ર તેનાં કારણો, હેતુઓ અને આવશ્યકતા ઉપરજ ચર્ચા થાય છે. જો તે પહેલીવારનાં વાંચનમાંથી પસાર થાય, તો તે ખરડો ધારાસભાની સીલેક્ટ કમીટી પાસે મૂકવામાં આવે છે. સીલેક્ટ કમીટી તે ખરડાની હરેક કલમ ઉપર ચર્ચા કરીને યોગ્ય લાગે તેવા તેમાં ફેરફાર કરીને ધારાસભા સમક્ષ ફેરીવાર રજુ કરે છે. આ બીજી વારનું વાંચન ગણાય છે. આ વાંચન વખતે ધારાસભાના સભ્યો ખર-

ડાની દરેક કલમ ઉપર ચર્ચા ચલાવે છે, અને મત લઇને સુધારા વધારા કરે છે. આવી રીતે આખો ખરડો બીજીવારનાં વાંચનમાંથી પસાર થાય, તો તે ત્રીજીવારનાં વાંચન માટે રજુ થાય છે. તે વખતે માત્ર આખા ખરડા ઉપરજ મત લેવાય છે, અને જો તે પસાર થાય તો તે ખરડો તે ધારાસભાએ પસાર કર્યો કહેવાય છે. ત્યાર પછી તે ખરડો બીજી ધારાસભા આગળ રજુ કરવામાં આવે છે. ત્યાં પણ તે આવીજ રીતે ત્રણવાર પસાર થાય છે. અને બન્ને ધારાસભાઓમાંથી પસાર થયા પછી તે ખરડાને ગવર્નર-જનરલ મંજુરી આપે, તો તે કાયદો થયો ગણાય છે. સરકારે રજુ કરેલો ખરડો બન્ને ધારા-સભા અથવા બન્નેમાંથી એક ધારાસભા પસાર ન કરે, તો ગવર્નર-જનરલ પોતાની સત્તાથી તેને કાયદા તરીકે પસાર કરી શકે છે. વાર્ષિક અંદાજપત્ર અને નવા કરો નાંખવાના ખરડામાં ફેરફાર કરવાની, અથવા તે પસાર કરવાની કે નામંજુર કરવાની સત્તા માત્ર લેજીસ્લેટીવ એસેમ્બ્લીનેજ છે. કાઉન્સિલ ઓફ સ્ટેટ તેની માત્ર ચર્ચાજ કરી શકે છે. તેમાં કાંઈ ફેરફાર તે કરી શકતી નથી. અંદાજપત્રમાં અથવા કરોના ખરડામાં લેજીસ્લેટીવ એસેમ્બ્લી કાંઈ પણ ફેરફાર કરે તો ગવર્નર-જનરલ પોતાની સત્તાથી યોગ્ય લાગે તો અસલના સ્વરૂપમાં તે પસાર કરી શકે છે.

## ( ૨ ) પ્રાંતિક ધારાસભાઓ

**Provincial Legislative Councils.**

(૧) **બંધારણ:**—સને ૧૯૧૯ કાયદાથી પ્રાંતિક ધારાસભાઓ ( Legislative Councils ) ના સભ્યોની સંખ્યા જુદા જુદા પ્રાંતોમાં નીચે મુજબ ઠરાવવામાં આવી છે:—મુંબઈ ૧૧૧, મદ્રાસ ૧૧૮, બંગાળા ૧૨૫, સંયુક્તપ્રાંતો ૧૧૮, પંજાબ ૮૩, બિહાર અને ઓરિસ્સા ૯૮, મધ્યપ્રાંતો ૭૦, આસામ ૫૩ અને બ્રહ્મદેશ ૧૦૩. આ ધારાસભાઓમાં કુલ સંખ્યાના ૨૦ ટકાથી વધારે સભ્યો ગવર્નર નીમી શકતો નથી; અને તેમાં કુલ સંખ્યાના ઓછામાં ઓછા ૭૦ ટકા સભ્યો ચુંટાયેલા હોવા જોઈએ. આ સભ્યો ઉપરાંત પ્રાંતોના ગવર્નરોને વધારામાં વધારે બે સભ્યોને ધારાસભાને કોઈ ખરડાની બાબતમાં સલાહ કે સમજુતી આપવા માટે નીમવાની સત્તા છે. મુંબઈની ધારાસભામાં ૮૬ ચુંટાયેલા સભ્યો ૧૬ અમલદારો, ૪ ગવર્નરની કારોબારી કાઉન્સિલના સભ્યો, અને ૫ ગવર્નરે નીમેલા બીનસરકારી સભ્યો બેસે છે.

**પ્રાંતિક ધારાસભાઓની સત્તા:**—સને ૧૯૧૯ ના કાયદાથી પ્રાંતિક ધારાસભાઓને વધારે સત્તા મળી છે. વડી ધારાસભાઓની માફક પ્રાંતિક ધારાસભાઓ પોતાના પ્રાંતને માટે કાયદાઓ ઘડી શકે છે, મહત્વની બાબતોની ચર્ચા કરી શકે છે, ઠરાવો પસાર કરી શકે

છે અને પ્રશ્નો પૂછીને માહિતી મેળવી શકે છે. પ્રાંતોમાં દ્વિરાજ રાજ્યપદ્ધતિ હોવાથી વહીવટના કેટલાંક ખાતાંઓ અનામત ખાતાં હોય છે, અને બીજાં ખાતાંઓ સોંપાયેલાં ખાતાંઓ હોય છે. આ સોંપાયેલા ખાતાંઓ ધારાસભાના કાબુ નીચે મૂકવામાં આવ્યાં છે. અને તે ખાતાં માટે તે જે કાયદા કે ઠરાવ કરે, અથવા વાર્ષિક અંદાજપત્રમાં તે ખાતાંઓને લગતા ખર્ચની રકમમાં તે જે ફેરફાર કરે તે બંધનકારક ગણાય છે અને તે ખાતાંઓના ઉપરી પ્રધાનોના પગાર પણ ધારાસભા મંજુર કરે છે. પરંતુ અનામત ખાતાંઓને લગતો કોઈપણ ખરડો ધારાસભા પસાર ન કરે તો ગવર્નરના હુકમથી તે પસાર થયેલો ગણાય છે. તેવીજ રીતે અનામતખાતાંને લગતા ખર્ચની રકમોમાં ધારાસભા ફેરફાર કરે તો ગવર્નર પોતાની સત્તાથી અસલ રકમ અંદાજપત્રમાં રાખી શકે છે.

**How laws are made in the Legislative Councils.**

(૩) **કાર્યપદ્ધતિઃ**—પ્રાંતિક ધારાસભામાં કાયદાનો ખરડો પસાર કરવાની પદ્ધતિ વડીધારાસભા જેવી જ છે. દરેક ખરડા કે બીલને ત્રણ વારનાં વાંચનમાંથી પસાર થવું પડે છે. બીલ રજુ કર્યા પહેલાં ગવર્નરની રજા લેવી પડે છે, અને પછી તેને સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. ત્યાર પછી અમુક મુદતે તેને પહેલીવારનાં વાંચન માટે ધારાસભામાં રજુ કરવ

વામાં આવે છે. તે વખતે માત્ર તે બીલનાં કારણો, હેતુઓ અને આવશ્યક્તા ઉપરજ ચર્ચા થાય છે. ત્યાર પછી મત લેવાય છે, અને જો તે પસાર થાય તો સીલેક્ટ કમીટી પાસે મૂકવામાં આવે છે. આ કમીટી તે બીલની દરેક કલમ ઉપર ચર્ચા કરીને જરૂર જણાય તો તેમાં ફેરફાર કરી શકે છે. ત્યારબાદ તે બીલ ફરીવાર બીજાં વાંચનને માટે ધારાસભામાં આવે છે. તે વખતે તેની દરેક કલમની ચર્ચા થાય છે, અને તેની ઉપર મત લેવાય છે. એવી રીતે આખું બીલ પસાર થયા પછી ત્રીજી વારનાં વાંચન માટે આખા બીલ ઉપર ફરી ચર્ચા થાય છે, અને તેની ઉપર મત લેવાય છે. અને તે પસાર થાય તો ગવર્નરની મંજુરી માટે મોકલવામાં આવે છે. ગવર્નરની તેને મંજુરી મળે, તો તે કાયદો બને છે અને અમલમાં મૂકાય છે. આવાં બીલોમાં કોઈ ભાગ પ્રાંતની સુલેહ શાંતિનો નુકસાનકારક છે એમ પ્રાંતનો ગર્વનર જાહેર કરે તો તે ભાગ બીલમાંથી કાઢી નાખવામાં આવે છે. સોંપાયલાં ખાતાં (Transferred subjects) ને લગતું કોઈપણ બીલ સામાન્યરીતે ધારાસભા પસાર કરે, તો ગવર્નર તેને મંજુરી આપે છે; પરંતુ અનામતખાતાં (Reserved subjects) ને લગતું સરકારે રજુ કરેલું બીલ ધારાસભા પસાર ન કરે, તો તેવું બીલ જરૂરનું છે એમ ગવર્નર જાહેર કરે છે, અને પોતાની સત્તાથી પસાર કરી શકે છે.

કારનાં ખાતાં વિષે પ્રાંતિક ધારાસભાથી ગવર્નર જનરલની અગાઉથી પરવાનગી મેળવ્યા વગર ચર્ચા કરી શકાતી નથી, કે કાયદો ઘડી શકાતો નથી. ધારાસભામાં પસાર થયેલા કાયદાને ગવર્નર મંજુર કે નામંજુર કરી શકે છે, અથવા તેને પોતાની ભલામણ સાથે ફરી વિચાર માટે ધારાસભાને પાછો મોકલી શકે છે; અથવા તેને માટે ગવર્નર-જનરલની સંમતિ મેળવવાને મુલતવી રાખી શકે છે.

પ્રાંતિક આવકની કુલ રકમની વ્હેંચણી ગવર્નર અનામત ખાતાં અને સોંપેલા ખાતાં વચ્ચે કરે છે. આ વહેંચણી ધારાસભાની મુદત સુધી કાયમ રહે છે.

લોનનાં વ્યાજ, ઈંગ્લાંડથી નિમાઇ આવેલા અમલદારોના પગાર, પ્રાંતિક હાઇકોર્ટના ન્યાયાધીશોના પગાર, એડવોકેટ જનરલના પગાર અને કાયદાથી મુકરર થયેલા ખર્ચની રકમો વિષે ધારાસભામાં મત લેવામાં આવતો નથી. એ રકમને "નોનવોટેબલ" ખર્ચ કહે છે. એ સિવાયનાં તમામ ખાતાંના ખર્ચ વિષે મત લેવામાં આવે છે. કોઇપણ ખાતાંના ખર્ચમાં ગવર્નરની સમંતિ લીધા વગર વધારો થઈ શકતો નથી. કોઇપણ ખર્ચની રકમ ધારાસભાએ નામંજુર કરી હોય તોપણ ગવર્નરને જરૂરની લાગે તો તેને તે બહાલી આપી શકે છે,

## (૪) હિંદના રાજ્યવહિવટમાં ધારાસભાના બીનસરકારી સભ્યનો હિસ્સો.

**Part played by a non-official member of the legislatures in the administration.**

હિન્દીની સઘળી ધારાસભાઓના બીનસરકારી સભ્યોની સત્તામાં સને ૧૯૧૯ ના કાયદાથી થોડો વધારો કરવામાં આવ્યો છે. બીન સરકારી સભ્ય પોતાની ધારાસભામાં કોઇપણ બીલ લાવી શકે છે. જો તે બીલ ધારાસભામાં પસાર થાય અને ગવર્નર–જનરલ અથવા ગવર્નરની તેને મંજુરી મળે તો તે કાયદો થાય છે. બીનસરકારી સભ્ય કોઇપણ ખાતાં વિષે પશ્નો પૂછી શકે છે. તેમજ કોઈપણ ખાતાંના ઉપરી અધિકારીની અથવા બીજા અમલદારોની વર્તણુંક સંબંધી પ્રશ્નો પૂછી માહિતી મેળવી શકે છે. થોડે ઘણે અંશે તેઓ સરકારને હુકમ પણ કરી શકે છે. અગત્યની બાબતો ઉપર ચર્ચા કરવા માટે ધારાસભાની બેઠક મુલતવી રાખવાનો તે ઠરાવ લાવી શકે છે. અને બીજી જાહેર હિતને લગતી બાબતો વિષે ઠરાવો રજુ કરી શકે છે. પ્રાંતિક ધારાસભાના ચુંટાયેલા બીનસરકારી સભ્યોમાંથી ગવર્નર પ્રધાન નીમે છે. તેથી તેવી ધારાસભાનો બીનસરકારી સભ્ય પ્રધાન થઇ શકે છે. સોંપાયેલા ખાતાં ઉપર બીનસરકારી સભ્યોની સત્તા ઘણી છે. ઘણુંખરૂં તેમની ઇચ્છા પ્રમાણે

તે ખાતાંઓનું કામ ચલાવવું પડે છે. બીનસરકારી સભ્યો ઘણી બાબતોમાં સુધારા કરવાના ઠરાવો કે કાયદાઓ ધારાસભામાં લાવી શકે છે, અને કેટલેક અંશે દેશનાં રાજ્યતંત્ર ઉપર થોડી ઘણી અસર કરી શકે છે.

## (૫) સર્ટીફીકેશનની સત્તા.

**Power of Certification-**

વડી ધારાસભાના બન્ને વિભાગમાંથી પસાર થયેલા કાયદાને ગવર્નર–જનરલની મંજુરી મળે ત્યાર પછી તે કાયદો ગણાય છે. પરંતુ વડી ધારાસભાનો કોઈપણ વિભાગ કાયદાનો ખરડો પસાર કરવાની ના પાડે, તોપણ ગવર્નર–જનરલ પોતાની સત્તાથી તેને પસાર કરી શકે છે. આ સત્તાનો ઉપયોગ કરતી વખતે "હિંદની સહિસલામતી, શાન્તિ અને હિતને માટે" આ કાયદો જરૂરનો છે એવું તે પ્રમાણપત્ર આપે છે, અને પછી તે કાયદો પસાર થયેલો ગણાય છે. આવા કાયદાને ગવર્નર–જનરલે બનાવેલો કાયદો કહે છે. પરંતુ તેવો કાયદો તેનાં કારણો સાથે પાર્લામેંટ પાસે અથવા શહેનશાહ પાસે તેમની મંજુરી માટે મોકલવો પડે છે.

## (૬) કોમી પ્રતિનિધિત્વ.

**Communal Representation.**

કોમી પ્રતિનિધિત્વ પહેલું ઇ. સ. ૧૯૧૯ના મોર્લી-મિન્ટો સુધારાથી દાખલ થયું, અને પ્રાંતિક તેમજ વડી

ધારાસભામાં મુસલમાનોને માટે ખાસ બેઠકો રાખવામાં આવી. સને ૧૯૧૯ ના કાયદાથી મુસલમાનો ઉપરાંત શિખો, મદ્રાસમાં હિંદી ખ્રિસ્તીવર્ગ, અને મુંબઈ, મદ્રાસ અને બંગાળામાં, યુરોપીયનોને ખાસ જુદું પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે. તે ઉપરાંત મદ્રાસમાં બ્રાહ્મણેતર-વર્ગ, અને દક્ષિણમાં મરાઠાઓને માટે અમુક સંખ્યા અલાયદી રાખવામાં આવી છે. અત્યંજ અને પછાતવર્ગ તેમજ મજુરવર્ગ વગેરેના પ્રતિનિધિઓ સરકારજ નીમે છે. આવી રીતનાં કોમી પ્રતિનિધિત્વને લીધે હિંદની જુદી જુદી કોમોમાં કડવાશ ઉભી થઈ છે. તેથી તે દૂર થવાની જરૂર છે.

## (૭) મતાધિકાર.

**Franchise.**

ધારાસભાઓના સભ્યની ચુંટણીમાં મત આપનાર ૨૧ અથવા તેથી વધુ વર્ષની ઉંમરનો, બ્રિટીશ રૈયત ગણાતો પુરૂષ હોવો જોઇએ. જો તેણે છ માસની કેદની સજા ભોગવી હોય તો પાંચ વર્ષ સુધી તે મત આપી શકે નહિ. પ્રાંતિક ધારાસભાને સ્ત્રીઓને મતાધિકાર આપ-વાની સત્તા છે. આ સામાન્ય લક્ષણો ઉપરાંત શેહેરો માટે મત આપનાર જે શેહેરમાંથી તે મત આપતો હોય, ત્યાં ઓછામાં ઓછા છ મહિનાથી રહેતો હોવો જોઈએ, અથવા તો વાર્ષિક અમુક ભાડું આવે, એવા ઘરમાં રહેનાર

જ્યારે બજેટમાંની બધી માગણીઓનો નિકાલ થાય ત્યારે બજેટ પસાર થયું કહેવાય છે.

**Non-Votable Budget.**

અંદાજપત્રમાં રજુ થયેલી નીચેની બાબતો ઉપર વડીધારાસભામાં મત લેવાતો નથી, તેમજ તેના ઉપર ચર્ચા પણ થઈ શકતી નથી:—(૧) સરકારી દેવાનું વ્યાજ, (૨) કાયદાથી મુકરર થયેલો ખર્ચ, (૩) ઈંગ્લાંડથી નિમાઈને આવેલા અમલદારો તથા ચીફ કમીશનરો, જ્યુડિશિયલ કમીશનરો વગેરેના પગાર. (૪) લશ્કર અને બચાવનો ખર્ચ, (૫) સરકારી નોકરનાં પેન્શનો, (૫) પાદરી ખાતાનો અને રાજ્યદ્વારી ખાતાનો ખર્ચ. આ બાબતોને "નોન-વોટેબલ" માગણીઓ કહે છે. બાકીની માગણીઓને "વોટેબલ માગણીઓ" કહે છે.

પ્રાંતિક ધારાસભાઓમાં પણ અંદાજપત્ર પસાર કરવાની વડી ધારાસભાની જેવીજ રીત છે. પ્રાંતિક સરકાર આવક ખર્ચનાં અંદાજપત્રો જુદાં કરી શકે છે, અને પોતાનાં નાણાંનો સ્વતંત્ર રીતે ખર્ચ કરી શકે છે.

બજેટ પસાર થયા પછી નવા કરો નાંખવા માટે અથવા જુના કરોમાં ફેરફાર કરવા માટે "નાણાં પ્રકરણી બીલ" (finance bill) ધારાસભા પાસે રજુ કરવામાં આવે છે. પ્રથમ બીલ રજુ કરતાં પહેલાં ધારા-

સભાની પરવાનગી લેવાય છે. ત્યારબાદ તેની ઉપર ચર્ચા થાય છે, અને છેવટ મત લેવાય છે. તેને પસાર કરવા માટે બીજા કોઇ પણ કાયદાની જેવીજ પદ્ધતિ રાખવામાં આવે છે. આ આખું બીલ મંજુર અથવા નામંજુર કરવાનો અથવા તેમાંની કોઇ પણ કલમોમાં ફેરફાર કરવાનો અધિકાર માત્ર લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને પ્રાંતિક ધારાસભાઓને છે. નવા કરોમાં વધારો થઈ શકતો નથી, પરંતુ ઘટાડો થઇ શકે છે.

## (૨) હિંદીસરકાર અને પ્રાંતિક સરકારોની ઉપજનાં સાધનો.

**Chief sources of revenue of the Central and Provincial Governments.**

ઈ. સ. ૧૮૭૦ પહેલાં પ્રાંતિક સરકારો પોતાના પ્રાંતોમાંથી જેટલી ઉપજ આવે તે બધી વડી સરકારને મોકલી દેતા, અને પ્રાંતોના ખર્ચ માટે જરૂર હોય તેટલી રકમ વડી સરકાર તેમને તેમાંથી આપતી. દુકાળ નિવારણને અંગે થતો ખર્ચ વડી સરકાર કરતી. પ્રાંતિક સરકારો પોતાની પાસે સિલક રાખી શકતી નહિ. ઈ. સ. ૧૮૭૦ માં આમાં કેટલો ફેરફાર કરવામાં આવ્યો, અને પ્રાંતિક સરકારોને અમુક ખાતાંઓની ઉપજનો કેટલોક ભાગ તેમની પાસે રહેવા દેવામાં આવ્યો; બાકીનો ભાગ વડી સરકારને મોકલી દેવો પડતો. બીજી બાબતોની ઉપજ વડીસરકાર એકઠી કરતી.

સને ૧૯૧૯ ના કાયદાથી પ્રાંતિક રાજ્યવહિવટમાં કેટલેક અંશે જવાબદારીનું તત્વ દાખલ કરવામાં આવ્યું છે, અને ઉપજનાં કેટલાંક સાધનો પ્રાંતિક સરકારને સોંપી દેવામાં આવ્યાં છે. આ સાધનોમાંથી આવતી સઘળી ઉપજ પ્રાંતિક સરકારો પોતાની પાસે રાખે છે. અને તેમની પાસે વર્ષ આખરે રહેતા વધારાનો કેટલોક ભાગ તેમને વડી સરકારને આપવો પડે છે. હાલમાં હિન્દી અને પ્રાંતિક સરકારોની ઉપજનાં સાધનો નીચે મુજબ છે:

### (અ) વડીસરકારની આવકનાં મુખ્ય સાધનો.

૧ જકાત, ૨ આવકવેરો, ૩ મીઠું, ૪ અફીણ, ૫ તાર અને ટપાલ, ૬ રેલ્વે, ૭ ચલણ ખાતું, ૮ પ્રાંતિક સરકાર તરફથી મળતું નાણું, ૯. દેશી રાજ્યોની ખંડણી. ૧૦. જંગલખાતું (મુંબઈ સિવાયના પ્રાંતોમાંથી).

### (બ) પ્રાંતિક સરકારોની આવકના મુખ્ય સાધનો.

૧ જમીન મહેસુલ, ૨ આબકારી, ૩ સ્ટેમ્પ્સ, ૪ રજીસ્ટ્રેશન ફી, ૫ જંગલખાતું (માત્ર મુંબઇમાંજ), ૬ મોજશોખનાં સાધનો ઉપર નોકર, ૭ પરચુરણ ખાતાંઓ, ૮ આવકવેરાનો અમુક ભાગ.

### (૩) હિંદી સરકાર અને પ્રાંતિક સરકારોના ખર્ચની બાબતો:—

**Heads of Expenditure of the Central and Provincial Governments.**

હિન્દી અને પ્રાંતિક સરકારોને જે ઉપજ આવે છે

તે નીચેની બાબતોમાં ખર્ચાય છે.

### (અ) હિન્દી સરકારનાં ખર્ચનાં ખાતાંઓ.

૧ કર વસુલ કરવા માટે થતો ખર્ચ, ૨ તાર અને ટપાલ ખાતાંનો ખર્ચ, ૩ રેલ્વે અને તેને લગતી બાબતોનો ખર્ચ, રેલ્વે બાંધવા માટે જે કરજ કર્યું હોય તેના વ્યાજનો આ ખર્ચમાં સમાવેશ થાય છે. ૪ ન્હેરો, પૂલો, મોટી સડકો, અને સાર્વજનિક હિતનાં કામો માટે કરવામાં આવતો ખર્ચ. ૫ સરકારી નોકરોના, પગાર, પેન્શન, ભથ્થું વગેરેનો ખર્ચ. ૬ સરકારનાં દેવા ઉપરનું વ્યાજ. ૭ ઈંગ્લાંડ મોકલવામાં આવતું નાણું ( Home charges ), જેમાં હિન્દી વજીર અને તેની કાઉન્સિલ તથા ઓફીસના ખર્ચ સિવાયના હિંદ તરફથી ઇંગ્લાંડમાં થતા ખર્ચનો સમાવેશ થાય છે. જેવાં કે ઇંગ્લાંડ પાસેથી લીધેલા કરજનું વ્યાજ, હાઇ-કમીશનર અને તેની ઓફીસનો પગાર, નોકરીથી ફારગ થયેલા અમલદારોના પેન્શન વગેરે. ૮ હિંદી લશ્કરનો અને બચાવનો ખર્ચ.

### (બ) પ્રાંતિક સરકારોના ખર્ચ ખાતાંઓ.

૧ હિંદી સરકારને ઉપજમાંથી રહેતો વધારો આપવો પડે છે તે, ૨ પ્રાંતિક અમલદારોના પગાર, પેન્શન, ભથ્થુ વગેરેનો ખર્ચ, ૩ પોલીસખાતાંઓ, ન્યાયખાતાંઓ, ન્યાય કોર્ટો, અને જેલોનો ખર્ચ, ૪ કેળવણી, આરોગ્ય અને

વૈદક અને આબકારી ખાતામાં થતો ખર્ચ, ૫. જાહેર હિતનાં કામો માટે થતો ખર્ચ, ૬ દુકાળ નિવારણખર્ચ, વગેરે.

## (૩) જમીનમહેસુલની વ્યવસ્થા.

**Land Revenue System.**

હિંદની વસતીના લગભગ ૮૫ ટકા જેટલા લોકો ખેતી અને તેને લગતા ધંધાઓ ઉપર ગુજરાન ચલાવે છે. પ્રાચીન કાળથી આ ખેતીપ્રધાન દેશમાં જમીનની મહેસુલ રાજ્યની ઉપજનું મુખ્ય સાધન ગણાતું. જમીનની ઉત્પન્નનો અમુક ભાગ રાજાનો ગણાતો, અને તે પાકમાં જ લેવામાં આવતો. આ વ્યવસ્થાને "ભાગ બટાઈ" કહે છે. મોગલ બાદશાહ અકબરના વખતમાં રાજા ટોડરમલ્લે પાકને બદલે પૈસામાં તે ભાગ લેવાનું ઠરાવ્યું. પાકની જાત નક્કી કરવામાં આવી, અને અમુક વર્ષના પાકની સરાસરી લઇને તે મુજબ મહેસુલ નક્કી કરવામાં આવી. મોગલાઈના અંતમાં મોટા મોટા ઈજારદારો જમીનનું મહેસુલ ઉઘરાવતા, અને તેમાંનો નક્કી કરેલો ભાગ સરકારમાં ભરતા. કમ્પની સરકારે બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં દિવાની મેળવ્યા પછી આ રીત ચાલુ રાખી, અને લોર્ડ કોર્નવોલિસે કાયમી જમાબંદી કરીને જમીનદારોએ વાર્ષિક અમુક રકમ સરકારને ભરવી એવું કાયમને માટે નક્કી કર્યું (ઇ. સ. ૧૭૯૩).

ત્યાર પછી હિંદના જુદા જુદા ભાગોમાં ત્યાંની પરિસ્થિતિ ધ્યાનમાં લઇને જમાબંદીની જુદી જુદી પદ્ધતિઓ દાખલ થઈ. હાલ આખાં હિંદમાં જમીનદારી અને રૈયતવારી એવી બે મુખ્ય પદ્ધતિઓ છે. જમીનદારી પદ્ધતિમાં એક જમીનદાર પાસે ઘણી જમીન હોય છે, અને તે બીજા ખેડુતો પાસે જમીન ખેડાવે છે. રૈયતવારીમાં દરેક ખેડુત છે, જમીન તે પોતે ખેડે છે અને મહેસુલ માટે તે સરકારને જવાબદાર છે.

મહેસુલ ઉઘરાવવાનું કામ ગામડાંના તલાટીને સોંપવામાં આવ્યું છે. જ્યારે સરકારના ધારવા પ્રમાણે ચાર આનીથી ઓછો પાક થાય, ત્યારે મહેસુલ મુલતવી રખાય છે, અને છ આની પાક થયો હોય તો અર્ધું મહેસુલ મુલતવી રખાય છે. મુલતવી રાખેલું મહેસુલ સારાં વર્ષોમાં વસુલ કરવામાં આવે છે.

## (૪) હિંદી સરકારનું જાહેર દેવું.

### Public Debt of India.

૧ હિંદમાં કંપનીના રાજ્યનો અમલ શરૂ થયો, ત્યારથી જાહેર દેવાની શરૂઆત થઈ છે. કંપની સરકારને શરૂઆતમાં મોટા વિગ્રહોમાં ઉતરવું પડ્યું હતું, તેથી તેને દેવું કરવાની જરૂર પડી હતી. ત્યાર પછી રેલ્વે નહેરો અને બીજાં બાંધકામો કરવા માટે, તથા કોઈ કોઈ વાર સરકારના અંદાજપત્રમાં આવતી ખોટો પૂરી

કરવા માટે દેવું કરવું પડ્યું હતું. છેલ્લા મહાન્ યુરોપીય વિગ્રહથી આ દેવામાં ઘણો વધારો થયો છે. હાલ હિંદી સરકારનું કુલ જાહેર દેવું રૂ. ૧૧૭૨ કરોડ જેટલું છે. તેમાંથી રૂ. ૬૦૦ કરોડ જેટલું હિંદુસ્તાનમાં અને રૂ. ૫૭૨ કરોડનું ઇંગ્લાંડમાં દેવું કરેલું છે. આ દેવામાંથી લગભગ પોણો ભાગ જેટલું દેવું એટલે આશરે રૂ. ૯૩૭ કરોડ જેટલું દેવું ઉત્પાદક ( Productive ) છે. એટલે કે એ દેવું રેલ્વે, નહેરો વગેરે કરવા માટે થયેલું હોવાથી, આ ખાતાંઓની આવકમાંથી દેવાનું વ્યાજ તેમ જ તેની મુદ્દલ રકમનો હફતો ભરવા જેટલી રકમ દર વર્ષે એમાંથી ઉત્પન્ન થાય છે. બાકીનો પા ભાગ એટલે આશરે રૂ. ૨૩૫ કરોડનું દેવું અનુત્પાદક ( Unproductive ) છે. આ દેવું ઓછું કરવાને સરકાર દર વર્ષે એક નાની રકમ અલાયદી કાઢે છે. એ રકમને " Sinking Fund " કહે છે.

---

## પ્રકરણ ૭ મું.

### સ્થાનિક સ્વરાજ્ય.

**Local Self-Government.**

હિંદુસ્તાન ઘણો મોટો દેશ હોવાથી દરેક બાબતમાં રાજ્યવહીવટ વડી સરકારથી કે પ્રાંતિક સરકારોથી

થવો મુશ્કેલ છે. પ્રાંતોના વહિવટમાં વધુ સુગમતા અને સગવડ આવે તે હેતુથી, શહેરો, જીલ્લાઓ, તાલુકાઓ અને ગામડાંઓને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ આપવામાં આવી છે. અમુક સ્થળના રહેવાસીઓ સાથે સંબંધ ધરાવતી બાબતોની જે વ્યવસ્થા તે સ્થળના રહેવાસીઓના ચુંટાયેલા પ્રતિનિધિઓને સોંપવામાં આવેલી હોય છે તેને "સ્થાનિક સ્વરાજ્ય" ( Local Self-Government ) કહે છે.

હિંદમાં આવી સ્થાનિક સ્વરાજ્ય ભોગવતી ત્રણ જાતની સંસ્થાઓ છે:-( ૧ ) મોટાં શહેરોની મ્યુનીસીપાલીટીઓ, (૨) જીલ્લા અને તાલુકા માટે "લોકલ બોર્ડો" અને ( ૩ ) ગામડાંઓ માટે " ગામ પંચાયતો. "

આ સંસ્થાઓ ઉપર પ્રાંતિક સરકારનો કાબુ છે. માત્ર સ્થાનિક બાબતોનો તે સ્થાનનાં પ્રતિનિધિમંડળ દ્વારા જલદી નિકાલ થાય તેટલા પુરતી જ સત્તા આ સંસ્થાઓને આપવામાં આવી છે.

### ( ૧ ) મ્યુનિસીપલીટીની ફરજો.

મ્યુનીસીપાલીટીઓને ચાર જાતનાં સ્થાનિક કામો કરવાનાં હોય છે તે નીચે પ્રમાણે:-

**( અ ) લોક સંરક્ષણ:**-નવા રસ્તા બાંધવા, અને જુના રસ્તા દુરસ્ત કરાવવા, અને તેની ઉપર દિવાબત્તી પૂરી પાડવી, સાર્વજનિક અને મ્યુનિસીપાલીટીના ઉપયોગ

માટે ઇમારતો બાંધવી, અને તેને સારી સ્થિતિમાં રાખવી, અને બાગ, બગીચા, પુસ્તકાલયો, અને સંગ્રહસ્થાનો પૂરાં પાડવાં.

(ખ) **આરોગ્યઃ**—શહેરમાં દવાખાનાં સ્થાપવાં, પાણી પૂરું પાડવા માટે વ્યવસ્થા કરવી, રસ્તા ઉપરથી કચરો અને ગંદકી સાફ કરાવવી, ગટરો સાફ કરાવવી, રોગો ફેલાતા અટકાવવા, અને દુકાળથી પીડાતા લોકોને મદદ કરવી.

(ક) **શિક્ષણઃ**—શહેરમાં પ્રાથમિક કેળવણી માટે શાળાઓ સ્થાપવી અને ચલાવવી, અને બાળકો માટે કસરત અને રમતગમત માટે ખુલ્લી જગ્યાઓ પૂરી પાડવી.

(ડ) **સામાન્યઃ**—શહેરના વિભાગો કરીને રસ્તા તથા શેરીઓને નામ આપવાં તથા મકાનોને નંબર કરવા.

શહેરની મ્યુનિસીપાલીટીઓને ઉપર જણાવેલાં બધાં કામ કરવાનાં હોય છે. મુંબઇ, મદ્રાસ અને કલકત્તાની મ્યુનિસીપાલીટીઓને વધારે સત્તાઓ આપવામાં આવી છે. તેમના પ્રમુખો તેઓ ચુંટી કાઢે છે. મ્યુનિસિપાલીટીઓના ઘણાખરાં સભ્યો શહેરના લોકો તરફથી ચુંટાયેલા હોય છે, અને થોડા સરકાર તરફથી નીમાયેલા હોય છે. તેમની મુદત ત્રણ વર્ષની હોય છે, તે પછી નવી ચુંટણી થાય છે.

## (૨) મ્યુનિસીપાલીટીઓની આવક.

ઉપર જણાવેલી ફરજો બજાવવા માટે મ્યુનિસી-પાલીટીઓને નીચે જણાવેલી બાબતોની ઉપજ આપવામાં આવી છેઃ–(૧) શહેરમાં આયાત થતા માલ ઉપર જકાત (Octroi duty) (૨) બજારમાંથી ઉપજતાં ભાડાં, (૩) ઘર અને જમીન ઉપરનો વેરો, (૩) પાણી પૂરૂં પાડવા માટે લેવામાં આવતો કર, (૪) ગાડીઓ અને વાહનો ઉપરનો કર, (૫) જમીન તથા મકાનોનાં વેચાણની ઉપજ, (૬) મ્યુનિસીપાલીટીની શાળાઓ તથા દવાખાનાંની ઉપજ, (૭) વેપાર અને ધંધા રોજગાર ઉપર કર અને (૮) સરકાર તરફથી મળતી રકમ.

## (૩) મ્યુનિસીપાલીટીઓની સત્તાઓ.

મ્યુનિસીપાલીટીઓ પોતાની ફરજો વગર હરકતે બજાવી શકે તે માટે તેને જરૂર જોગી સત્તાઓ આપવામાં આવી છેઃ–તે ઉપર જણાવેલા કર અથવા વેરા નાંખી શકે છે, અને વસુલ કરી શકે છે. લોકોપયોગી કાર્યો કરવા માટે લોન કાઢી શકે છે. તેને આપેલી સત્તા મુજબના વેરા અથવા કર વસુલ કરવા માટે દંડ કરી શકે છે, તથા ફરીઆદ કરીને વસુલ કરી શકે છે.

## (૪) જીલ્લા અને તાલુકાનાં લોકલ બોર્ડોની સત્તાઓ અને ફરજો.

જીલ્લાઓ અને તાલુકાઓ માટે લોકલ બોર્ડોની

તેમની સત્તા અને ફરજો લગભગ શહેરની મ્યુનિસીપાલીટીઓ જેવીજ છે. તેઓ જમીનની મહેસુલમાં રૂપીએ એક આનો લોકલ ફંડનો લઇ શકે છે, તથા નાકા વેરો લઈ શકે છે. જરૂર પડે તો તેઓ સરકાર પાસેથી નાણાંની મદદ માગી શકે છે.

---

## પ્રકરણ ૮ મું.

## જાહેર સલામતીનાં ખાતાંઓ.

**Indian Army Organization.**

### ( ૧ ) હિન્દી લશ્કરની વ્યવસ્થા.

હિન્દુસ્તાનનાં લશ્કરના બે મુખ્ય વિભાગ છે:—(૧) જાથુકનું લશ્કર ( Regular Army ), અને (૨) અણી પ્રસંગે ઉપયોગમાં લેવામાં આવતું વધારાનું લશ્કર ( Reserve ).

(અ) **જાથુકનું નિયમિત લશ્કર:**—હાલમાં હિન્દી લશ્કરના ચાર વિભાગ–ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ દિશા વાર કરવામાં આવ્યા છે. આખાં લશ્કરનો ઉપરી વડો સેનાધિપતિ છે. તે વાઈસરોયની કારોબારી કાઉન્સિલનો સભ્ય છે, અને લશ્કરની વ્યવસ્થા અને હિન્દનાં રક્ષણનાં કામ માટે જવાબદાર છે. હાલમાં હિન્દી લશ્કર લગભગ ૨૩૦૦૦૦ સીપાઇઓનું બનેલું છે, તેમાં ૭૪૦૦૦

બ્રિટીશ સૈનિકો અને બાકીના હિન્દી સૈનિકો છે. હિન્દી સૈનિકોની ટુકડીઓના અમલદારો અંગ્રેજો હોય છે. હિન્દી-ઓને લશ્કરમાં મોટી જગ્યાઓ મળતી નથી, તે સામે હિન્દી પ્રજાનો સજબુત પોકાર થવાથી હાલમાં એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે, હિન્દી સૈનિકોનાં બનેલાં લશ્કરના એક પૂરા વિભાગ (Division) માં માત્ર હિન્દી અમલદારોને જ નીમવા, અને એવી રીતે તે વિભાગને ધીમે ધીમે પૂરેપૂરો હિન્દીમય બનાવી દેવો, આ પ્રયોગ સફળ થાય તો લશ્કરના બીજા વિભાગોમાં પણ તે પ્રમાણે કરવું. હિન્દી જુવાનોને લશ્કરી તાલીમ આપવા માટે દહેરા-દુનમાં લશ્કરી કોલેજ સ્થાપવામાં આવી છે, અને તે ઉપરાંત ઈંગ્લાંડની લશ્કરી કોલેજોમાં તેમને અભ્યાસ કરવો પડે છે.

(બ) જાથુકનાં લશ્કર ઉપરાંત હિન્દી લશ્કરમાં વધારાનાં લશ્કરના નીચે જણાવેલા વિભાગ છેઃ—(૧) વોલંટીયર લશ્કર આશરે ૩૬૦૦૦ નું છે, તેની ફરજ વિગ્રહના સમયમાં બંદરો, રેલ્વે અને અગત્યનાં મથકોનું "રેગ્યુલર" લશ્કરની ગેરહાજરીમાં રક્ષણ કરવાનું છે. તેમને પગાર મળતો નથી. દેશી રાજ્યોનાં લશ્કરો આશરે ૨૦૦૦૦ સૈનિકોનાં છે. (૩) નેટીવ રીઝર્વ લશ્કર—આ લશ્કર લગભગ ૩૬૦૦૦ નું છે. લશ્કરી નોકરીમાંથી ફારેગ થયેલા હિન્દી સૈનિકોનું તે બનેલું છે. (૪) વાયવ્ય સરહદ ઉપર લગભગ ૧૨૦૦૦ માણસોનું મીલીશીઆ છે. (૫) આસામ અને બ્રહ્મદેશની સરહદ ઉપરનાં ૨૧૫૦૦ માણસોનું લશ્કરી પોલીસફોર્સ છે.

(ક) સમુદ્ર ઉપર હિન્દનું રક્ષણ કરવા માટે રોયલ ઇન્ડીઅન નેવી” નામનું નૌકાસૈન્ય છે. તેની હજી શરૂઆત છે તેમાં લડાયક વહાણો થોડાં છે. તેમાં હિન્દીઓને અમલદારની જગ્યા મળી શકે માટે તેમને નૌકાસૈન્યની કેળવણી આપવા માટે “ડફરીન” નામની મનવાર સરકારે રાખી છે.

## (૨) હિંદમાં સુલેહશાંતિ જાળવવાની વ્યવસ્થા.

**Indian Police Organization.**

**પોલીસખાતું:**—દરેક પ્રાંતમાં સુલેહશાંતિ જાળવવા માટે, તેમજ ગુન્હા અટકાવવા માટે અને ગુન્હેગારોને પકડવા માટે પોલીસખાતું હોય છે. આખા પ્રાંતના પોલીસખાતાંનો વડો “ઈન્સ્પેકટર જનરલ ઓફ પોલીસ” કહેવાય છે. તેના હાથ નીચે ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ અને દરેક જીલ્લામાં “ડીસ્ટ્રીકટ સુપરીન્ટેન્ડેન્ટ ઓફ પોલીસ” હોય છે. ડીસ્ટ્રીકટ પોલીસ સુપ્રીન્ટેન્ટડન્ટના હાથ નીચે ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, ઈન્સ્પેકટરો અને સબ–ઈન્સ્પેકટરો (ફોજદાર) વગેરે અમલદારો હોય છે. જીલ્લાના દરેક તાલુકામાં પોલીસનું થાણું હોય છે. તેનો ઉપરી ફોજદાર હોય છે.

પોલીસના જુદા જુદા પ્રકાર હોય છે:—(૧) શહેર અને ગામડાની પોલીસ પોતાના શહેર અથવા ગામડામાં ગુન્હેગારોને પકડવાનું અને સુલેહશાંતિ જાળ-

વવાનું કામ કરે છે; (૨) રીઝર્વ પોલીસ–દરેક જીલ્લામાં કોઈ પણ સ્થળે હુલ્લડ જેવા જરૂરી વખતે જ તેનો ઉપયોગ થાય છે. (૩) રેલ્વે પોલીસ–રેલ્વેઓમાં ગુન્હા થતા અટકાવવા અને ગુન્હેગારોને પકડવા માટે, તેમજ રેલ્વે સ્ટેશનોમાં સુલેહશાંતિ જાળવવા માટે આ પોલીસ હોય છે. (૪) લશ્કરી પોલીસ–વાયવ્ય સરહદના પ્રાંત, આસામ અને બ્રહ્મદેશમાં આ પોલીસ કામ કરે છે. તે લશ્કર ખાતાનાં હાથ નીચે છે; (૫) છુપી પોલીસ–ગુન્હેગારો અથવા શંકાપાત્ર માણસો ઉપર નજર રાખવા માટે, તથા ગુન્હેગારોની શોધ કરવા માટે, અને ખાસ કરીને રાજ્યદ્વારી લોકો વિષે માહિતી મેળવવા તથા રાજ્યદ્રોહના ગુન્હેગારોને પકડવામાં આ પોલીસ ઉપયોગમાં આવે છે.

## (૩) હિન્દની જેલોની વ્યવસ્થા.

### Indian Jail Administration.

દરેક પ્રાંતમાં શિક્ષા પામેલા ગુન્હેગારોને રાખવા માટે મોટાં તથા નાનાં શહેરોમાં કેદખાનાં હોય છે. તે સિવાય પ્રાંતમાં યોગ્ય સ્થળોએ સેન્ટ્રલ જેલ હોય છે. આખા પ્રાંતની બધી જેલોનો ઉપરી ઈન્સ્પેકટર જનરલ હોય છે. તેના હાથ નીચે જેલ સુપરીન્ટેન્ડન્ટો અને તેને મદદ કરનારા અધિકારીઓ દરેક જીલ્લામાં હોય છે. જેલના બીજા અમલદારો જેલનો દાકતર અને જેલર

હોય છે. દરેક જેલનો ઉપરી જેલર કહેવાય છે. નાની ઉમરના ગુન્હેગારો માટે ઉદ્યોગશાળાઓ ( Reformatories ) હોય છે. દરેક જેલમાં કેદીઓને કાંઈ ધંધો શીખવવામાં આવે છે અને તેમની પાસેથી કામ લેવામાં આવે છે. જેલોના આ ઉદ્યોગોથી સરકારને સારૂં ઉત્પન્ન થાય છે.

## (૪) ન્યાય આપવાની વ્યવસ્થા.

**Administration of justice in India.**

હિન્દમાં ન્યાય આપવાની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી છે:—

**હાઈકોર્ટ**:—દરેક પ્રાંતના રાજધાનીનાં શેહેરમાં એક વડી અદાલત હોય છે. તે હાઇકોર્ટ અથવા ચીફ કોર્ટ કહેવાય છે. આ કોર્ટના ન્યાયાધીશો હિન્દી વજીરની સલાહથી શહેનશાહ નીમે છે, અને તેઓ હિન્દી કે પ્રાંતિક સરકારોથી તદ્દન સ્વતંત્ર છે. આ વડી અદાલતોને રાજધાનીનાં શહેરના દિવાની અને ફોજદારી દાવાઓ ચલાવવાનો, પ્રાંતની નીચલી કોર્ટો વિરૂદ્ધ અપીલો સાંભળવાનો અને તે કોર્ટોનાં કામકાજ ઉપર દેખરેખ રાખવાનો અધિકાર છે. ફોજદારી કેસોમાં પાંચથી નવસભ્યોની જ્યુરીના મત મુજબ સામાન્ય રીતે ફેસલો અપાય છે. હાઇકોર્ટોની વિરૂદ્ધ ઇંગ્લાંડની પ્રીવી કાઉન્સિલને અપીલ થઇ શકે છે; પણ તેવી અપીલ કરવાની રજા આપવી કે ન આપવી તે હાઇકાર્ટોની સત્તામાં છે.

**જીલ્લા કોર્ટો**:—પ્રાંતના દરેક જીલ્લામાં એક જીલ્લા-કોર્ટ (District Court) હોય છે. આ કોર્ટનો અધિકાર જીલ્લાની બીજી કોર્ટ ઉપર ચાલે છે, અને તેમની વિરૂદ્ધ તે અપીલો સાંભળે છે. જીલ્લા કોર્ટની હકુમત નીચે બે પ્રકારની કોર્ટો હોય છે:–(૧) દીવાની કોર્ટો, અને (૨) ફોજદારી કોર્ટો. દિવાની કોર્ટો પહેલા અને બીજા વર્ગની મુનસફ કોર્ટો કહેવાય છે. તે માત્ર દિવાની દાવાઓ સાંભળે છે. તે સિવાય મોટાં શહેરોમાં "સ્મોલ કૉઝીઝ કોર્ટ" નામની બીજી દીવાની કોર્ટ હોય છે. નાની રકમના દાવા આ કોર્ટ સાંભળે છે. ફોજદારી કોર્ટોમાં દરેક જીલ્લામાં એક સેશન્સ કોર્ટ હોય છે. તેના ન્યાયાધીશને સેશન્સ જજ કહે છે. ફાંસીની સજા સિવાય બીજી કોઈપણ શિક્ષા આ કોર્ટ કરી શકે છે. આ કોર્ટમાં પણ જ્યુરીના મત મુજબ ફેંસલો અપાય છે. તેની નીચે પહેલા, બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોર્ટો હોય છે. પ્રાંતની રાજધાનીનાં શહેરમાં આવા માજીસ્ટ્રેટો પ્રેસીડન્સી માજીસ્ટ્રેટો કહેવાય છે. પ્રેસીડન્સી માજીસ્ટ્રેટો અને પહેલા વર્ગના માજીસ્ટ્રેટો બે વર્ષની કેદ અને રૂા. ૧૦૦૦) સુધીનો દંડ કરી શકે છે. તે ઉપરાંત મ્યુનિસીપાલીટીની ફરીઆદોનો નિકાલ કરવા માટે ઓનરરી માજીસ્ટ્રેટોની કોર્ટો પણ મોટાં શહેરોમાં હોય છે. અકસ્માતથી કે શકમંદ સંજોગોમાં મરણ થાય તો તે સંબંધી પ્રાથમિક તપાસ કરવા માટે મોટાં શહે-

રમાં "કોરોનરની કોર્ટ" હોય છે. નાનાં શહેરોમાં આ કામ મેજીસ્ટ્રેટના હુકમથી પોલીસજ કરી લે છે. આ કોર્ટ ઉપરાંત લશ્કરી હદમાં કેન્ટોનમેન્ટ માજીસ્ટ્રેટોની કોર્ટો હોય છે; જમીનના મેહેસુલના નિયમોનો ભંગ કરનારની તપાસ માટે રેવન્યુ કોર્ટો હોય છે. આ કોર્ટો સરકારનાં રેવન્યુ ખાતાં નીચે હોય છે. નાનાં ગામડાંમાં ઘણા નાના દાવા ચલાવવાની સત્તા ગામના પટેલોને આપવામાં આવી છે.

---

## પ્રકરણ ૯ સું.

## પ્રજાની ઉન્નતિ કરનારાં ખાતાંઓ.

### (૧) કેળવણી આપવાની વ્યવસ્થા.

**Education.**

હિન્દમાં કેળવણીનો પ્રચાર કરવા માટે નીચે મુજબની વ્યવસ્થા કરવામાં આવી છે:—

(અ) **યુનીવર્સીટી:**—દરેક પ્રાંતની રાજધાનીના શહેરમાં અને બીજા કેટલાંક શહેરોમાં ઉંચી કેળવણી આપવા માટે યુનીવર્સીટીઓ હોય છે. તેમના હાથ નીચે કોલેજો હોય છે. કોલેજોમાં સાહિત્ય, વિજ્ઞાન, ગણિત, ઈતિહાસ, અર્થશાસ્ત્ર વગેરેનું ઉંચું શિક્ષણ અપાય છે. યુનીવર્સીટીઓને ત્રણ જાતનાં કામો કરવાનાં

હોય છે. (૧) ઉંચી કેળવણી આપવી; (૨) પરીક્ષાઓ લેવી, અને તેમાં પાસ થયેલાઓને ડીગ્રીઓ આપવી; (૩) કોલેજોનાં કામકાજ ઉપર દેખરેખ રાખવી અને તેમને માટે અભ્યાસક્રમ નક્કી કરવો. ઘણી ખરી યુનીવર્સીટીઓનો સાથી વડો અધિકારી પ્રાંતનો ગર્વનર હોય છે; તે ચાન્સેલર કહેવાય છે. યુનીવર્સીટીનો વહીવટ ચલાવનારા અધિકારીઓ ચાન્સેલર, વાઇસ ચાન્સેલર, એક્સ-ઓફીસીઓ ફેલોઝ અને સામાન્ય અથવા ઓર્ડીનરી ફેલોઝ હોય છે. એક્સ-ઓફીશીઓ (હોદ્દાની રૂઈએ) ફેલોઝ સરકારી કેળવણી ખાતાનાં અમલદારો હોય છે. તેમની અને વાઈસ ચાન્સેલરની નિમણુંક ગર્વનર કરે છે. સામાન્ય ફેલોઝ યુનીવર્સીટીના ગ્રેજ્યુએટો તથા માધ્યમિક શાળાના હેડ માસ્તરો તરફથી ચુંટવામાં આવે છે. આવી રીતે ચુંટાયેલા અને નીમાયેલા સભ્યોની સેનેટ બને છે. તે યુનીવર્સીટીનાં બધાં કામકાજ ઉપર દેખરેખ રાખે છે, અને તેને માટે નિયમો ઘડે છે, અને અભ્યાસક્રમ વગેરે નક્કી કરે છે. તેણે કરેલા નિયમોનો અમલ કરવા માટે સીન્ડીકેટ નામની એક કમીટી નીમાય છે. તેનો પ્રમુખ વાઈસ ચાન્સેલર હોય છે, અને બીજા સભ્યો સરકારી કેળવણી ખાતાંનો વડો તથા બીજા સેનેટે ચુંટેલા ફેલોઝ હોય છે. અભ્યાસક્રમ નક્કી કરવા માટે સેનેટના કેટલાક સભ્યોની બનેલી એકેડેમીક કાઉન્સિલ નીમ-

વામાં આવે છે. તેને સેનેટના સભ્યો ચુંટી કાઢે છે. સીન્ડીકેટ યુનીવર્સીટીનું બધું કામકાજ કરે છે.

(૨) **કોલેજો:**—ઉંચી કેળવણી આપવા માટે કોલેજો હોય છે. તેમાં મેટ્રીકની પરીક્ષા પાસ કરેલા વિદ્યાર્થીઓ જઇ શકે છે. કોલેજો સરકારી તેમજ ખાનગી હોય છે, અને તેમને યુનીવર્સિટીની સાથે સંબંધ હોય છે. કેટલીક ખાસ કેળવણી આપતી કોલેજોમાં ઈન્ટર-મીજીયેટની પરીક્ષામાં પસાર થયેલા વિદ્યાર્થીઓજ જઈ શકે છે.

(૩) **માધ્યમિક કેળવણી:**—માધ્યમિક શાળાઓમાં મેટ્રીકની પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. આ શાળાઓ સરકારી તેમજ ખાનગી હોય છે. તેમાં ભણતા વિદ્યાર્થીઓને જુદા જુદા વિષયોનું સામાન્ય જ્ઞાન મળે છે. મેટ્રીકની પરીક્ષા યુનીવર્સીટી લે છે.

(૪) **પ્રાથમિક શાળાઓ:**—આ શાળાઓમાં પ્રાથમિક શિક્ષણ અપાય છે. આ શિક્ષણનો વધારે પ્રચાર કરવા માટે તેને ફરજીઆત તેમજ મફત કરવાના પ્રયત્નો થાય છે. પ્રાથમિક શાળાઓ મ્યુનિસીપાલીટીઓ અથવા લોકલ બોર્ડો ચલાવે છે, અને તેમાં વાંચન, લેખન, ગણિત, ઇતિહાસ અને ભૂગોળનું સામાન્ય શિક્ષણ અપાય છે.

કેળવણીનો વિષય પ્રાંતિક સરકારોના હાથમાં હોવાથી, તેઓ તેનો વહિવટ કરે છે. દરેક પ્રાંતમાં કેળવણીખાતાંનો

ઉપરી "ડાયરેકટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રકશન" કહેવાય છે. તેના હાથ નીચે ઇન્સ્પેકટરો, ડેપ્યુટીઓ વગેરે હોય છે.

## (૨) આરોગ્ય અને વૈદ્યકીયખાતું.

**Sanitary and Medical Departments.**

(અ) **આરોગ્યખાતું**:—(Sanitary Department) લોકોમાં સુખાકારી જળવાઈ રહે, અને ગંદકી કે કચરો સાફ થાય, અને રોગોનો ફેલાવો કરનારા કારણો દૂર થાય, તે હેતુથી સરકાર તરફથી આરોગ્ય-ખાતું રાખવામાં આવ્યું છે. એ ખાતાંનો ઉપરી હિન્દી સરકારનો સેનીટરી કમીશનર કહેવાય છે. તેના હાથ નીચે બધા પ્રાંતોમાં પ્રાંતિક કમીશનરો હોય છે. બધા પ્રાંતોના સેનીટરી ખાતાંઓ એક સેનીટરી બોર્ડના અંકુશ નીચે હોય છે, શહેરોની આરોગ્યતા માટે મ્યુનિસીપાલીટીઓએ ધ્યાન આપવાનું હોવાથી તેમના તરફથી "હેલ્થ ઓફીસર"ની નિમણુંક થાય છે.

(બ) **વૈદ્યકીયખાતું**:—દરેક પ્રાંતિક સરકાર પોતાના પ્રાંતમાં રોગ મટાડવા માટે આ ખાતું રાખે છે. આ ખાતાંની દેખરેખ નીચે સરકારી ઇસ્પીતાલો અને દવાખાનાંઓ હોય છે. સ્ત્રીઓ માટે સ્ત્રી દાક્તરોની દેખ-રેખ નીચે જુદી ઈસ્પીતાલો હોય છે. તે ઉપરાંત કેટલાંક ફરતાં દવાખાનાં પણ રાખવામાં આવ્યાં છે, જે ગામે-ગામ ફરીને લોકોને દવા આપે છે. વૈદ્યકીય ખાતાંનો

ઉપરી દરેક પ્રાંતમાં પ્રધાન હોય છે. તેના હાથ નીચે સરજ્યન જનરલ, સરજ્યનો અને આસિસ્ટંટ સરજ્યનો હોય છે. લશ્કરની છાવણીઓમાં દવા આપવાની વ્યવસ્થા લશ્કરખાતાં તરફથી થાય છે.

## ( ૩ ) દુષ્કાળ નિવારણની વ્યવસ્થા.

**Famine Relief.**

હિન્દમાં લગભગ ૮૫ ટકા જેટલા લોકો ખેતી ઉપર અથવા તેને લગતા ધંધા ઉપર જીવે છે. ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી હિન્દમાં વખતોવખત દુકાળ પડે છે. વળી સામાન્ય ગરીબાઈ અને રોગને લીધે હિન્દના દુકાળો વધુ નાશકારક હોય છે. તેથી દુકાળ નિવારણની વ્યવસ્થા કરવાનું કામ ઘણું આવશ્યક થઈ પડયું છે. આ કામ પ્રાંતિક સરકારના હાથમાં સોંપવામાં આવ્યું છે. દર વરસે દોઢ કરોડ રૂપીઆ દુકાળ નિવારણફંડ ખાતે કાઢવામાં આવે છે, અને તેમાંથી નીચેના ઉપાયો લેવામાં આવે છે:—( ૧ ) નહેરો તથા કુવાઓ ખોદાવાય છે. ( ૨ ) ખેડુતો માટે “ સરકારી મંડળીઓ અને બેન્કો ” કાઢવામાં આવે છે, જેમાંથી તેમને વખતોવખત મદદ મળી શકે છે. ( ૩ ) દુકાળવાળા પ્રદેશમાં તળાવો ખોદાવવાનું, રસ્તાઓ તથા રેલ્વે બાંધવાનું વગેરે કામ કરવામાં આવે છે. ( ૪ ) ખેડુતોને તગાવી તરીકે નાણાં ધીરવામાં આવે છે. આ રકમ ઠરાવેલે હફ્તે સરકારને પાછી ભરવાની હોય છે.

## પ્રકરણ ૧૦ મું.

## પરચુરણ બાબતો.

### Indian Civil Service.

### (૧) હિન્દી સિવિલ સર્વિસ.

હિન્દના મુલ્કીખાતાનાં ઉંચા અમલદારો આ ખાતાંના હોય છે. તેમને "ઈન્ડીઅન સિવિલ સર્વિસ"ની પરીક્ષા પાસ કરવી પડે છે, અને ત્યારપછી તેમને પોતાનાં કામને લગતો કેટલોક અનુભવ લેવો પડે છે. સને ૧૮૫૩ માં લોર્ડ ડેલહાઉસીએ આ પરીક્ષામાં બેસવાની હિન્દીઓને રજા આપી. પ્રથમ આ પરીક્ષા માત્ર ઈંગ્લાંડમાં જ લેવામાં આવતી. તેથી હિન્દના યુવાનોને તેમાં બેસવાનો લાભ મળી શક્તો નહિ, અને સરકારની ઉંચી નોકરીમાં હિન્દીઓ બહુ થોડા પ્રમાણમાં આવતા. આથી આ પદ્ધતિ વિરૂદ્ધ હિન્દમાં ઘણો અસંતોષ હતો. સને ૧૯૧૯ નો કાયદો પસાર થયા પછી આ પરીક્ષા ઈંગ્લાંડમાં અને હિન્દમાં એકી સાથે લેવાય છે, અને તેમાં ઉંચે નંબરે પાસ થનારને જ સરકારી નોકરી મળે છે. પાસ થયેલો ઉમેદવાર શરૂઆતમાં જીલ્લાના આસિસ્ટંટ કલેકટરના હોદ્દા ઉપર નીમાય છે, અને ત્યારપછી ઉત્તરોત્તર આગળ વધીને મધ્યપ્રાંતો, પંજાબ, સંયુક્ત પ્રાંતોના ગવર્નરના હોદ્દા સુધી, અથવા વાઇસરોયની કૌ-

ઉપરી દરેક પ્રાંતમાં પ્રધાન હોય છે. તેના હાથ નીચે સરજ્યન જનરલ, સરજ્યનો અને આસિસ્ટંટ સરજ્યનો હોય છે. લશ્કરની છાવણીઓમાં દવા આપવાની વ્યવસ્થા લશ્કરખાતાં તરફથી થાય છે.

## (૩) દુષ્કાળ નિવારણની વ્યવસ્થા.

**Famine Relief.**

હિન્દમાં લગભગ ૮૫ ટકા જેટલા લોકો ખેતી ઉપર અથવા તેને લગતા ધંધા ઉપર જીવે છે. ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી હિન્દમાં વખતોવખત દુકાળ પડે છે. વળી સામાન્ય ગરીબાઈ અને રોગને લીધે હિન્દના દુકાળો વધુ નાશકારક હોય છે. તેથી દુકાળ નિવારણની વ્યવસ્થા કરવાનું કામ ઘણું આવશ્યક થઈ પડયું છે. આ કામ પ્રાંતિક સરકારના હાથમાં સોંપવામાં આવ્યું છે. દર વરસે દોઢ કરોડ રૂપીઆ દુકાળ નિવારણફંડ ખાતે કાઢવામાં આવે છે, અને તેમાંથી નીચેના ઉપાયો લેવામાં આવે છેઃ—(૧) નહેરો તથા કુવાઓ ખોદાવાય છે. (૨) ખેડુતો સાટે "સરકારી મંડળીઓ અને બેન્કો" કાઢવામાં આવે છે, જેમાંથી તેમને વખતોવખત મદદ મળી શકે છે. (૩) દુકાળવાળા પ્રદેશમાં તળાવો ખોદાવવાનું, રસ્તાઓ તથા રેલ્વે બાંધવાનું વગેરે કામ કરવામાં આવે છે. (૪) ખેડુતોને તગાવી તરીકે નાણાં ધીરવામાં આવે છે. આ રકમ ઠરાવેલે હફતે સરકારને પાછી ભરવાની હોય છે.

યોજવા વગેરે કામો તે કલેક્ટર તરીકે કરે છે. જીલ્લાના માજીસ્ટ્રેટ તરીકે તે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ હોવાથી ગુન્હેગારને બે વરસની સજા અને રૂ. ૧૦૦૦ નો દંડ કરી શકે છે. તે ઉપરાંત હાથ નીચેના માજીસ્ટ્રેટો ઉપર દેખરેખ રાખવાનું અને જીલ્લાનાં પોલીસ ખાતાં ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું કામ તેને કરવું પડે છે.

કલેક્ટરના હાથ નીચે આસિસ્ટંટ કલેક્ટર હોય છે. તે જીલ્લાના પેટાભાગનો ઉપરી હોય છે, અને જમીનની મેહેસુલ ઉપર દેખરેખ રાખે છે. તે ઉપરાંત તેને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર પણ છે.

દરેક જીલ્લાના તાલુકામાં વિભાગ પાડવામાં આવ્યા છે. દરેક તાલુકાનો ઉપરી મામલતદાર હોય છે. તેને પણ મુલ્કી અને માજીસ્ટ્રેટની સત્તા હોય છે. તે તાલુકામાં જમીનની મેહેસુલ ભેગી કરે છે અને તાલુકાની તિજોરી તેના હાથમાં હોય છે. તાલુકાની જમીનને લગતી દરેક બાબત ઉપર તેને સત્તા હોય છે. તેના હાથ નીચે અવ્વલ કારકુન હોય છે.

તાલુકાના દરેક ગામનો એક પટેલ હોય છે તથા દરેક મોટાં ગામનો એક તલાટી હોય છે. પટેલ અને તલાટી જમીનનું મેહેસુલ ગામડામાંથી ઉઘરાવે છે. તલાટી જમીનનાં દફતરો, ખેતરોની હદનાં નિશાન, તથા નકશાઓ ને આંકણીઓનાં દફતરો રાખે છે. આમ જીલ્લાનો

પ્રાંતિક ગવર્નરોની કારોબારી કાઉન્સિલના સભ્ય સુધી પહોંચી શકે છે. હાલ આ સર્વિસમાં ૩૩ ટકા જેટલું હિન્દીઓનું પ્રમાણ છે, પણ ધીમે ધીમે તેને ૫૦ ટકા જેટલું કરવાની સરકારની રાજ્યનીતિ છે.

## (૨) બ્રિટીશ હિન્દના જીલ્લાનો રાજ્યવહિવટ.

### District Administration in India.

બ્રિટીશ હિન્દની રાજ્યવ્યવસ્થામાં જીલ્લો અત્યંત મહત્વનું સ્થાન ગણાય છે. દરેક જીલ્લાનો મુખ્ય અમલદાર કલેક્ટર કહેવાય છે, તે હિન્દી સિવિલ સર્વિસનો અમલદાર હોય છે. આખા જીલ્લાના સામાન્ય વહિવટ માટે તે જવાબદાર છે. તેને જીલ્લાનું મહેસુલ ભેગું કરવાનો અધિકાર છે, તે ઉપરાંત તે જીલ્લાનો મુખ્ય માજીસ્ટ્રેટ છે. તેની ફરજો નીચે મુજબ છે:-જીલ્લાનું મહેસુલ ભેગું વસુલ કરવું, પોતાના જીલ્લામાં શાહુકાર અને ખેડુતો વચ્ચેની તકરારોનો નિકાલ કરવો, જકાત, આવકવેરો, કોર્ટ સ્ટેમ્પ્સ વગેરેની વ્યવસ્થા રાખવી, જીલ્લાની તિજોરીપર અને પોતાના તાબાના અમલદારો ઉપર દેખરેખ રાખવી, ખેડુતોના જમીનસંબંધી હક્ક રજીસ્ટર કરવા, જમીનની વ્હેંચણી કરવી, ખેતીને ઉત્તેજન આપવું, જીલ્લાની મ્યુનિસીપાલીટીઓ અને લોકલ બોર્ડોનાં કામકાજ ઉપર દેખરેખ રાખવી, જંગલખાતાંની વ્યવસ્થા કરવી, દુકાળ નિવારણને માટે ઉપાયો

પ્રમાણેજ વ્યવહાર રાખી શકે છે. તેઓ પરદેશીઓને નોકરીમાં રાખી શકે નહિ, અને તેમને વેપારના હક્કો આપી શકતાં નથી. દેશી રાજ્યો અમુક પ્રમાણમાં લશ્કરો રાખી શકે છે, અને લડાઈના વખતે તેઓ બ્રિટીશ સરકારને મદદ આપવા બંધાએલાં છે.

દેશી રાજ્યોમાં સુલેહશાંતિ જળવાઈ રહે, અને દેશી રાજાઓ પોતાની પ્રજા ઉપર જુલમ ગુજારે નહિ, તે જોવાનું કામ બ્રિટીશસરકારનું છે. ગેરવ્યવસ્થા અથવા નાલાયકી માટે બ્રિટીશ સરકાર દેશી રાજાને પદભ્રષ્ટ કરી શકે છે, તેમજ રાજા સગીર, મૂર્ખ, કે નાલાયક કે જુલમી હોય, તો સરકાર તેના રાજ્યનો વહિવટ કરવાની વ્યવસ્થા કરે છે. પરરાજ્યોના હુમલાસાંથી દેશી રાજ્યનું રક્ષણ કરવા બ્રિટીશ સરકાર બંધાયેલી છે.

દેશી રાજ્યોના જુદા જુદા વર્ગ પાડવામાં આવેલા છે:-(૧) પહેલાં વર્ગનાં દેશી રાજ્યો–નિઝામ હૈદરાબાદ, મહિસુર, વડોદરા, કાશ્મીર ત્રાવણકોર વગેરે મોટાં રાજ્યો આ વર્ગનાં છે; આ રાજ્યો હિન્દીસરકાર સાથે સીધો સંબંધ રાખે છે. અને તે રાજ્યોમાં એક બ્રિટીશ રેસીડન્ટ રહે છે; (૨) બીજા વર્ગનાં રાજ્યો–જે રાજ્યો ઉપર ગવર્નર–જનરલના એજન્ટો દેખરેખ રાખે છે, તે બીજા વર્ગનાં રાજ્યો છે. કેટલાંક પાડોશનાં રાજ્યોના સમુહ ઉપર દેખરેખ રાખવા માટે ગવર્નર–જનરલ એક

વહિવટ નાનામાં નાના અમલદાર પટેલ કે તલાટીથી માંડીને કલેકટર સુધીના અમલદારો મારફત થાય છે.

આ અમલદારો ઉપરાંત કેટલાક ગામોમાં ગામ પંચાયત સ્થાપન થવા માંડી છે. આ ગામ પંચાયતોને ગામડાંઓના સાધારણ ફોજદારી અને દિવાની દાવાનો નિકાલ કરવાનું, ગામડામાં દિવાબત્તીની વ્યવસ્થા રાખવાનું, પાણી પુરૂં પાડવાનું અને આરોગ્ય સાચવવાનું વગેરે કામો સોંપેલાં હોય છે.

## ( ૩ ) હિન્દનાં દેશીરાજ્યો.

**Indian States.**

હિન્દુસ્તાનમાં એકંદરે ૭૦૦ દેશી રાજ્યો છે, તેમાં કેટલાંક મોટાં છે અને કેટલાંક નાનાં છે. તે બ્રિટીશ સત્તાની દેખરેખ અને રક્ષણ નીચે છે. શ્રીહેનશાહના પ્રતિનિધિ-તરીકે વાઈસરોય દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખે છે. આ રાજ્યો પોતાનાં આંતરિક વહિવટ પોતાની મેળે ચલાવી શકે છે, અને તેમાં તેમને ઘણી સ્વતંત્રતા છે. પરંતુ અમુક બંધનો તો દરેક દેશી રાજ્યને લાગુ પડે છે. કોઈ પણ દેશીરાજ્ય હિન્દ બહારના કોઈ પણ રાજ્ય સાથે સલાહ કે યુદ્ધ કરી શકે નહિ, તેમજ તેમના તરફથી મળતો માન મરતબો બ્રિટીશ સરકારની પરવાનગી વગર સ્વીકારી શકે નહિ. એક દેશી રાજ્ય હિન્દનાં બીજાં દેશી રાજ્ય સાથે બ્રિટીશ અમલદાર મારફત નક્કી કરેલા નિયમ

મળી છે. મંડળની બેઠક સામાન્યરીતે વર્ષમાં એક વાર મળે છે. પરંતુ જરૂર હોય તો વધારે વખત તે ભરી શકાય છે. આ મંડળની વતી હમેશનું કામ કરવા માટે મંડળના સભ્યોની બનેલી એક "સ્ટેન્ડીંગ કમીટી" નીમવામાં આવે છે, અને તેનો પ્રમુખ "ચાન્સેલર" કહેવાય છે.

---

## IMPORTANT QUESTIONS.

I What are the changes made in the Indian Constitution by the Government of India Act of 1919 ? ( B. U. 1929 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૩૮ પારેગ્રાફ ૨.

II Describe the powers and functions of the Secretary of State for India.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૪૧ પારેગ્રાફ ૧.

III What are the relations of the Secritary of state for India with (1) the India Council, and ( 2 ) the Government of India ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૪૪ પારેગ્રાફ ૩ અને પૃષ્ટ ૧૪૭ પારીગ્રાફ ૫.

એજન્ટ નીમે છે, અને તે દેશી રાજ્યો હિન્દનાં બીજાં દેશી રાજ્યો સાથેનો વ્યવહાર આ એજન્ટ મારફત રાખે છે. આ વર્ગનાં રાજ્યો મધ્યહિન્દ, રજપુતાના, કાઠીઆ-વાડ, બલુચિસ્તાન વગેરે છે. (૩) ત્રીજા વર્ગનાં રાજ્યો–આ વર્ગનાં રાજ્યો પ્રાંતિક સરકારની દેખરેખ નીચે છે. નાનાં રાજ્યો જમી- નદારોનાં રાજ્યો આ વર્ગનાં છે.

## (૪) નરેન્દ્ર મંડળ.

**Chamber of Princes.**

સને ૧૯૧૯ ના કાયદાથી હિન્દી સરકાર અને દેશી રાજ્યો વચ્ચેનો સંબંધ વધારે દૃઢ કરવા માટે " નરેન્દ્ર મંડળ " ( Chamber Princes ) સ્થાપવામાં આવ્યું છે. આ મંડળની બેઠક દિલ્લીમાં મળે છે અને તેનો પ્રમુખ વાઈસરોય હોય છે. દેશી રાજાઓ ભેગા મળીને પોતાનાં સામાન્ય હિત સંબંધી ચર્ચા કરે, અને જરૂર લાગે તેવા સુધારા પોતાનાં રાજ્યોમાં દાખલ કર-વાનો વિચાર કરે, તેમજ હિન્દી સરકાર સાથેનો દેશી રાજ્યનો સંબંધ વધારે દૃઢ બને, તેવા હેતુથી આ મંડળ સ્થાપવામાં આવ્યું છે. આ મંડળમાં ૧૧ અને તેથી વધુ તોપોનું માન ધરાવનાર દરેક રાજાને બેસવાનો હક્ક છે, અને તેથી ઉતરતા દરજ્જાના રાજાઓને પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક છે. આ મંડળને બ્રિટીશ હિન્દના રાજકીય પ્રશ્નોમાં પણ સલાહ આપવાની છુટ

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૧૬૨ પારેગ્રાફ ૨ અને પૃષ્ઠ ૧૬૪ પારેગ્રાફ (બ).

VIII Describe the relations of the ministers with the Governor, the Legislatures and the Executive Councillors.

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૧૬૫ પારેગ્રાફ ૩.

IX Compare and contrast the position of the ministers with that of the Executive Councillors in Provincial Governments. ( B. U. 1924 )

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૧૬૨ પારેગ્રાફ ૨ (અ) અને (બ).

X What is the composition of the Central Legislatures ? Describe their powers and functions.

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૧૬૯ પારેગ્રાફ ૧.

XI What are the powers of the Indian Legislaures on matters of legislation and finance ? Describe the process by which a bill becomes law. ( B. U. 1932 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૧૭૬ પારેગ્રાફ ૩ અને પૃષ્ઠ ૧૭૧ પારેગ્રાફ (ડ).

IV Mention the powers at present exercised by the Governor-General personally and in Council. ( B. U. 1926). Give an idea of the ordinary and extra-ordinary powers of the Governor-General and of the functions of ths Legislative Assembly. ( B. U. 1931 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૫૭ પારેગ્રાફ ૨ અને પૃષ્ટ ૨૭૦ પારેગ્રાફ (ક).

V What are the constitution, powers and functions of the Viceroy's Executive Council ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૫૩ પારેગ્રાફ ૩

VI State what are the relations between the Government of India and the Provincial Governments ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૫૯ પારેગ્રાફ ૫

VII What do you understand by Dyarchy ? How is the Government of a province carried on under the reformed constitution of India ? ( B. U. 1927 and 1930)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૬૨ પારેગ્રાફ ૨ અને પૃષ્ટ ૧૬૪ પારેગ્રાફ (બ).

VIII Describe the relations of the ministers with the Governor, the Legislatures and the Executive Councillors.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૬૫ પારેગ્રાફ ૩.

IX Compare and contrast the position of the ministers with that of the Executive Councillors in Provincial Governments. ( B. U. 1924 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૬૨ પારેગ્રાફ ૨ (અ) અને (બ).

X What is the composition of the Central Legislatures ? Describe their powers and functions.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૬૯ પારેગ્રાફ ૧.

XI What are the powers of the Indian Legislaures on matters of legislation and finance ? Describe the process by which a bill becomes law. ( B. U. 1932 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૭૬ પારેગ્રાફ ૩ અને પૃષ્ટ ૧૭૧ પારેગ્રાફ (ડ).

XII Compare the powers of the Legislative Assembly and a Provincial Legislative Council over the legislation and finance of their respective Governments (B. U. 1927).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૭૬ પારેગ્રાફ ૩.

XIII What is the composition of Provincial Legislative Councils ? Describe their powers and functions.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૭૩ પારેગ્રાફ ૨.

XIV What part can a non-official member play in the present administration of India ? ( B. U. 1926 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૭૯ પારેગ્રાફ ૫.

XV Write notes on:—(1) High Commissioner for India. ( B. U. 1924 ), and (2) the Power of Certification. ( B. U. 1925 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૪૯ પારેગ્રાફ ૬ for (1). અને પૃષ્ટ ૧૮૦ પારેગ્રાફ ૫ for ( 2 ).

XVI What is a Budget ? What amount of control is exercised by the Central and Provincial Legislatures

over their respective budgets ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૮૨ પારેગ્રાફ ૧.

XVII Point out the chief sources of revenue and heads of exenditure of the Central and Provincial Governments.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૮૫-૧૮૬ પારેગ્રાફ ૨-૩.

XVIII What do you understand by Local Self-Government? Mention the functions and sources of income of a Municipality. ( B. U. 1924, 1928, 1930 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૯૦ થી ૧૯૩.

XIX What do you know of the present arrangements for the defence of India ? ( B. U. 1925 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૯૪ પારેગ્રાફ ૧.

XX Describe the arrangements made in India for keeping the peace and protecting life and property.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૯૬ પારેગ્રાફ ૨.

XXI Describe carefully how civil and

criminal justice is administered in India ( B. U. 1928 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૯૮ પારેગ્રાફ ૪.

XXII Explain what arrangements are made for the spread of education in India.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૧૯૯ પારેગ્રાફ ૧.

XXIII Give a short account of the District administration in India. What are the duties and functions of the District Collector ? (B. U. 1932).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૦૬–૨૦૭ પારેગ્રાફ ૨.

XXIV What are the present relations between the British Government and the Indian States ? ( B. U. 1929).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૦૮–૨૦૯ પારેગ્રાફ ૩.

XXV Write short notes on:—(I) Indian Civil Service; and (2) Chamber of Princes.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૦૫ પારેગ્રાફ ૧ for (૧); અને પૃષ્ટ ૨૧૦ પારેગ્રાફ ૪ for ( ૨ ).

ખંડ ૭ મો.

# ઈંગ્લાંડનો ઇતિહાસ

## હેનોવર વંશ.

## Chief features of the Hanoverian Period.

( ઈ. સ. ૧૭૧૪–૧૯૦૦ )

### હેનોવર વંશના સમયનાં મુખ્ય લક્ષણો.

ઈ. સ. ૧૭૧૪ માં ઇંગ્લાંડની એન રાણીનાં મૃત્યુ પછી હેનોવર વંશના રાજાઓ ગાદીએ આવ્યા. તેમના સમયમાં ઈંગ્લાંડની સ્થિતિ નીચે મુજબ થઈ હતી:—

(૧) ઈ. સ. ૧૬૮૮ ની રાજ્યક્રાન્તિ પછી ઇંગ્લાંડનું રાજ્ય બંધારણ નક્કી થઈ ગયું હતું. અને રાજા અને પાર્લામેન્ટ વચ્ચેના ઝઘડાનો અંત આવી ગયો હતો. રાજાની સત્તા મર્યાદિત થઈ હતી, અને પાર્લામેન્ટની સર્વોપરી સત્તા સ્વીકારવામાં આવી હતી. આથી આ યુગમાં યુરોપમાં ઘણાખરા દેશોમાં રાજ્યક્રાન્તિ અને ઉથલપાથલ થઈ, પણ ઈંગ્લાંડનું રાજતંત્ર જેમનું તેમ રહેવા પામ્યું.

(૨) ઈંગ્લાંડમાં અને યુરોપના બીજા દેશોમાં રાષ્ટ્રીય ભાવના પ્રબળ થઈ.

(૩) ઇંગ્લાંડે આ સમયમાં અમેરિકાનાં સંસ્થાનો ખોયાં; પરંતુ એશીઆ, આફ્રિકા અને ઓસ્ટ્રેલીઆમાં નવાં સંસ્થાનો સ્થાપીને અથવા મુલકો જીતીને ઇંગ્લાંડ મોટું સામ્રાજ્ય બની ગયું.

(૪) આ યુગમાં ઇંગ્લાંડને ફ્રાન્સ સાથે મોટા વિગ્રહો થયા હતા, પણ તેમાં તેને ફતેહ મળી.

(૫) યુરોપમાં પ્રશિયા અને રશીયા જેવાં નવાં બળવાન રાજ્યો અસ્તિત્ત્વમાં આવ્યાં.

(૬) અઢારમા સૈકાની અધવચથી ઔદ્યોગીક ક્રાન્તિ (Industrial Revolution) શરૂ થઇ. તેની શરૂઆત ઇંગ્લાંડમાં પહેલી થવાથી ઇંગ્લાંડના હુન્નર ઉદ્યોગો અને વેપાર ઘણાં વૃદ્ધિ પામ્યાં.

(૭) સમુદ્ર ઉપર ઇંગ્લાંડ સર્વથી બળવાન રાજ્ય થયું.

(૮) રાજ્યતંત્રમાં "કેબીનેટ" પદ્ધતિની શરૂઆત થઇ, અને તેનાં લગભગ બધાં સૂત્રો સ્વીકારાયાં. પહેલા બે જ્યોર્જ રાજાની કેબીનેટની સભાઓમાં ગેરહાજરીથી મુખ્ય પ્રધાન અસ્તિત્ત્વમાં આવ્યો, અને કર્ત્તા હર્તા થઇ પડ્યો. પાક્ષિક રાજ્ય કારભાર Party System of Government ) ની રૂઢી ત્રીજા વિલીયમ રાજાના વખતથી શરૂ હતી તે ઘણી પ્રચલિત થઇ ગઇ.

(૯) આ યુગમાં ઇંગ્લાંડમાં ઉત્તમ કોટિના રાજ્ય-

ધારી પુરૂષો થઈ ગયા. તેમણે ઇંગ્લાંડની પ્રતિષ્ઠા ઘણી વધારી.

(૧૦) સાહિત્યના ક્ષેત્રમાં પણ આ સમય દરમિયાન મહાન્ કવિઓ, ઈતિહાસકારો, નવલકથાકારો, અર્થશાસ્ત્રીઓ, ચિત્રકારો વગેરે સમર્થ લેખકો થઈ ગયા. તેમણે અંગ્રેજી સાહિત્યનો ખુબ વિકાસ કર્યો.

---

## પ્રકરણ ૧ લું.

### જ્યોર્જ ૧ લો.

(ઇ. સ. ૧૭૧૪-૧૭૨૭)

ઇંગ્લાંડની રાણી એનનાં મરણની સાથે સ્ટુઅર્ટવંશનો અંત આવ્યો. ઈ. સ. ૧૭૦૧ માં થયેલા ઇંગ્લાંડની ગાદીવારસાના કાયદા (Act of Settlement) ની રૂઇએ હેનોવરનો રાજા જ્યોર્જ ઇંગ્લાંડની ગાદીએ આવ્યો. તેની મા સોફીયા હેનોવરની રાણી હતી, અને તે ઈંગ્લાંડના પહેલા જેમ્સ રાજાની પુત્રી એલીઝાબેથની પુત્રી હતી, તેથી તેની તરફથી ઈંગ્લાંડની ગાદીએ આવવાનો હક્ક જ્યોર્જને મળેલો હતો. તે ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર ૫૪ વર્ષની હતી. તે અગાઉ ૧૮ વર્ષથી તે હેનોવરમાં રાજ્ય કરતો હતો. તેનામાં રાજા થવાની લાયકાત ઘણી થોડી હતી. તેને અંગ્રેજી ભાષાનું જરા

પણ જ્ઞાન ન હતું. તે સાધારણ બુદ્ધિવાળો, મોજશોખી, કરકસરીયો અને આવડત વગરનો હતો, પરંતુ કોઇ પણ કાર્યનો નિર્ણય કરવાની તેનામાં સારી શક્તિ હતી. તેણે બે સૂત્રો ધ્યાનમાં રાખ્યાં હતાં:-(૧) ઇંગ્લાંડના રાજ્ય-કારભારમાં માથું મારવું નહિ, અને વ્હિગ પક્ષની મદદથી તે ગાદીએ આવ્યો હતો તેથી રાજ્યકારભાર તે પક્ષને જ સોંપી દેવો. (૨) બની શકે એટલું મોજશોખ અને વિલાસમાં જીવન ગાળવું. તેને તેની રાણી સાથે અથવા કુટુંબના કોઇની સાથે બનતું નહિ. તેના અમલ દરમિયાન નીચેના અગત્યના બનાવો બન્યા હતા.

**Rebellion of 1715 (The Fifteen).**

(૧) ઇ. સ. ૧૭૧૫નું બંડઃ—ઇંગ્લાંડમાં હજી બીજા જેમ્સ રાજાના પક્ષના ઘણા લોકો હતા. બીજો જેમ્સ તો મરણ પામ્યો હતો, પરંતુ તેના દીકરા જેમ્સને ઇંગ્લાંડની ગાદી ઉપર બેસાડવાનો તેમનો વિચાર હતો. આ લોકો "જેકોબાઈટો" ( Jacobites ) કહેવાતા હતા. તેઓએ સ્કોટલાંડમાં અર્લ ઓફ્ મારની સરદારી નીચે, અને ઇંગ્લાંડમાં અર્લ ઓફ્ ડરવેન્ટવોટરની સરદારી નીચે બંડ કર્યું. પણ તેમની સામે લશ્કર મોકલવામાં આવ્યું, અને બળવાખોરોની પ્રેસ્ટનનાં યુદ્ધમાં હાર થઇ. ઘણાખરા બળવાખોરો શરણે આવ્યા. ત્યારપછી જેમ્સ જેને "Old Pretender" કહેવામાં આવે છે,

તે સ્કોટલેન્ડમાં આવ્યો; પરંતુ બળવાનો અંત આવી ગયેલો હોવાથી તે પાછો ફ્રાન્સ ગયો. આ રીતે બળવાનો અંત આવ્યો. આ બળવાની નિષ્ફળતાનાં કારણો નીચે મુજબ છે. (૧) બળવાખોરોના સરદારો લડાઈની કળામાં બાહોશ ન હતા. (૨) જેમ્સ સ્કોટલાંડમાં આવ્યો તે અગાઉ બળવો શમી ગયો હતો. (૩) ફ્રાન્સ પાસેથી મદદની આશા રાખેલી હતી પણ તે મળી નહિ. (૪) ઈંગ્લાંડની વસ્તીનો મોટો ભાગ બળવાની વિરૂદ્ધ હતો, કારણ કે રોમન કેથોલીક ધર્મના સ્ટુઅર્ટ રાજાને ગાદી ઉપર લાવવા તેઓ ખુશી ન હતા. તેમ થાય તો તેઓએ ઘણી મુશ્કેલીથી મેળવેલા હક્કો જોખમમાં આવી પડે એમ હતું; (૫) સ્કોટલાંડમાં પણ ઘણા લોકો બળવાખોરોની વિરૂદ્ધ હતા.

### The Riot Act and the Septennial Act.

(૨) વિદ્રોહનો કાયદો અને સપ્તવાર્ષિક કાયદો:—જ્યોર્જ ગાદીએ આવ્યો ત્યારે ટોરીપક્ષના લોકો ઈંગ્લાંડની ગાદી ઉપર બીજા જેમ્સ રાજાના દીકરા જેમ્સની લાવવાની ખટપટ કરતા હતા. તેને પરિણામે ઈ. સ. ૧૭૧૫ માં જેકોબાઈટોએ બંડ કર્યું. આ કારણથી અને પોતાની સત્તા મજબુત કરવાના હેતુથી ઈંગ્લાંડની વ્હિગ સરકારે પાર્લામેન્ટમાં બે કાયદાઓ પસાર કરાવ્યા. પહેલો કાયદો "વિદ્રોહનો કાયદો" (Riot

Act) કહેવાય છે. આ કાયદાથી એમ જાહેર કરવામાં આવ્યું કે કોઇપણ સ્થળે બાર કે તેથી વધુ માણસો એકઠાં થયાં હોય, તો ન્યાયાધીશ તેમને વીખેરાઈ જવાની સૂચના કરે, એટલે તેમણે વીખેરાઇ જવું જોઇએ. આ પ્રમાણે તેઓ વીખેરાઇ ન જાય, તો તેમની ઉપર ગોળી બહાર કરીને પણ તેમને વીખેરી નાંખવા. બીજો કાયદો "સપ્તવાર્ષિક કાયદો" (Septennial Act) કહેવાય છે, ત્રીજા વિલીયમ રાજાના વખતમાં પાર્લામેન્ટની મુદત ત્રણ વર્ષની કરવાનો 'ત્રિવાર્ષિક કાયદો" પસાર કરવામાં આવ્યો હતો. આ કાયદા પ્રમાણે ઈ. સ. ૧૭૧૬ માં નવી પાર્લામેન્ટની ચુંટણી થવાની હતી. પરંતુ ૧૭૧૫ નો બળવો થયા પછી જેમ્સને ટેકો આપનારા ટોરી પક્ષના લોકો કદાચ પાર્લામેન્ટમાં બહુમતિ મેળવી જશે એવી ભીતિથી આ કાયદો વ્હિગ પ્રધાનમંડળે ઇ. સ. ૧૭૧૬ માં પસાર કરાવ્યો. આ કાયદાથી પાર્લામેન્ટની મુદત વધુમાં વધુ સાત વર્ષની ઠરાવવામાં આવી. આ કાયદાથી વ્હિગ પ્રધાન મંડળની સત્તા વધી. આ કાયદાનો અમલ ઈ. સ. ૧૯૧૧ સુધી રહ્યો.

**The Peerage Bill.**

(૩) **અમીરાતનો કાયદો:**—ઈંગ્લાંડમાં આ સમયે પાર્લામેન્ટમાં વ્હિગ પક્ષ બહુમતિમાં હતો, અને તેથી પ્રધાનમંડળ વ્હિગ પક્ષનું હતું. વ્હિગ પક્ષની સત્તા

વધારે દૃઢ કરવા માટે અને અમીરોની સભા (House of Lords) માં ટોરી પક્ષના ઉમરાવોની સંખ્યા કોઈ-વાર વધારે ન થાય તેવા હેતુથી મુખ્ય પ્રધાન સ્ટેનહોપે આ કાયદાનો ખરડો પાર્લામેન્ટમાં આણ્યો (ઈ.સ. ૧૭૧૯). આ કાયદા પ્રમાણે રાજા છથી વધારે નવા અમીરો બનાવી શકે નહિ, પણ માત્ર જે જે જગ્યાઓ અમીરોનાં મરણથી ખાલી પડે તેજ તે પૂરી શકે. વ્હિગ પ્રધાનોને બીક હતી કે રાજાનો પાટવીકુંવર જે તેમનો શત્રુ હતો તે ગાદી ઉપર આવશે, ત્યારે નવા અમીરો બનાવીને હાઉસ ઓફ લોર્ડઝમાં વ્હિગ પક્ષનું જોર નાબુદ કરશે. પરંતુ આ કાયદાની સામે મોટો વિરોધ થવાથી તે પસાર થઈ શકયો નહિ, અને તેને પાછો ખેંચી લેવામાં આવ્યો. વ્હિગ પક્ષના વાલપોલે અને બીજા કેટલાક નેતાઓએ પણ આ કાયદાની સામે સખત વિરોધ કર્યો હતો. આ ખરડો (Peerage Bill) કહેવાય છે.

**South Sea Bubble.**

(૪) **દક્ષિણના સમુદ્રનો પરપોટો:**—ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીને પૂર્વના દેશો સાથેના વેપારમાં સારો નફો મળતો હતો, તેથી તેવો નફો મેળવવાના હેતુથી ઈ. સ. ૧૭૧૧ માં "સાઉથ સી કમ્પની" (South Sea Company) દક્ષિણના સમુદ્રમાં વેપાર કરવા માટે સ્થાપવામાં આવી હતી. આ કમ્પનીના સ્થાપકો ટોરીપક્ષના

હતા. સ્પેનની ગાદીના વારસા માટે થયેલા વિગ્રહને લીધે ઈંગ્લાંડનું રાષ્ટ્રીય દેવું ઘણું વધી ગયું હતું. તેથી આ કમ્પનીએ સરકારને ૭૫ લાખ પૌંડ આપવાનું અને ૩૬ વર્ષમાં તમામ રાષ્ટ્રીય દેવું ભરી દેવાનું કબુલ કર્યું. તેના બદલામાં સરકાર તેને દર વર્ષે ૮ લાખ પૌંડ આપે, અને યુટ્રેકટની સંધિથી જે ખાસ વેપારી લાભો ઈંગ્લાંડને મળ્યા હતા તે કમ્પનીને મળે એવી સરકારે કબુલાત આપી. આ પ્રમાણે કમ્પનીએ વેપાર કરવાનું શરૂ કર્યું. પણ તેને ઝાઝો નફો થયો નહિ. તોપણ કમ્પનીને સરકારે અગત્યના લાભો આપ્યા હતા, તેથી તેના શેરોના ભાવ ઘણા વધી ગયા. સો પાંડના શેરના હઝાર પૌંડ સુધી ભાવ વધી ગયા હતા. ઘણા લોકો કમ્પનીની ખોટી ખોટી લાલચોથી તેના શેર લેવા લોભાયા. સાઉથ સી કમ્પનીની આ સ્થિતિ જોઈને કેટલાક લેભાગુ-ઓએ અને શેખચલ્લીઓએ નવી કમ્પનીઓ ઉભી કરી. બધા લોકોએ પોતાનું બચેલું નાણું આવી લેભાગુ કમ્પ-નીઓના શેરોમાં રોક્યું. આવી હરામખોરીને દબાવવા માટે સરકારે કેટલીક જૂઠી કમ્પનીઓને દબાવી દીધી. કમ્પનીઓ ઉભી થઈ હતી, પણ વેપાર તો હતો નહિ. નફા વગરના શેરોના ભાવો ક્યાં સુધી ટકે? નવી કમ્પ-નીઓએ એક પછી એક દેવાળાં કાઢયાં. તેના છાંટા સાઉથ સી કમ્પનીને પણ ઉડ્યા. પરિણામે તેના શેરના ભાવો ગગડી ગયા. કમ્પનીનો પરપોટો ફૂટી ગયો,

ફુટી ગયો. હજારો લોકો પુષ્કળ નુકસાનીમાં ફસાઈ ગયા. પ્રધાનમંડળના કેટલાક સભ્યો ઉપર આક્ષેપો થવા લાગ્યા. એક પ્રધાને આપઘાત કર્યો, બીજાને બરતરફ ને કેદ કરવામાં આવ્યો. મુખ્ય પ્રધાન સ્ટેનહોપને રાજીનામું આપવાની ફરજ પડી. કમ્પનીના કેટલાક ડાયરેકટરો ભાગી ગયા, અને કેટલાકને સજા કરવામાં આવી. હવે વોલ્પોલ આગળ આવ્યો. તેણે ગુન્હેગારોની મિલ્કતને જપ્ત કરાવી વેચી નાંખી. તેમાંથી લોકોને નુકસાનીનો બદલો આપ્યો. કમ્પનીએ રાષ્ટ્રીય દેવાનો જે ભાગ ભરી દેવાનું કબુલ કર્યું હતું, તે માફ કરવામાં આવ્યો. રાષ્ટ્રીય દેવાનું વ્યાજ ઘટાડવામાં આવ્યું, અને દર વર્ષે આ દેવું પતાવવા માટે અમુક રકમ અનામત રાખવાની શરૂઆત કરી. કમ્પનીની તમામ નુકસાની તેણે ઈસ્ટ ઈન્ડીઆ કમ્પની, બેંક ઓફ ઈંગ્લાંડ અને સરકાર વચ્ચે વ્હેંચી નાંખી. આ પ્રમાણે નાદાર થઇ ગયેલા દેશને એક મોટી આફતમાંથી વોલ્પોલે બચાવી લીધો. તેનાં આ કામથી તેને વડો પ્રધાન બનાવવામાં આવ્યો (ઈ. સ. ૧૭૨૦).

**Supremacy of the Whigs.**

**(૫) વ્હિગ પક્ષનું સર્વોપરીપણું—તેનાં કારણો:**—પહેલો જ્યોર્જ વ્હિગ પક્ષની મદદથીજ ઈંગ્લાંડની ગાદીએ આવ્યો હતો. તેના ગાદીએ આવ્યા પછી તરતજ પાર્લામેન્ટની નવી ચુંટણી થઇ હતી, તેમાં

વ્હિગ પક્ષની બહુમતિ હોવાથી રાજાએ તે પક્ષનું પ્રધાનમંડળ નીમ્યું. પ્રધાનમંડળમાં સ્ટેનહોપ, ટાઉન્શેન્ડ, વોલ્પોલ, સંડરલેન્ડ વગેરે હતા. મુખ્ય પ્રધાન ટાઉન્શેન્ડ થયો. વ્હિગ પક્ષની સત્તા લગભગ ૫૦ વર્ષ સુધી ચાલી. તેનાં કારણો નીચે પ્રમાણે હતાં:–

(૧) ટોરી પક્ષનો મોટો ભાગ રોમન કેથોલિક ધર્મનો હતો, અને બીજા જેમ્સના પુત્રને ઈંગ્લાંડની ગાદી ઉપર લાવવાના મતનો હતો. ઈંગ્લાંડની પ્રજાને આ બન્ને વાત જરા પણ પસંદ ન હતી. (૨) એન રાણીનાં મરણ સમયે ટોરી પક્ષમાં ફાટફુટ પડી હતી. (૩) ટોરી પક્ષના અમલ દરમિયાન ધાર્મિક જુલમો કરવામાં આવતા. ઈંગ્લાંડની પ્રજા તેથી કંટાળી ગઈ હતી. વ્હિગ પક્ષે ધાર્મિક બાબતોમાં ઘણી છુટ આપી હતી. (૪) ઈંગ્લાંડનો વેપાર વધારવાની અને સંસ્થાનોનો વિકાસ કરવાની નીતિ વ્હિગ પક્ષની હતી. (૫) હાઉસ ઓફ લોર્ડ્ઝમાં વ્હિગ ઉમરાવોની બહુમતિ હતી, અને હાઉસ ઓફ કોમન્સમાં પણ લાંચ રૂશ્વતથી વ્હિગ પક્ષ પોતાનું બળ ટકાવી રાખી શકયો હતો. (૬) પહેલા જ્યોર્જને ઈંગ્લાંડની ગાદી ઉપર લાવનાર વ્હિગ પક્ષજ હતો, તેથી રાજાએ તે પક્ષને ચાલુ ટેકો આપ્યા કર્યો હતો. (૭) હેનોવર વંશના પહેલા બે રાજાઓને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હતું તેથી તેઓ રાજ્યકારભારમાં માથું મારતા નહિ. પ્રધાનમંડળની સભામાં પણ રાજા હાજરી આપતો

નહિ, તેથી વ્હિગ પ્રધાનોનું જોર વધી ગયું, અને પાર્લામેન્ટની સત્તામાં વધારો થયો.

(૬) **પહેલા જ્યોર્જનાં પ્રધાનમંડળોઃ—** જ્યોર્જ ગાદીએ આવ્યા પછી તરતજ પાર્લામેન્ટની નવી ચુંટણી થઇ હતી. તેમાં વ્હિગ પક્ષની બહુમતિ આવવાથી જ્યોર્જે વ્હિગ પ્રધાનમંડળ નીમ્યું. તેમાં ટાઉન્શેન્ડ મુખ્ય પ્રધાન થયો, અને પરદેશખાતાંનો પ્રધાન સ્ટેનહોપ થયો. ઈંગ્લાંડનો રાજા જ્યોર્જ હેનોવરનો પણ રાજા હતો, તેથી યુરોપમાં હેનોવરનાં હિતનું રક્ષણ કરવા માટે સ્ટેનહોપે ફ્રાન્સ અને હોલેન્ડ સાથે સંધિ કરી. ટાઉન્શેન્ડ અને વોલ્પોલ આ સંધિની વિરૂદ્ધ હતા તેથી તેમણે રાજીનામું આપ્યું, અને સ્ટેનહોપ મુખ્ય પ્રધાન થયો. આ અરસામાં સ્પેનના રાજા ૫ મા ફિલિપને ફ્રાન્સના સગીર રાજાના વાલી થવું હતું, અને યુટ્રેક્ટની સંધિનો ભંગ કરીને નેપલ્સ અને સિસિલીના પ્રદેશ પાછા મેળવવા હતા. આથી ઈંગ્લાંડ, ફ્રાન્સ અને હોલેન્ડની ત્રિરાજ્ય સંધિમાં ઓસ્ટ્રીઆ પણ સામેલ થયું, અને તે સંધિ ચતૂરાજ્ય સંધિ થઈ (ઈ. સ. ૧૭૧૮). આથી સ્પેનની સાથે આ રાજ્યોને લડાઇ થઈ, પણ તેમાં તેની હાર થઈ. ત્યાર પછી સ્ટેનહોપે સ્વીડન અને પ્રશીઆની સાથે પણ સંધિઓ કરી. આ રીતે તેની રાજનીતિથી ઈંગ્લાંડની ગાદી ઉપર હેનોવર વંશ દૃઢ થયો. ત્યારબાદ વ્હિગ પક્ષની સત્તા કાયમ ટકાવી રાખવા માટે

તેણે "પીઅરેજ બિલ" પાર્લામેન્ટમાં મૂકયું. પણ તેની સામે ઘણો વિરોધ થયો, અને વ્હિગ પક્ષમાં ફાટફુટ પડી. તેથી તે બિલ તેણે પાછું ખેંચી લીધું. સાઉથ સી કમ્પનીના ગોટાળામાં તેના કેટલાક પ્રધાનો સંડોવાયા હતા, તેથી સ્ટેનહોપને રાજીનામું આપવું પડયું, અને વોલ્પોલ મુખ્ય પ્રધાન થયો. આ પ્રધાનમંડળ ૨૦ વર્ષ સુધી ચાલ્યું. ઈ. સ. ૧૭૨૭ માં પહેલો જ્યોર્જ મરણ પામ્યો.

---

## પ્રકરણ ૨ જું.

## જ્યોર્જ ૨ જો.

### (ઈ. સ. ૧૭૨૭-૧૭૬૦)

પહેલા જ્યોર્જનાં મરણ પછી તેનો પુત્ર બીજો જ્યોર્જ ૪૪ વર્ષની ઉમરે ગાદીએ આવ્યો. તે બહાદુર, નિયમિત ટેવોવાળો, કર્તવ્યનિષ્ઠ, કરકસરીઓ અને એકવચની હતો. તેનામાં મોટા દોષો લોભ, જક્કીપણું, દંભ અને તામસી સ્વભાવ હતા. શરૂઆતમાં તે વ્હિગ પક્ષની વિરૂદ્ધ હતો. પરંતુ તેની રાણી કેરોલાઈન ઘણી બાહોશ, સુશીલ અને મહત્ત્વાકાંક્ષી હતી, અને જ્યોર્જ તેના કહેવા પ્રમાણેજ ચાલતો. અને રાણી કેરોલાઈનની વ્હિગ પક્ષ ઉપર મહેરબાની ઉતરી, તેથી વ્હિગ પક્ષ સત્તામાં

રહી શકયો, અને વોલ્પોલ મુખ્ય પ્રધાન તરીકે ચાલુ રહ્યો. જ્યોર્જના અમલના ત્રણ વિભાગ પાડી શકાય છે. (૧) ઇ. સ. ૧૭૨૭–૧૭૪૨. આ સમય દરમિયાન વોલ્પોલ મુખ્ય પ્રધાન હતો. ( ૨ ) ઈ. સ. ૧૭૪૨–૧૭૫૬. આ સમય દરમિયાન પ્રધાનમંડળો ઘણીવાર બદલાયાં. અને ( ૩ ) ઈ. સ. ૧૭૫૬–૧૭૬૦. આ સમય દરમિયાન ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ થયો, અને મોટો પિટ્ટ મુખ્ય પ્રધાન થયો.

**Life of Rodert Walpole and his administration.**

**(૧) વોલ્પોલનો કારભાર** ( ઇ. સ. ૧૭૨૭–૧૭૪૨ ). રોબર્ટ વોલ્પોલનો જન્મ ઇ. સ. ૧૬૭૬ માં થયો હતો. તે એક જમીનદારનો પુત્ર હતો. ઈ. સ. ૧૭૦૧ માં તે પાર્લામેન્ટનો સભ્ય થયો. તે વ્હિગ પક્ષનો હતો. રાણી એનના વખતમાં તેણે રાજ્યમાં જુદા જુદા હોદ્દા ઉપર નોકરી કરી હતી. તે વખતે તેની નાણાં-ખાતાંના કામકાજમાં બાહોશીથી તે આગળ આવ્યો. પહેલો જ્યોર્જ ગાદીએ આવ્યો ત્યારે ટાઉન્શેન્ડનાં પ્રધાન-મંડળમાં તે ખજાનચી હતો. પણ સ્ટેનહોપની યુરોપીય રાજનીતિ વિષે વાંધો પડતાં તે અને ટાઉન્શેન્ડ પ્રધાન મંડળમાંથી નીકળી ગયા. જ્યારે સાઉથ સી કમ્પનીએ દેવાળું કાઢયું, ત્યારે તેણે આગળ આવીને ઈંગ્લાંડને નાદારીમાંથી બચાવ્યું. આથી તેને મુખ્ય પ્રધાન બના-

વવામાં આવ્યો. બીજા જ્યોર્જની રાણી કેરોલાઈન વોલ્પોલની મિત્ર હોવાથી તેના સમયમાં વોલ્પોલે ઘણી સારી રીતે રાજ્યકારભાર ચલાવ્યો. જ્યારે તે મુખ્ય પ્રધાન થયો, ત્યારે ઈંગ્લાંડ સ્પેનિશ વિગ્રહના બોજામાંથી થોડા વખત પહેલાં જ મુક્ત થયું હતું, તેથી તેને સુલેહશાન્તિની ઘણી જ જરૂર હતી. વોલ્પોલની રાજનીતિ સુલેહશાન્તિનીજ હતી. બીજા દેશો સાથે લડાઇઓ ન કરતાં ઈંગ્લાંડનો વેપાર વધારવો, અને તેની આર્થિક સ્થિતિ સુધારવી તેજ તેની રાજ્યનીતિનાં મુખ્ય સૂત્રો હતાં. તેણે વેપારને ઉત્તેજન આપવા માટે ઈંગ્લાંડમાંથી નિકાસ થતા તૈયાર માલ ઉપરની, અને આયાત થતા કાચા માલ ઉપરની જકાત કાઢી નાખી. સંસ્થાનો સાથે તેણે ઇંગ્લાંડનો વેપાર વધાર્યો. ઇ. સ. ૧૭૩૦ માં યુરોપની બીજી પ્રજાઓને પણ સંસ્થાનો સાથે વેપાર કરવાની છુટ આપી, અને મિસર અને ઇટાલીનો વેપાર તોડી પાડીને સંસ્થાનવાસીઓને ઘણો લાભ કરી આપ્યો. આ ઉપરાંત તેણે જકાત ઉઘરાવવાની પદ્ધતિમાં કેટલાક સુધારા કર્યા. તેના વખતમાં દેશમાં દાણચોરીનો ઘણો માલ આવતો, તેમજ જકાત વસુલ કરનારા અમલદારો પણ લાંચ ખાઈ જકાત વસુલ લેતા નહિ. આથી સરકારને આવકમાં મોટી ખોટ પડતી. તે મટાડવા વોલ્પોલે એક યોજના જેને "વેચાણ વેરાની યોજના" ( Excise Scheme ) કહે છે, તેનું બીલ હાઉસ ઓફ કોમન્સમાં

ઈ. સ. ૧૭૩૩ માં રજુ કર્યું. એ યોજના એવી હતી કે તમાકુ અને દારૂ ઉપર આયાત વખતે જકાત ન લેતાં તેમનાં વેચાણ વખતે વેપારીઓ પાસેથી વેરો વસુલ લેવો, અને આ કાર્ય માટે સરકારી અમલદારો વેપારીની દુકાનમાં પડેલા માલની તપાસ કરી શકે. પણ આ બીલની સામે જબરો વિરોધ થવાથી તેણે તે બીલ પાછું ખેંચી લીધું. વોલ્પોલે રાષ્ટ્રીય દેવાનું વ્યાજ ઘટાડયું, અને તેનો કેટલોક ભાગ ચૂકવી દીધો.

વોલ્પોલની રાજ્યનીતિ સુલેહશાંતિની હતી, તેથી તેણે ઇંગ્લાંડ ને યુરોપની ખટપટોથી દૂર રાખ્યું હતું પણ ઈ. સ. ૧૭૩૯ માં સ્પેનીશ લોકોએ કેપ્ટન જેન્કીન્સનો કાન કાપી નાંખ્યો, તે જોઇને ઇંગ્લાંડના લોકો સ્પેન સાથે લડવાને ગાંડા થઈ ગયા., ત્યારે પોતાની મરજી વિરૂદ્ધ વોલ્પોલને સ્પેનની સાથે લડાઇમાં ઉતરવું પડયું: પણ આ વિગ્રહમાં ઇંગ્લાંડને નુકસાન થયું. તેથી વોલ્પોલને પ્રધાનપદ છોડવું પડયું ( ઈ. સ. ૧૭૪૧ ).

વોલ્પોલને સત્તામાં રહેવું ઘણું ગમતું હતું, તેથી જ્યારે જ્યારે પ્રજામત તેની વિરૂદ્ધ પ્રબળ થઇ જતો, ત્યારે તે નમતું આપતો, અને પ્રજામતને તાબે થઈ જતો. તેણે આયર્લેન્ડના વુડ નામના માણસને સીક્કા પાડવાનો હક્ક આપ્યો હતો, પરંતુ તેની વિરૂદ્ધ મોટો પોકાર ઉઠવાથી તેણે તે હક્ક રદ કર્યો. વોલ્પોલ પાર્લામેન્ટમાં પોતાની સત્તા ટકાવી રાખવા માટે લાંચ રૂશવતનો છુટથી

ઉપયોગ કરતો હતો. તે બુદ્ધિશાળી અને બાહોશ માણસોને ઉંચા હોદ્દા આપતો નહિ. કારણ કે તેઓ કદાચ તેને ખસેડીને સત્તામાં આવી જાય એવી તેને ભીતિ રહેતી. તેની વિરૂદ્ધ પાર્લામેન્ટના સૌથી કાબેલ સભ્યો તેની વિરૂદ્ધ થઈ ગયા હતા. તેઓ "Patriots" કહેવાતા. વોલ્પોલ વ્હિગ પક્ષનો ચુસ્ત અનુયાયી હતો. તેથી તેણે "Peerage Bill" ની સામે મોટો વિરોધ કર્યો હતો.

આમ છતાંએ વોલ્પોલે દેશમાં શાંતિ જાળવી, અને **સાઉથ** સી કંપનીના પરપોટાની માઠી અસરમાંથી તેણે દેશને બચાવી લીધો; તેણે વેપાર વધાર્યો, અને દેશની સ્થિતિ ઘણી આબાદ કરી તથા રાષ્ટ્રીય દેવું ઘટાડયું. આ રીતે તેણે ઇંગ્લાંડની મહાન્ સેવાઓ ખરે વખતે બજાવી છે. તેથી ઇંગ્લાંડના મોટા પ્રધાનોમાં તેની ગણુના થાય છે રાજાએ તેને ઉમરાવ બનાવ્યો હતો. તે ઇ. સ. ૧૭૪૫ માં મરી ગયો.

**Jenkins' Ear War.**

**જેન્કીન્સના કાનનો વિગ્રહ:**—યુટ્રેકટની સંધિથી ઇંગ્લાંડને સ્પેનનાં અમેરિકાનાં સંસ્થાનો સાથે દર વર્ષે એકજ વ્હાણ વેપાર માટે મોકલવાનો હક્ક મળ્યો હતો. છતાં અંગ્રેજ વેપારીઓ ત્યાં એકને બદલે અનેક વ્હાણો મોકલી વેપાર કરતા હતા. તેથી સ્પેનીશ અમલદારો તેમને

સતાવતા, અને કોઈવાર પકડીને શિક્ષા કરતા. આથી ઈંગ્લાંડમાં સ્પેનની વિરૂદ્ધ જબરો કોલાહલ થઈ રહ્યો. કેપ્ટન જેન્કીન્સ નામના અંગ્રેજે આવો ગુન્હો કર્યો હતો. તેથી સ્પેનીશ અમલદારોએ તેને પકડીને તેનો કાન કાપી લીધો. આથી ઈંગ્લાંડના લોકો ઘણા ઉશ્કેરાઇ ગયા, અને સ્પેન સાથે લડાઈ કરવાની માગણી કરવા લાગ્યા. આ સમયે વોલ્પોલ મુખ્ય પ્રધાન હતો. તેની રાજ્યનીતિ સુલેહ-શાંતિની હતી. વળી આ બાબતમાં અંગ્રેજોનોજ વાંક હતો તેમ તે જોઈ શકતો હતો. તેથી તેણે લડાઈ કરવાની પ્રથમ તો નાપાડી. પરંતુ આથી દેશમાં અને પાર્લામેન્ટમાં લોકો તેની સામે થઈ ગયા, ત્યારે તેણે પોતાની મરજી વિરૂદ્ધ સ્પેનની સાથે લડાઇ જાહેર કરી. આ વિગ્રહને "જેન્કીન્સ ઇયર વોર" કહે છે. આ વિગ્રહમાં યુરોપનાં કોઇ રાજ્યે ઈંગ્લાંડને મદદ ન કરી, અને અંગ્રેજો ફાવ્યા નહિ. તેથી આ હારનું કારણ વોલ્પોલજ છે એવો તેના ઉપર આરોપ મૂકાયો. આથી વોલ્પોલે રાજીનામું આપ્યું (ઇ. સ. ૧૭૪૨).

## (૨) જ્યોર્જના અમલનો બીજો વિભાગ.

### Cartaret's Administration.

(ઈ. સ. ૧૭૪૨-૧૭૫૬)

વોલ્પોલે રાજીનામું આપ્યા પછી ઈંગ્લાંડના પ્રધાન-મંડળમાં ઘણા ફેરફારો થયા. પ્રથમ લોર્ડ વિલ્મિંગટન

મુખ્ય પ્રધાન થયો. તેના પ્રધાનમંડળમાં વ્હિગ, ટોરી, જેકોબાઈટ એમ દરેક પક્ષના સભ્યો હતા. તેમાં કાર્ટરેટ અને હેન્રી પેલ્હામ મુખ્ય હતા. કાર્ટરેટ ઘણોજ બાહોશ, વિદ્વાન્ અને અનુભવી હતો. તેના હાથમાં દેશાંતરનીતિ હતી. તેણે પ્રધાનપદે આવતાંજ વોલ્પોલની સુલેહશાંતિની નીતિને તિલાંજલી આપી, અને યુરોપનાં રાજકારણમાં માથું માર્યું. વોલ્પોલનાં કારભારનાં છેલ્લાં વર્ષોમાં યુરોપમાં ઓસ્ટ્રીઆની ગાદીના વારસા માટે વિગ્રહ થયો હતો. ઓસ્ટ્રીઆની સામે ફ્રાન્સ, સ્પેન, પ્રશીઆ વગેરે મોટાં રાજ્યો હતાં. પ્રશિઆનો રાજા મહાન્ ફ્રેડરીક પોતાનો મુલક વધારતો હતો, તેથી જ્યોર્જને પોતાનાં હેનોવરની ચિંતા થવા લાગી. કાર્ટરેટ ફ્રાન્સનો કટ્ટો વેરી હતો. આ બન્ને કારણોથી તેણે વિગ્રહમાં ઓસ્ટ્રીઆના પક્ષમાં ઝંપલાવ્યું. તેણે વિગ્રહની શરૂઆત તો સારી કરી. પરંતુ તેના હરીફોની ઈર્ષ્યાથી અને હેનોવર તરફની તેની વધુ પડતી લાગણીથી તે બહુ અપ્રિય થઈ પડ્યો. તેથી ઈ. સ. ૧૭૪૪ માં તેણે રાજીનામું આપ્યું.

### Pelham's Ministry.

કાર્ટરેટ અને વિલ્મિંગટન પછી મુખ્ય પ્રધાન હેન્રી પેલહામ થયો. તેને ડ્યુક ઓફ ન્યુકેસલ નામનો એક ભાઇ હતો. તે પણ પ્રધાનમંડળમાં હતો. તેનાં

પ્રધાનમંડળમાં સર્વ પક્ષના સભ્યો હોવાથી તે "સર્વ-પક્ષીય" પ્રધાનમંડળ (Broad bottomed-Ministry) કહેવાય છે. તેના કારભારમાં ઓસ્ટ્રીઆની ગાદીના વારસાનો વિગ્રહ અને સને ૧૭૪૫ નો બળવો એ અગત્યના બનાવો હતા. આ સિવાય પેલ્હામ ભાઇઓના કારભારમાં ખાસ રાજકીય સુધારા થયા નથી. તેઓ સાધારણ બુદ્ધિના હતા, પણ પોતાની લાગવગ અને પ્રતિષ્ઠાથી, તેમજ ટોરી પક્ષના સભ્યોને પ્રધાનમંડળમાં લેવાથી બાર વર્ષ સુધી સત્તામાં રહી શકયા હતા.

**Reform of the Calendar.**

તેમણે રાષ્ટ્રીય દેવાનો ભાર ઓછો કર્યો તે તેમનું મહત્ત્વનું કામ છે. જુદાં જુદાં વ્યાજ ધરાવતાં રાષ્ટ્રી દેવાંને એકત્ર કરીને તેમનું તેઓએ વ્યાજ ઘટાડયું. આ યોજના "કોન્સોલિડેશન સ્કીમ" કહેવાય છે. આ ઉપરાંત તેમના અમલ દરમિયાન પંચાગમાં સુધારો કરવામાં આવ્યો. આજસુધી ઈંગ્લાંડમાં રોમના બાદશાહ જુલિયસ સીઝરના પ્રાચીન સમયમાં તૈયાર કરવામાં આવેલું પંચાગ ચાલતું હતું. આથી વર્ષની ગણતરીમાં ૧૧ દિવસની ભૂલ આવતી હતી. એ ભૂલ સુધારવા માટે પેલ્હામ ભાઇઓએ પાર્લામેન્ટ પાસે કાયદો પસાર કરાવ્યો, અને તે વર્ષની ૩જી સપ્ટેમ્બરના દિવસને ૧૪ મી સપ્ટેમ્બરનો દિવસ ગણવો એમ ઠરાવ્યું, અને નવાં વર્ષની શરૂઆત જાન્યુ-

આરીની ૧ લી તારીખથી કરવાનું નક્કી કર્યું (ઇ. સ. ૧૭૫૨). હેન્રી પેલ્હામ ઇ. સ. ૧૭૫૪ માં મરણ પામ્યો.

**Newcastle Ministry.**

હેન્રી પેલ્હામ પછી તેનો ભાઈ ડ્યુક ઓફ ન્યુકેસલ મુખ્ય પ્રધાન થયો. તેનામાં હેન્રી જેવી પણ આવડત ન હતી. તેણે ફોક્સ અને પિટ્ટ જેવા બાહોશ માણસોને કેબીનેટમાં સ્થાન આપ્યું નહિ, આથી તેઓ તેની વિરૂદ્ધ થઈ ગયા. આથી ન્યુકેસલે ફોક્સને પ્રધાનમંડળમાં લીધો. આ પ્રધાનમંડળના સમયમાં યુરોપમાં "સપ્ત-વાર્ષિક વિગ્રહ" (Seven Years' War) ની શરૂઆત થઇ. ન્યુકેસલના નબળા અમલને લીધે ઈંગ્લાંડની ઉપરા ઉપરી હારો થવા લાગી. તેથી પિટ્ટને પ્રધાનમંડળમાં દાખલ કરવાની જરૂર પડી, અને ન્યુકેસલ–પિટ્ટનું મિશ્ર પ્રધાનમંડળ થયું. તેમના વખતમાં પિટ્ટની લડાઇ ખાતાંના પ્રધાન તરીકેની બાહોશીથી ઇંગ્લાંડની સર્વત્ર જીતો થવા લાગી, અને ઘણા મુલકો કબજે કરીને બ્રિટીશ સામ્રાજ્યની શરૂઆત થઇ.

## ઓસ્ટ્રીઆની ગાદીના વારસા માટેનો વિગ્રહ.

**War of the Austrian Succession.**

(ઇ. સ. ૧૭૪૦–૧૭૪૮)

કારણો:—ઓસ્ટ્રીઆના શહેનશાહ ચાર્લ્સ છઠ્ઠાને મેરીઆ થેરેસા નામની એક પુત્રી હતી. તેને બીજું

સંતાન ન હતું. તેથી તેની ગાદી પોતાનાં મરણ પછી મેરીયા થેરેસાને મળે એ ઈચ્છાથી તેણે "પ્રેગ્મેટીક સેંકશન" નામનું એક વસીયતનામું કર્યું હતું. અને યુરોપનાં મોટાં રાજ્યો જેવાં કે ઈંગ્લાંડ, ફ્રાન્સ, સ્પેન અને પ્રશિઆ પાસેથી આ વસીયતનામાંની મંજુરી મેળવી હતી. ઇ. સ. ૧૭૪૦ માં ચાર્લ્સ મરણ પામ્યો, અને તેની પુત્રી મેરીયા થેરેસા ગાદી ઉપર બેઠી. યુરોપના રાજાઓએ આ તકનો લાભ લઈને પોતાનાં વચનનો ભંગ કર્યો. પ્રશિઆના રાજા ફ્રેડરીકે ચઢાઈ કરીને ઓસ્ટ્રીઆનો સીલેશીઆ પ્રાંત લઈ લીધો. બેવેરીઆના રાજાએ શહેનશાહપદ ઉપર પોતાનો હક્ક છે એમ જાહેર કર્યું. અને ફ્રાન્સે અને સ્પેને તેને ટેકો આપ્યો. આથી ઓસ્ટ્રીઆની વિરૂદ્ધ પ્રશિઆ, ફ્રાન્સ, સ્પેન અને બેવેરીઆનાં રાજ્યોએ લડાઈ જાહેર કરી. ઈંગ્લાંડમાં આ વખતે વોલ્પોલ મુખ્ય પ્રધાન હતો. તેની રાજનીતિ સુલેહશાંતિની હોવાથી ઈંગ્લાંડે આ લડાઈમાં ભાગ લીધો નહિ. પરંતુ વોલ્પોલ પછી કાર્ટરેટ પરદેશખાતાંનો પ્રધાન થયો. તેણે આ રાજનીતિનો ત્યાગ કર્યો. અને હેનોવરનો બચાવ કરવાની જરૂર છે એવું કારણ બતાવીને ઓસ્ટ્રીઆના પક્ષમાં તેણે ઈંગ્લાંડને લડાઈમાં ઉતાર્યું. (ઈ. સ. ૧૭૪૪).

**પરિણામઃ**—શરૂઆતમાં આ વિગ્રહમાં જ્યોર્જ રાજાએ ડેટીંજનના યુદ્ધમાં ફ્રેંચોને હરાવ્યા; પરંતુ ઇ. સ.

૧૭૪૫ માં અંગ્રેજોની હાર થઇ. છેવટે આ વિગ્રહમાં ફ્રેન્ચોની હાર થઈ, અને એ-લા-શાપેલની સંધિથી તેનો અંત આવ્યો (ઇ. સ. ૧૭૪૮). આ સંધિથી ફ્રેડરીકને સીલેશીઆ મળ્યું, અને ઇંગ્લાંડને મદ્રાસ મળ્યું. સર્વ રાજ્યોએ ઇંગ્લાંડની ગાદી ઉપર હેનોવર વંશના રાજાઓનો હક્ક સ્વીકાર્યો, અને સ્ટુઅર્ટ રાજાઓને મદદ ન કરવાનું વચન આપ્યું.

## Rebellion of 1745 (The Forty-five).

**ઈ. સ. ૧૭૪૫ નો બળવો:**—ઓસ્ટ્રીઆની ગાદી વારસાનો વિગ્રહ ચાલતો હતો તે દરમિયાન ફ્રેંચ કાફલા અને લશ્કરની મદદથી બીજા જેમ્સના પૌત્ર ચાર્લ્સ એડવર્ડે ઇંગ્લાંડ ઉપર ચઢાઈ કરી. પણ તોફાનથી કાફલો નાશ પામ્યો અને તેની ચઢાઇ નિષ્ફળ ગઈ. ત્યાર પછી ઈ. સ. ૧૭૪૫ માં તે સ્કોટલેન્ડમાં માત્ર સાત માણસોને લઈને આવ્યો. હાઇલેન્ડરો તેને મળી ગયા. તેણે પ્રેસ્ટન-પેન્સ પાસે અંગ્રેજ લશ્કરને હરાવ્યું, અને ઇંગ્લાંડ ઉપર ચઢાઇ કરી. તે છેક પ્રેસ્ટન અને ડર્બી સુધી ગયો, પરંતુ અંગ્રેજો તરફથી કે ફ્રેન્ચો તરફથી તેણે મદદની આશા રાખેલી તે મળી નહિ. તેથી તે પાછો સ્કોટલેન્ડમાં ગયો. પરંતુ કુલોડન પાસે તેની સખત હાર થઈ અને તે ઘણી મુશ્કેલીથી ફ્રાન્સ નાસી ગયો. અંગ્રેજ સરદાર કમ્બરલેન્ડે હાઈલેન્ડરોની કતલ કરાવી. ઇંગ્લાંડની ગાદી

ઉપર બેસવાનો સ્ટુઅર્ટોનો આ છેલ્લો પ્રયત્ન આમ નિષ્ફળ ગયો.

આ બળવાની નિષ્ફળતાનાં કારણો નીચે મુજબ છે:-

(૧) શરૂઆતમાં જે બળવાખોરો ચાર્લ્સના પક્ષમાં જોડાયા હતા, તેમાંના ઘણાએ તેનો સાથ છોડી દીધો. (૨) ઈંગ્લાંડના લોકોને સ્ટુઅર્ટ રાજાઓનો કડવો અનુભવ હતો. તેમના સમયના રાજકીય અને ધાર્મિક ઝઘડાઓ ફરીવાર જોવાની તેમની ઇચ્છા ન હતી. સ્ટુઅર્ટ રાજાઓ કેથોલિક ધર્મના અને રાજાના ઈશ્વરી હક્કને માનનારા હતા. (૩) ચાર્લ્સ એડવર્ડે શરૂઆતમાં જીત મેળવ્યા પછી ઘણો સમય આળસમાં કાઢી નાખ્યો. આથી ઈંગ્લાંડના સરકારને તેની સામે થવા માટે તૈયારી કરવાનો વખત મળ્યો.

## ( ૩ ) જ્યોર્જના અમલનો ત્રીજો ભાગ.

### Causes of the Seven Years' War.

( ઈ. સ. ૧૭૫૬-૧૭૬૦ )

આ સમયમાં ઈંગ્લાંડે યુરોપમાં ચાલતા "સપ્ત વાર્ષિક વિગ્રહ"માં ભાગ લીધો. આ વખતે મુખ્ય પ્રધાન ડ્યુક ઓફ ન્યુકેસલ હતો. આ વિગ્રહનાં કારણો નીચે પ્રમાણે હતાં:—

(૧) ઇ. સ. ૧૭૪૮ માં થયેલી એ-લા-શાપેલની સંધિથી ઓસ્ટ્રીયાના ગાદીવારસાના વિગ્રહનો અંત

આવ્યો; પરંતુ જે કારણો માટે તે વિગ્રહ થયો હતો તેનો નિકાલ થયો ન હતો. ઓસ્ટ્રીઆનો સીલેશીઆ પ્રાંત પ્રશિઆના ફ્રેડરીકને મળ્યો, તે પાછો મેળવવાની ઓસ્ટ્રીયાની રાણી મેરીઆ થેરેસાની ઇચ્છા હતી. પ્રશીઆનું બળ ઘણું વધી ગયું હતું, તેથી ફ્રાન્સ તેની વિરૂદ્ધ થઈ ગયું હતું. આથી મેરીઆ થેરેસાએ જૂનું વેર ભૂલીને ફ્રાન્સ સાથે પ્રશિઆની વિરૂદ્ધ સંધિ કરી. આજ કારણથી રશીઆ, સ્વીડન, પોલેન્ડ, સેક્સની વગેરે દેશો આ સંધિમાં દાખલ થયા, અને પ્રશિઆ વિરૂદ્ધ એક બળવાન સંઘ બનાવ્યો. આથી સમતોલપણું જાળવી રાખવા માટે ઇંગ્લાંડે પ્રશિઆનો પક્ષ લીધો.

(૨) ઉત્તર અમેરિકામાં અંગ્રેજો અને ફ્રેન્ચોનાં સંસ્થાનો હતાં. તેમની સાથે સરહદને માટે વારંવાર તકરાર ચાલતી હતી. ફ્રેન્ચોનો ઉદ્દેશ એ હતો કે પૂર્વ કિનારા ઉપર આવેલાં તેર અંગ્રેજ સંસ્થાનોની ત્રણે બાજુ પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણથી આગળ વધીને તેમને ઘેરી લેવાં, જેથી તેઓ અમેરિકાનાં અંદરના ભાગમાં વધી શકે નહિ. આ કારણથી ફ્રેન્ચોએ ત્યાં કિલ્લાઓ બાંધ્યા હતા. આ ઉપરાંત ત્યાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે વેપારની પણ જબરી હરીફાઈ હતી.

(૩) હિન્દુસ્તાનમાં ફ્રેન્ચ અને અંગ્રેજોએ વેપારનાં થાણાં નાખ્યાં હતાં. અને તેમની વચ્ચે વેપારની

હરીફાઇ ઘણી હતી. તે ઉપરાંત દેશી રાજ્યોની ખટપટોમાં પડીને ઈંગ્લાંડ અને ફ્રાન્સ હિંદમાં લડતાં હતાં. બંનેનો ઈરાદો એક બીજાને હિંદમાંથી હાંકી કાઢવાનો હતો.

આ કારણોથી ઈંગ્લાંડે યુરોપના વિગ્રહમાં પ્રશિઆનો પક્ષ લીધો, અને તેના જૂના શત્રુ ફ્રાંસ સાથે લડાઈ શરૂ કરી.

આ વિગ્રહમાં શરૂઆતમાં ઈંગ્લાંડની હારો થઈ. તેથી ન્યુકેસલ સામે મોટો પોકાર થઈ રહ્યો. આથી ન્યુકેસલે પિટ્ટને પ્રધાન મંડળમાં લીધો, અને તેને લડાઈ ખાતાંનો પ્રધાન બનાવ્યો. પિટ્ટે આવતાં વારજ લડાઈનો મામલો તદ્દન ફેરવી નાંખ્યો. નવા યુવાન બાહોશ સરદારોને નીમીને અમેરિકા અને હિંદમાં મોટી ફતેહો મેળવી, અને તે બન્ને દેશોમાંથી ફ્રેન્ચ સત્તાનો નાશ કર્યો. અંગ્રેજ સરદાર વુલ્ફે કવીબેક લીધું અને કેનેડાનો ઘણો મુલક કબજે કર્યો. હિંદમાં કલાઈવે પ્લાસીનાં યુદ્ધમાં બંગાળાના નવાબને હરાવ્યો, અને ૧૭૬૦ માં ફ્રેન્ચોની મોટી હાર થઈ અને તેમની પાસેથી પોંડીચેરી જીતી લીધું. છેવટે આ વિગ્રહનો ઇ. સ. ૧૭૬૩ માં પારીસની સંધિથી અંત આવ્યો.

### Treaty of Paris.

**પારીસની સંધિ** (૧૭૬૩). આ સંધિથી "સપ્તવાર્ષિક વિગ્રહ" નો અંત આવ્યો. તેની કલમો નીચે મુજબ હતી:—

(૧) ફ્રાન્સે ઇંગ્લાંડને કેનેડા, નોવાસ્કોશીઆ, કેપ બ્રેટન, સાઇનોર્કા, ગ્રેનેડા, સેન્ટ વિન્સેન્ટ, ડોમીનિકા, ટોબેગો અને સેનેગાલ આપ્યાં. (૨) ઇંગ્લાંડે ફ્રાન્સને બેલ ટાપુ, ગ્વાડાલુપ, માર્ટિનીક, સેન્ટ લુશીઆ, ગોરી ટાપુઓ, પોંડીચેરી અને ચંદ્રનગર આપ્યાં. (૩) સ્પેને ઇંગ્લાંડને ફ્લોરીડા આપ્યું, અને હોન્ડયુરાસમાંથી લાકડાં કાપવાનો હક્ક આપ્યો. સ્પેને ફ્રાન્સને લુઇઝીઆના આપ્યું. ઇંગ્લાંડે સ્પેનને હેવાના અને મેનિલાના ટાપુઓ આપ્યા. (૪) પોર્ટુગાલ અને પ્રશિયાની સરહદ વિગ્રહ પહેલાં હતી તેવીજ રહી.

**Importance of the Seven Years' War-**

**સપ્તવાર્ષિક વિગ્રહની અગત્યતાઃ**-(૧) ફ્રાંસ અને ઇંગ્લાંડ વચ્ચેની લાંબા વખતની હરીફાઇનો અંત આવ્યો. (૨) સમુદ્ર ઉપર ઇંગ્લાંડનું બળ સર્વોપરિ થયું. (૩) અમેરિકા અને હિન્દુસ્તાનમાંથી ફ્રેંચ સત્તા નાશ પામી. તેથી ત્યાં મોટું સામ્રાજ્ય સ્થાપવાની ફ્રાંસની આશા નષ્ટ થઇ. (૪) હિંદમાં બ્રિટીશ સામ્રાજ્યનો પાયો નંખાયો. (૫) યુરોપમાં ઓસ્ટ્રીઆ અને ફ્રાંસ નબળાં પડી ગયાં, અને પ્રશિઆ બળવાન થયું. (૬) અમેરિકામાં અંગ્રેજ સંસ્થાનોને ફ્રાન્સની બીક જતી રહેવાથી તેઓ નિર્ભય બન્યાં, અને ઇંગ્લાંડની સામે સ્વાતંત્ર્યનું યુદ્ધ કરવાને શક્તિમાન થયાં. (૬) ફ્રાન્સ ગરીબ થઇ

જવાથી તેની પ્રજા ઉપર કરજનો બોજો ઘણો વધી ગયો. આથી ત્યાં રાજ્યક્રાન્તિને અનુકૂળ વાતાવરણ ઉભું થયું.

"સપ્તવાર્ષિક વિગ્રહ" ચાલતો હતો તે દરમિયાન બીજા જ્યોર્જનું મરણ થયું. ( ઈ. સ. ૧૭૬૦ ).

## વિલીયમ પિટ્ટ, અર્લ ઓફ ચેથામ.

## William Pitt, Earl of Chetham.

વિલીઅમ પિટ્ટનો જન્મ ઈ. સ. ૧૭૦૮ માં થયો હતો. તે ઇ. સ. ૧૭૩૫ માં પાર્લામેન્ટનો સભ્ય થયો. વોલ્પોલની સામે પાર્લામેન્ટમાં જે વિરૂદ્ધ પક્ષ હતો તેમાં તે ભળ્યો. અને તેની અદ્‌ભુત વકતૃત્વ શક્તિથી તે પક્ષનો એક નેતા થઇ પડ્યો. કાર્ટરેટ અને પેલ્હામની હેનોવરનો પક્ષપાત દર્શાવનારી રાજનીતિનો તેણે સખત વિરોધ કર્યો હતો, અને હેનોવરને ખાતર ઈંગ્લાંડને ઓસ્ટ્રીયાની ગાદીના વારસાનાં યુદ્ધમાં ઉતરવું પડયું હતું, તેની તેણે એવી સખત ઝાટકણી કાઢી કે રાજા જ્યોર્જ તેની ઉપર ઘણો ગુસ્સે થયો હતો, અને તેને પ્રધાનમંડળમાં લેવાની ના પાડી હતી. છતાં જ્યારે સપ્તવાર્ષિક વિગ્રહમાં ન્યુકેસલની નબળી રાજનીતિથી ઈંગ્લાંડની ઉપરા ઉપરી હારો થવા લાગી અને લોકોનો પોકાર તેની સામે વધી ગયો, ત્યારે ન્યુકેસલને પોતાની અને રાજાની મરજી વિરૂદ્ધ પિટ્ટને પ્રધાનમંડળમાં દાખલ કરવો પડ્યો, અને વિગ્રહ ચલાવવાનું કામ તેને સોંપવું

પડયું. આ રીતે ન્યુકેસલ–પીટનો સંયુક્ત કારભાર શરૂ થયો. તે ઈ. સ. ૧૭૫૭ થી ૧૭૬૧ સુધી ચાલ્યો. આ સમય દરમિયાન પિટ્ટે વિગ્રહની સ્થિતિ ફેરવી નાંખી. તેની યુદ્ધકળામાં પ્રવીણતા, ચતુર રાજનીતિ અને પોતાનાં કાર્યને માટે યોગ્ય માણસો શોધી કાઢવાની શક્તિને લીધે ઈંગ્લાંડની બધે ઠેકાણે જીતો થવા લાગી. ચતુર પિટ્ટે જોઈ લીધું કે આ વિગ્રહમાં ઇંગ્લાંડનાં સર્વોપરિ નૌકાબળથી યુરોપ બ્હારના ઘણા મુલકો જીતી શકાય એમ છે; અમેરિકા અને હિન્દમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સને જબરી હરીફાઇ ચાલતી હતી, તેથી જો ફ્રાન્સને યુરોપના વિગ્રહમાં રોકાયેલું રાખવામાં આવે તો તે દેશોમાંથી ફ્રાન્સની સત્તાનો સહેલાઈ નાશ થઈ શકે. આ કારણથી તેણે પ્રશિઆના રાજા ફ્રેડરીકને પૈસાની મદદ કર્યા કરી. આ મદદથી ફ્રેડરીક નવાં લશ્કરો તૈયાર કરીને મિત્રરાજ્યો સામે ટક્કર ઝીલી શકયો. તે દરમિયાન પિટ્ટે યોગ્ય માણસો મોકલીને ઈંગ્લાંડની સત્તા બીજા દેશોમાં સર્વોપરી કરી. વુલ્ફે ફ્રેન્ચો પાસેથી કવીબેક લીધું, અને કેનેડાનું ફ્રેન્ચ સંસ્થાન ઇંગ્લાંડના કબજામાં આવ્યું. તેવીજ રીતે કલાઈવે અને બીજા બાહોશ સરદારોએ હિન્દુસ્તાનમાંથી ફ્રેન્ચ સત્તાનો નાશ કર્યો. આવી રીતે પિટ્ટની રાજ્યનીતિથી બ્રિટીશ સામ્રાજ્યની શરૂઆત થઇ. ઇ. સ. ૧૭૬૧ માં જ્યારે પિટ્ટે સ્પેન સાથે લડાઇ કરવાનો વિચાર જાહેર કર્યો, ત્યારે રાજા જ્યોર્જે

ના પાડી. આ કારણથી પિટ્ટે રાજીનામું આપ્યું. પિટ્ટની સેવાઓની પિછાન કરીને તેને ૩૦૦૦ પૌંડનું વર્ષાસન આપવામાં આવ્યું. ઈ. સ. ૧૭૬૬ માં પિટ્ટ મુખ્ય પ્રધાન થયો. પણ તે હવે વૃદ્ધ થઈ ગયો હતો અને તેની તબીયત લથડતી હતી. તેથી તે પાર્લામેન્ટમાંથી ઘણીવાર ગેરહાજર રહેતો, અને કામકાજ ઉપર ધ્યાન આપી શકતો નહિ. આથી રાજાએ તેને અર્લઓફચેથામ બનાવ્યો. પરંતુ આથી તેનું માન ઘટયું. તેની ગેરહાજરીમાં તેના ખજાનચી ટાઉન્શેન્ડે અમેરિકામાંનાં સંસ્થાનો ઉપર કેટલાક કરો નાંખ્યા. પિટ્ટ આ કાર્યની વિરૂદ્ધ હતો તેથી તેણે રાજીનામું આપ્યું (ઇ. સ. ૧૭૬૮). ત્યાર પછી તે દસ વર્ષ સુધી રાજ્યતંત્રથી અળગો રહ્યો. અમેરિકન સંસ્થાનોનાં સ્વાતંત્ર્યયુદ્ધ દરમિયાન તે એકવાર પાર્લામેન્ટમાં આવ્યો, અને ત્યાં સંસ્થાનો ઉપર કરો નાંખવાની રાજનીતિની વિરૂદ્ધ તેણે સખત ભાષણ કર્યું. આના પરિશ્રમથી તેને પાર્લામેન્ટમાંજ મૂર્છા આવી, અને તેને ઘેર લઈ જવામાં આવ્યો, અને થોડા સમયમાં તે મરણ પામ્યો (ઇ. સ. ૧૭૭૮).

## વોલ્પોલ અને પિટ્ટની સરખામણી.

## Comparison between Walpole & William Pitt.

વોલ્પોલ અને પિટ્ટની સરખામણી કરતાં માલૂમ પડે છે કે દરેક બાબતમાં બન્ને જણા એક બીજાથી

તદ્દન જુદા પ્રકારનાજ માણસો હતા. બન્નેની રાજ્યનીતિ, સ્વભાવ અને શક્તિમાં ઘણો વિરોધ હતો. (૧) વોલ્પોલની રાજ્યનીતિ સુલેહશાંતિ જાળવવાની હતી. આ રાજ્યનીતિથી ઇંગ્લાંડનો વેપાર અને આબાદી વધી શકશે એમ તે માનતો હતો; જ્યારે પિટ્ટની રાજ્યનીતિ યુદ્ધની હતી. યુદ્ધો કરીને ફ્રાન્સની સત્તા તોડી નાંખવી, અને બ્રિટીશ સામ્રાજ્ય વધારવું, અને એ રીતે ઇંગ્લાંડને એક મહાન્ દેશ બનાવવો એવો તેનો મત હતો. (૨) વોલ્પોલે લાંચ રૂશ્વતથી પોતાની સત્તા ટકાવી રાખી હતી; જ્યારે પિટ્ટ ઘણોજ પ્રમાણિક હતો. તેની પ્રમાણિકતા અને કાર્યશક્તિથીજ તે લોકોનો વિશ્વાસ મેળવી શક્યો હતો. અને રાજાના વિરોધ છતાં પ્રધાન થઈ શક્યો હતો. (૩) વોલ્પોલ અદેખાઈથી બુદ્ધિશાળી કે બાહોશ માણસોને પ્રધાનમંડળમાં કે બીજા મોટા હોદ્દા ઉપર નીમતો નહિ, જ્યારે પિટ્ટ એવા માણસોને શોધી કાઢીને તેમને મોટી જવાબદારીની જગ્યાઓ આપતો. આથી તેને દરેક કાર્યમાં ફતેહ મળતી. આ રીતે વોલ્પોલ અને પિટ્ટ પરસ્પર વિરૂદ્ધ સ્વભાવના અને રાજ્યનીતિવાળા માણસો હતા. બન્નેએ પોતપોતાની રીતે ઇંગ્લાંડની મોટી સેવાઓ બજાવી છે.

### Porteous Riot.

પોર્ટિયસનો બળવો:—વોલ્પોલના સમયમાં, ઇંગ્લાંડમાં દાણચોરીથી ઘણો માલ આયાત થતો હતો.

તે દાબી દેવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. આ કારણથી અને બીજાં આર્થિક કારણોથી દેશમાં નાનાં-નાનાં બંડ થયાં. આમાંનું મુખ્ય બંડ સ્કોટલેન્ડમાં થયું, ત્યારે શાંતિ જાળવવા માટે પોર્ટિયસ નામના લશ્કરી અમલદારે ગોળીબાર કરવાનો હુકમ કર્યો. આથી કેટલાંક માણસો માર્યાં ગયાં. પોર્ટિયસ ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેને ફાંસીની સજા થઈ. પરંતુ ઈંગ્લાંડના કેટલાક લોકોએ રાજાને અરજી કરીને તેને માફી અપાવી. આથી સ્કોટલેન્ડના લોકો ઉશ્કેરાઈ ગયા, તેઓ કેદખાનું તોડીને ત્યાં દાખલ થઈ ગયા, અને પોર્ટિયસને બહાર કાઢીને તેને ફાંસી દીધી. વોલ્પોલે ઘણીજ ધીરજ અને શાંતિથી કામ લીધું. તેણે પોર્ટિયસની વિધવાને મદદ આપવા માટે એડિનબરોના લોકો પાસેથી ૨૦૦૦ પૌંડનો દંડ વસુલ કર્યો.

## Methodists.

**મેથોડિસ્ટ્સ:**—બીજા જ્યોર્જના સમયમાં ઈંગ્લાંડમાં સ્થાપિત થયેલા "ચર્ચ ઓફ ઈંગ્લાંડ"ના ધર્મ તરફ કેટલાક લોકોમાં ઘણો અસંતોષ હતો. તેને સુધારવા માટે તેમણે ઓક્સફોર્ડમાં એક મંડળ કાઢ્યું. પરંતુ તેમણે સુચવેલા સુધારાઓ ચર્ચ ઓફ ઈંગ્લાંડે સ્વીકાર્યા નહિ તેથી તેઓએ જુદો પંથ કાઢયો. આ પંથ "મેથોડિસ્ટ" પંથ કહેવાય છે.

## John Wesley

આ પંથના સ્થાપકો જ્હોન વેસ્લી અને જ્યોર્જ વ્હાઇટફીલ્ડ નામના બે પાદરીઓ હતા. તેમાં વેસ્લી એક મહાન્ ઉપદેશક હતો. તે ગરીબોનો બેલી હતો. તેણે આખા દેશમાં પોતાનો ઉપદેશ આપવા માટે પ્રવાસ કર્યો હતો. તે ખુલ્લાં મેદાનોમાં કે ખેતરોમાં અથવા રસ્તા ઉપર ખેડુતો અને ગરીબ માણસોને એકઠા કરીને ધર્મનો ઉપદેશ આપતો. તેણે જીવનને વૈરાગ્યવૃત્તિવાળું અને નિયમિત બનાવવાનો, અને મોજશોખો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો. તેના અનુયાયીઓ "મેથોડિસ્ટો" કહેવાયછે. જ્હોન વેસ્લી ઘણો મહાન્ પુરૂષ હતો. એમ કહેવાય છે કે તેણે તેની જીંદગીમાં લગભગ ચાળીસ હજાર વ્યાખ્યાનો આપ્યાં હશે, અને ઓછામાં ઓછી ૨૫૦૦૦ માઈલની મુસાફરી કરી હશે. પાછળથી તેના પંથના "મેથોડીસ્ટ" અને "વેસ્લીઅન" એમ બે વિભાગ પડી ગયા. આ પંથ ઘણા દેશોમાં હવે ફેલાઈ ગયો છે.

---

# પ્રકરણ ૩ જું.

## જ્યોર્જ ૩ જો.

### ( ઇ. સ, ૧૭૬૦–૧૮૨૦ )

### (૧) તેનો સ્વભાવ અને રાજનીતિ.

**Character & Policy of George III.**

જ્યોર્જ બીજાનો પુત્ર ફ્રેડરીક તો તેની હયાતીમાં-જ મરણ પામ્યો હતો, તેથી ફ્રેડરીકનો પુત્ર જ્યોર્જ ૩ જો ઇ. સ. ૧૭૬૦ માં ૨૨ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો. તેનો અભ્યાસ તેની માતાની અને લોર્ડ બ્યૂટની દેખરેખ નીચે થયો હતો. તેની માતાનો તેને ઉપદેશ હતો કે “ (Gorge, be a king). જ્યોર્જ તું ખરેખરો રાજા થજે. નામનોજ રાજા રહેતો નહિ.” તે દયાળુ, ધાર્મિક, સદાચારી અને કર્તવ્યનિષ્ઠાનાં તીવ્ર ભાનવાળો હતો. તે ઇંગ્લાંડમાંજ મોટો થયો હતો એટલે અંગ્રેજી ભાષા શુદ્ધ બોલી શકતો હતો, અને પોતાને અંગ્રેજ કહેવરાવવામાં તે ગૌરવ માનતો હતો. તેને દેશનું કલ્યાણ થાય તેવી રીતે રાજ્ય કરવાની ઇચ્છા હતી, પરંતુ તેની સાથે લોકો રાજ્યવહિવટમાં સત્તા પોતાના હાથમાં લે, એવી તેની ઇચ્છા ન હતી. તે એમ માનતો હતો કે રાજા એ પ્રજાનો પ્રતિનિધિ છે, અને રાજાની ખાસ સત્તા પ્રજાનાં કલ્યાણ માટેજ છે; પ્રજાનું હિત કરવાનો એકજ

રસ્તો છે, અને તે એ કે રાજસત્તાને દેશમાં સર્વોપરિ બનાવવી, અને જ્યોર્જે તેને સર્વોપરિ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ પહેલા બે જ્યોર્જ પરદેશી અને ઇંગ્લાંડના રાજકારણ તરફ બેપરવા રાખાનારા હોવાથી બધી સત્તા વ્હિગ પ્રધાનોના હાથમાં ગઈ હતી. છેલ્લાં ૫૦ વર્ષથી બધી સત્તા વ્હિગ પક્ષના હાથમાં હતી, અને લાંચરૂશ્વત, હોદ્દાઓ વગેરેનો છુટથી ઉપયોગ કરીને તે પક્ષે પાર્લામેન્ટનાં પોતાની બહુમતિ ટકાવી રાખી હતી. આથી જ્યોર્જે પ્રથમ વ્હિગ પક્ષની સત્તા નબળી કરી નાંખવાનો નિશ્ચય કર્યો.

**Patrot King.**

વ્હિગ પક્ષની સત્તા તોડી પાડવા માટે સમય અને સંજોગો અનુકુળ હતા. કારણ કે વ્હિગ પક્ષમાં અંદર અંદર કુસંપ હતો. તેથી રાજાએ આ સ્થિતિનો લાભ લીધો, અને લાંચરૂશ્વતથી અને ચતુરાઈથી પાર્લામેન્ટમાં એક પોતાનો પક્ષ તૈયાર કર્યો. આ પક્ષના સભ્યોને "રાજાના મિત્રો" (King's Friends) કહેવામાં આવે છે. તેઓ રાજાને (Patriot king) કહેતા. કારણ કે તેમના મત પ્રમાણે જે રાજા રાજ્યતંત્રમાં ટોરી સિદ્ધાંતો પ્રમાણે વર્તન રાખે, એટલે તેની પોતાની, ઉમરાવોની, અને દેવળની સત્તામાં ફેરફાર ન થવા દે, તે સ્વદેશાભિમાની રાજા અથવા "પેટ્રીઅટ કીંગ" હતો.

આ પક્ષની મદદથી (૧) રાજાની સત્તા સર્વોપરિ

કરવાનો (૨) પક્ષપદ્ધતિથી રાજ્ય ચલાવવાનું ધોરણ રદ કરીને પોતાને પસંદ પડે એવા પ્રધાનો નીમવાનો, અને પ્રધાનો પર્લામેન્ટને નહિ પણ પોતાને જવાબદાર બનાવવાનો, (૩) અને વ્હિગ પક્ષની સત્તા તોડી પાડવાનો એવા જ્યોર્જની રાજનીતિના ત્રણ આશયો થઈ પડ્યા.

આરંભનાં દસ વર્ષો તેણે વ્હિગ સત્તાનો નાશ કરવામાં ગાળ્યાં, પણ તેમ કરવામાં તેણે રાજ્યબંધારણનો ભંગ કર્યો. ઈ.સ. ૧૭૭૦માં પોતાને મનપસંદ પ્રધાન લોર્ડ નોર્થને મુખ્ય પ્રધાન બનાવ્યો. ત્યાર પછી દસ વર્ષ સુધી ટોરી પક્ષ સત્તામાં રહ્યો; પરંતુ તેના અમલ દરમિયાન અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થઈ ગયાં, અને વિલ્કસની ચુંટણી રદ કરાવીને પાર્લામેન્ટ અને લોકોના હક્કો ઉપર ત્રાપ મારવામાં આવી. આથી લોકોનો ટોરી પક્ષ ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો અને વ્હિગ પક્ષ ફરી સત્તામાં આવ્યો. આ પક્ષે રાજાના ખર્ચ ઉપર ત્રાપ મારી, તેથી રાજાએ ટોરી અને વ્હિગ પક્ષનું મિશ્રપ્રધાનમંડળ બનાવ્યું, અને નોર્થ અને ફોકસ પ્રધાન થયા. પરંતુ ફોકસનું ઈંડીઆ બીલ તેને પસંદ ન પડવાથી ફોકસે રાજીનામું આપ્યું., ત્યાર પછી નાનો પિટ્ટ મુખ્ય પ્રધાન થયો. તેને અને રાજાને રોમન કેથોલિક ધર્મ માનનારાઓને છૂટ આપવાની બાબતમાં મતભેદ થવાથી પિટ્ટે રાજીનામું આપ્યું. પરંતુ જ્યારે ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ થઇ, ત્યારે પિટ્ટને ફરી પ્રધાન નિમવાની રાજાને

ફરજ પડી. પિટ્ટે માત્ર તેના હાથનું રમકડું ન બનતાં રાજ્યકારભાર ચલાવ્યો.

આવી રીતે જ્યોર્જની રાજ્યનીતિ સફળ થઈ નહિ. વ્હિગની સત્તાનો તે નાશ કરી શક્યો નહિ, અને રાજાની સત્તા સર્વોપરી બનાવવાની અને પ્રધાનોને પોતાને જવાબદાર બનાવવાની તેની ધારણાઓ ધૂળ મળી. તેના જક્કી સ્વભાવને લીધે ઇંગ્લાંડે હમેશને માટે અમેરિકાનાં સંસ્થાનો ગુમાવ્યાં.

## ( ૨ ) અમેરિકાનો સ્વાતંત્ર્ય વિગ્રહ.

**Causes of the War of American Independence.**

ત્રીજા જ્યોર્જના અમલ દરમિયાન અત્યંત મહત્ત્વનો બનાવ અમેરીકાનો સ્વાતંત્ર્ય વિગ્રહ છે. પહેલા જેમ્સ રાજાના વખતથી અંગ્રેજોએ અમેરિકામાં સંસ્થાનો વસાવવાની શરૂઆત કરી હતી. ત્રીજા જ્યોર્જના સમયમાં ઉત્તર અમેરિકામાં પૂર્વ કિનારા ઉપર આવાં ૧૩ સંસ્થાનો હતાં. આ સંસ્થાનો પોતાના આંતરિક વહીવટમાં ઘણે દરજ્જે સ્વતંત્ર હતાં. પરંતુ કેટલીક બાબતોમાં તેમના ઉપર અમુક અંકુશો હતા. આ અંકુશો વધવાથી ત્રીજા જ્યોર્જના સમયમાં તેઓએ ઇંગ્લાંડ સામે બળવો કર્યો. તેનાં કારણો નીચે મુજબ છેઃ—

કારણોઃ-(૧) સપ્તવાર્ષિક વિગ્રહ (Seven Years' War) ને અંતે ઉત્તર અમેરિકામાંથી ફ્રેન્ચ સત્તાનો નાશ

થયો, તેથી સંસ્થાનો તદ્દન નિર્ભય બન્યાં. જ્યાં સુધી ફ્રેન્ચોની બીક તેમને હતી ત્યાં સુધી ઇંગ્લાંડનાં રક્ષણની તેમને જરૂર હતી. (૨) સંસ્થાનો ઉપર શરૂઆતથીજ ઈંગ્લાંડે કેટલાક અંકુશો મૂકયા હતા. "નૌકાયાન"ના કાયદા (Navigation Laws) તેમને લાગુ પાડવામાં આવ્યા હતા, અને સંસ્થાનોએ ઈંગ્લાંડ સિવાય બીજા દેશોનો માલ ખરીદવો નહિ, કેટલીક વસ્તુઓ સંસ્થાનોમાં બનાવવી નહિ, અને ઈંગ્લાંડ સિવાય બીજા દેશો સાથે વેપાર કરવો નહિ, એવી જાતના અંકુશો તેમની ઉપર મૂકવામાં આવ્યા હતા. પણ સામાન્ય રીતે આ અંકુશોનું પાલન કરાવવામાં સખ્તાઈ વાપરવામાં આવતી નહિ, તેથી સંસ્થાનવાસીઓને તે માટે અસંતોષ ન હતો પરંતુ સપ્ત-વાર્ષિક વિગ્રહને અંતે આ બધા નિયમોનો સખ્તાઇથી અમલ કરવામાં આવ્યો, તેથી સંસ્થાનોમાં ઘણો અસંતોષ વ્યાપી રહ્યો હતો. (૩) આ વિગ્રહને અંતે ઇંગ્લાં-ડનું રાષ્ટ્રીય દેવું ઘણું વધી ગયું હતું; અને વિગ્રહમાં મળેલી ફતેહથી સંસ્થાનોને નિર્ભયતાનો અને ફ્રેંચોની હરીફાઈના અભાવનો મોટો લાભ મળ્યો હતો. તેથી જ્યારે ગ્રેન્વીલ ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન થયો, ત્યારે તેણે જાહેર કર્યું કે વિગ્રહના ખર્ચનો ત્રીજો ભાગ તો સંસ્થા-નોએ આપવો જોઇએ, અને તે માટે તેણે પાર્લામેન્ટ પાસે "સ્ટેમ્પ એકટ" (Stamp Act) નામનો કાયદો પસાર કરાવ્યો. આ કાયદામાં દરેક દસ્તાવેજ વગેરે કાય-

દેસરના કાગળો ઉપર સંસ્થાનવાસીઓએ ટીકીટ લગાડવી, અને એ રીતે ઉત્પન્ન થયેલાં નાણાંનો ઉપયોગ સંસ્થાનોનાં રક્ષણ માટે કરવો એમ હતું. પરંતુ આથી સંસ્થાનવાસીઓ ગુસ્સે થયા, અને આ કરની વિરૂદ્ધ પડ્યાં. તેઓએ જાહેર કર્યું કે "પ્રતિનિધિ તો નહિ તો કર નહિ. (No Taxation without Representation)" અને તેની સામે પ્રચંડ ચળવળ શરૂ કરી. આથી ગ્રેન્વીલ પછીના મુખ્ય પ્રધાન રોકીંગહામે આ કર રદ કર્યો. પરંતુ તેની સાથે સ્પષ્ટ રીતે જાહેર કર્યું કે સંસ્થાનો ઉપર કર નાખવાનો અધિકાર ઇંગ્લાંડને છે. ત્યાર બાદ ટાઉન્શેન્ડે ચા, કાચ, અને કાગળ ઉપર જકાત લેવાનો કાયદો કર્યો. આથી સંસ્થાનવાસીઓએ ફરી વાર જબરી ચળવળ ચલાવી. તેથી લોર્ડ નોર્થે બધી ચીજો ઉપરની જકાત કાઢી નાંખી, પણ ઇંગ્લાંડનું સર્વોપરિપણું સિદ્ધ કરવા માટે, અને સંસ્થાનો ઉપર કરો નાખવાનો હક્ક પાર્લામેન્ટને છે એમ સાબીત કરવા માત્ર એકલી ચા ઉપરની જકાત કાયમ રાખી. આથી સંસ્થાનવાસીઓ ઘણા ગુસ્સે થયા. ઈ. સ. ૧૭૭૩ માં તેમાંના કેટલાકે અમેરીકાના દેશી ઇન્ડીયનોનો વેશ પહેરીને બોસ્ટન બંદરમાં પડેલા અંગ્રેજ વહાણો ઉપર ચઢી જઇને અંદરની તમામ ચા સમુદ્રમાં ફેંકી દીધી. આ સમાચાર ઇંગ્લાંડમાં મળતાં જ બોસ્ટન બંદર બંધ કરવામાં આવ્યું, અને મેસેચુસેટસ સંસ્થાનમાં લશ્કરી કાયદો

જાહેર કરવામાં આવ્યો, તેની સનંદ લઈ લેવામાં આવી અને ત્યાંની ધારાસભામાં ઇંગ્લાંડની સરકારે નીમેલા પ્રતિનિધિઓ જ બેસે એવો ઠરાવ કરવામાં આવ્યો. આથી સર્વ સંસ્થાનોના પ્રતિનિધિઓની એક પરિષદ્ ફિલાડેલ્ફીયામાં મળી. આ સભામાં ઇંગ્લાંડે કરેલા કાયદાનો નિષેધ કરવામાં આવ્યો, અને સંસ્થાનો ઉપર કર નાખવાનો ઇંગ્લાંડની પાર્લામેન્ટને અધિકાર નથી એમ જાહેર કરવામાં આવ્યું; તેમ જ સમાધાની કરવા માટે બેન્જામીન ફ્રેંકલીનને વકીલ તરીકે ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો. પરંતુ ત્યાં તેનું અપમાન થયું. આથી સંસ્થાનોએ ઇંગ્લાંડ સામે લડાઈ જાહેર કરી. (ઇ. સ. ૧૭૭૫). આ યુદ્ધ ઘણાં વર્ષો ચાલ્યું. અને ફ્રાંસ, સ્પેન અને બીજાં યુરોપનાં રાજ્યોની મદદથી સંસ્થાનોની જીત થઇ, અને તેઓ સ્વતંત્ર થઇ ગયાં (ઇ. સ. ૧૭૮૨).

## (૩) અમેરીકાનાં સંસ્થાનોનાં સ્વાતંત્ર્ય યુદ્ધ વિષે મોટા અંગ્રેજ મુત્સદ્દીઓનો મત.

**Attitude of leading English statesman-towards the American Question.**

અમેરિકાનાં સ્વાતંત્ર્યના પ્રશ્ન વિષે ઇંગ્લાંડમાં જુદા જુદા પક્ષોમાં ઘણો મતભેદ હતો. એક પક્ષ એમ માનતો કે ઇંગ્લાંડ અને સંસ્થાનો એક બીજાથી જુદાં પડે એમાં

બન્નેને લાભ છે. બીજો પક્ષ સંસ્થાનોને સ્વતંત્રતા આપવાની વિરૂદ્ધ હતો. તે વખતના મહાન્ મુત્સદ્દીઓમાં બર્ક અને પિટ્ટ સંસ્થાનોનો પક્ષ લેતા. મોટો પિટ્ટ હમેશાં કહેતો કે સંસ્થાનવાસીઓની સમંતિ સિવાય ઈંગ્લાંડની પાર્લામેન્ટ તેમની ઉપર કર નાંખી શકે નહિ, અને સંસ્થાનોની લડત વાજબી છે. પણ જ્યારે ફ્રાન્સે સંસ્થાનવાસીઓને મદદ મોકલી, અને ઇંગ્લાંડ સામેનાં યુદ્ધમાં તે જોડાયું, ત્યારે પિટ્ટે લડાઈ ચાલુ રાખવા સમર્થ શબ્દોમાં કહ્યું. તેજ પ્રમાણે બર્કે સ્ટેમ્પ એકટ અને નોર્થની જુલ્મી રાજનીતિનો સખત વિરોધ કર્યો હતો, અને આ તકરારમાં ઇંગ્લાંડે નમતું આપવું જોઇએ એવી તેની માન્યતા હતી. પિટ્ટ અને બર્ક સંસ્થાનો સાથે સમજુતી કરીને તકરારનો અંત લાવવાના મતના હતા. તેમની માફક ફોકસે પણ ઇંગ્લાંડની આ રાજ્યનીતિનો વિરોધ કર્યો હતો. માત્ર રાજા જ્યોર્જ હઠીલો હતો, અને સંસ્થાનોને કોઇપણ જાતનો હક્ક આપવા માગતો ન હતો. મુખ્ય પ્રધાન નોર્થ પણ વ્યાકુળ થઈ ગયો હતો, અને સંસ્થાનોને સ્વતંત્રતા સિવાય બધું આપી દેવા તૈયાર હતો.

## (૪) અમેરીકાનાં સંસ્થાનોના વિજયનાં કારણો.

**Causes of the victory of the American Colonies.**

(૧) ઈંગ્લાંડે અમેરીકામાં મોકલેલાં લશ્કરને સાધ-

નોની તે પૂરી મદદ કરી શક્યું નહિ. (૨) સંસ્થાનવાસીઓના પક્ષમાં ફ્રાંસ, સ્પેન, હોલાંડ અને ડેનમાર્ક ભળ્યાં હતાં, તેથી ઇંગ્લાંડને એકલે હાથે આ બધાં રાજ્યો સાથે લડવું પડ્યું. (૩) અમેરિકામાં મોકલેલાં લશ્કરના સેનાપતિઓ બાહોશ તથા અનુભવી ન હતા. (૪) ઈંગ્લાંડનાં લશ્કરનો ઘણો ભાગ ભાડુતી જર્મન સિપાઈઓનો બનેલો હતો. (૫) સંસ્થાનવાસીઓના સરદાર તરીકે મહાન્ જ્યોર્જ વોશિંગ્ટન હતો. ઈંગ્લાંડમાં તેની જેવો એકે સરદાર ન હતો. (૬) ઈંગ્લાંડના લોકોને આ યુદ્ધ અન્યાયી લાગતું હતું, તેથી તેમનો ટેકો ન હતો. આ બધાં કારણોથી વિગ્રહમાં સંસ્થાનવાસીઓનો વિજય થયો, અને તે સ્વતંત્ર થઈ ગયાં.

## (૫) વિલ્કસનો કેસ.

**Persecution of Wilks.**

જ્યોર્જ ત્રીજાના અમલ દરમિયાન જ્હોન વિલ્કસ પાર્લામેન્ટનો સભ્ય હતો. સપ્તવાર્ષિક વિગ્રહને અંતે થયેલી પારીસની સંધિની ચર્ચા પાર્લામેન્ટમાં ચાલતી હતી, ત્યારે તેણે પોતાના "નોર્થ બ્રિટન" નામનાં પત્રમાં તેની સામે સખત ટીકાઓ કરવા માંડી. પાર્લામેન્ટમાં રાજાએ આ સંધિ કલ્યાણકારી અને ગૌરવવાળી કહી હતી, તેના સંબંધમાં વિલ્કસે પોતાના પત્રના ૪૫ માં અંકમાં લખ્યું કે રાજાનાં મુખમાં અસત્ય મૂકવામાં

આવ્યું છે. આથી રાજા તરફથી તે પત્રના અધિપતિ, મુદ્રક અને પ્રકાશકને પકડવામાં આવ્યા. પરંતુ વિલ્કસ પાર્લામેન્ટનો સભ્ય છે તેથી તેને પકડાય નહિ, એમ કહી ન્યાયાધીશોએ તેને છોડી મૂક્યો. હવે વિલ્કસ ફાટ્યો. તેણે તેને પકડવાનો હુકમ કાઢનારાઓ ઉપર દાવો નોંધાવી ૧૦૦૦ પાઉન્ડની નુકશાની મેળવી. પરંતુ વિલ્કસે એક અશ્લીલ કાવ્ય રચ્યું હતું, તેનો લાભ લઈને રાજાએ તેને પાર્લામેન્ટસાંથી કઢાવી મૂક્યો, અને તેને દેશનિકાલની સજા કરી (ઈ. સ. ૧૭૬૪). ઇ. સ. ૧૭૬૮ માં વિલ્કસ ફ્રાન્સથી પાછો આવ્યો, અને મિડલસેકસ પરગણા તરફથી પાર્લામેન્ટના સભ્ય તરીકે તે ચુંટાયો. હાઉસ ઓફ કોમન્સે તેને સભામાં બેસવા દીધો નહિ, અને રાજાની શીખવણીથી તેને કેદમાં મોકલવામાં આવ્યો; પરંતુ આથી વિલ્કસનું માન વધ્યું; તે દેશનો નેતા થઇ પડ્યો. ત્રણ વખત વિલ્કસ ચુંટાયો, અને ત્રણે વખત તેને પાર્લામેન્ટમાં બેસવા દીધો નહિ. આખરે ઇ. સ. ૧૭૭૪ માં તે ફરીવાર ચુંટાયો, અને થાકીને પાર્લામેન્ટે તેને માન્ય રાખ્યો.

## (૬) ત્રીજા જ્યોર્જનાં પ્રધાનમંડળો.

### (૧૭૬૦ થી ૧૭૮૩ સુધી).

ત્રીજો જ્યોર્જ ગાદીએ આવ્યો ત્યારે સપ્તવાર્ષિક વિગ્રહ ચાલતો હતો, અને ડ્યુક ઓફ ન્યુકેસલ અને

વિલીઅમ પિટ્ટ, અર્લ ઑફ ચેથામનું પ્રધાનમંડળ હતું. વિગ્રહ દરમિયાન ફ્રાન્સ અને સ્પેને કોલકરાર કર્યા હતા. આ કરારથી બન્ને રાજ્યોએ એક બીજાને મદદ કરવાનું વચન આપ્યું હતું. આ કરાર "કૌટુમ્બિક કરાર" ( Family Campact ) કહેવાય છે. આથી પિટ્ટે સ્પેન સાથે યુદ્ધ જાહેર કરવાની રાજા પાસે માગણી કરી; પણ રાજાએ તે સ્વીકારી નહિ તેથી પિટ્ટે રાજીનામું આપ્યું. ( ઈ. સ. ૧૭૬૧ ). ત્યાર પછી થોડા વખતમાં ન્યુકેસલે પણ રાજીનામું આપ્યું.

ત્યારબાદ ત્રીજા જ્યોર્જે વ્હિગ સત્તાનો નાશ કરવાની પોતાની રાજ્યનીતિનો અમલ કરવા માટે લૉર્ડ બ્યૂટને મુખ્ય પ્રધાન બનાવ્યો. હવે ટોરી પક્ષ સત્તામાં આવ્યો. બ્યૂટે લાંચ રૂશ્વતનો ઉપયોગ કરીને પાર્લામેન્ટમાં બહુમતિ મેળવી. ત્યાર પછી તેણે પારીસની સંધિ કરીને સપ્તવાર્ષિક વિગ્રહનો અંત આણ્યો. ( ઇ. સ. ૧૭૬૩ ). પરંતુ આ સંધિ ઇંગ્લાંડના લોકોને ઘણી શરમ ભરેલી લાગવાથી પ્રજામત બ્યૂટની વિરૂદ્ધ ઉશ્કેરાઈ ગયો. આથી તેણે ઈ. સ. ૧૭૬૩ માં રાજીનામું આપ્યું.

બ્યૂટનાં રાજીનામાં પછી ગ્રેન્વીલ મુખ્ય પ્રધાન થયો. તેણે અમેરિકાનાં સંસ્થાનો ઉપર કર નાંખવા માટે "સ્ટેમ્પ એક્ટ" નો કાયદો પસાર કરાવ્યો. આથી તેની વિરૂદ્ધ અમેરિકામાં જબરો પોકાર ઉઠ્યો. વળી

તેણે રાજાની શીખવણીથી વિલ્કસ ઉપર ગેરકાયદેસર રીતે કામ ચલાવ્યું, અને તેને પાર્લામેન્ટમાં બેસવા દીધો નહિ. તેથી તે બહુ અપ્રિય થઇ પડ્યો. ઈ. સ. ૧૭૬૫ માં રાજા માંદો પડ્યો, એટલે તેની માંદગી દરમિયાન "રાજ્યરક્ષકોની કાઉન્સિલ" ( Regency Council ) નીમવામાં આવી. આ કાઉન્સિલમાં રાજાની માને ગ્રેન્વીલે નીમી નહિ, તેથી રાજા સાજો થયો ત્યારે તેને રજા આપી, અને રોકીંગહામને મુખ્ય પ્રધાન બનાવ્યો ( ઈ. સ. ૧૭૬૫ )

રોકીંગહામે "સ્ટેમ્પ એકટ" રદ કર્યો; પરંતુ એ નબળો હતો અને વ્હિગ હતો તેથી રાજાએ થોડા વખતમાંજ તેને રજા આપી. ( ઈ. સ. ૧૭૬૬ ).

ત્યારપછી પિટ્ટને રાજાએ ફરીવાર મુખ્ય પ્રધાન બનાવ્યો. પરંતુ તે હવે વૃદ્ધ થઇ ગયો હતો અને માંદો રહેતો, તેથી કામકાજમાં ધ્યાન આપી શકતો નહિ. તેની ગેરહાજરીમાં ટાઉન્શેન્ડે અમેરિકાના સંસ્થાનો ઉપર કર નાંખવાનો કાયદો પસાર કર્યો. પિટ્ટ આની વિરૂદ્ધ હતો તેથી તેણે રાજીનામું આપ્યું ( ઈ. સ. ૧૭૬૮ ).

પિટ્ટ પછી ગ્રેફ્ટન મુખ્ય પ્રધાન થયો. તેણે સંસ્થાનો ઉપર નાંખેલી ચા સિવાયની તમામ જકાત કાઢી નાંખી. પરંતુ તે અપ્રિય થઇ પડ્યો હતો, તેથી ઈ. સ. ૧૭૭૦ માં તેણે રાજીનામું આપ્યું.

ગ્રેફ્ટન પછી રાજાનો માનીતો લોર્ડ નોર્થ મુખ્ય પ્રધાન થયો. તેના અમલમાં રાજા આપખુદ થઈ પડ્યો. ટોરીપક્ષની પાર્લામેન્ટમાં બહુમતિ થઈ, અને વ્હિગ સત્તાનો નાશ થયો. નોર્થ કાર્યકુશળ હોવાથી તેનું પ્રધાનમંડળ બાર વર્ષ સુધી ચાલ્યું. તેના અમલ દરમિયાન હિન્દુસ્તાનનું રાજ્યતંત્ર સુધારવા માટે "રેગ્યુલેટીંગ એક્ટ" નો કાયદો પસાર કરવામાં આવ્યો. આયર્લેન્ડના પ્રોટેસ્ટંટોને કેટલીક છૂટ આપવામાં આવી. એના અમલમાં સૌથી મહત્ત્વનો બનાવ અમેરિકાના સ્વાતંત્ર્ય વિગ્રહનો હતો. આ વિગ્રહ ઈ. સ. ૧૭૭૫ થી ૧૭૮૨ સુધી ચાલ્યો; તેમાં ઈંગ્લાંડનો પરાજય થયો, અને સંસ્થાનો સ્વતંત્ર થઈ ગયાં, આથી તેને રાજીનામું આપવાની ફરજ પડી (ઇ. સ. ૧૭૮૨).

ત્યાર પછી રાજાએ રોકીંગહામને ફરી વાર મુખ્ય પ્રધાન બનાવ્યો. તેણે ચાર્લ્સ જેમ્સ ફોક્સ અને શેલબર્નને પ્રધાનમંડળમાં લીધા હતા. તેના અમલમાં કેટલાક અગત્યના કાયદા પસાર કરવામાં આવ્યા. પરંતુ ઇ. સ. ૧૭૮૩ માં રોકીંગહામનું મરણ થતાં આ પ્રધાન મંડળનો અંત આવ્યો.

ત્યાર પછી શેલબર્ન મુખ્ય પ્રધાન થયો. અર્લ ઓફ ચેથામનો બીજો પુત્ર વિલિયમ પિટ્ટ આ પ્રધાનમંડળમાં ખજાનચી હતો. આ પ્રધાનમંડળની સામે વ્હિગ પક્ષના

નેતા ફોકસ અને ટોરી પક્ષના નેતા નોર્થે સંપ કરીને તેને ગબડાવી પાડયું (ઇ. સ. ૧૭૮૩).

ત્યાર બાદ ડયુક ઓફ પોર્ટલેન્ડ મુખ્ય પ્રધાન થયો, પરંતુ ખરી સત્તા ફોકસ અને નોર્થના હાથમાં હતી. ફોકસે હિંદનો રાજ્યવહિવટ સુધારવા માટે ઈંડીઆ બીલ પાર્લામેંટ સમક્ષ રજુ કર્યું: પરંતુ રાજા આ બીલની વિરૂદ્ધ હોવાથી તે પસાર થઈ શકયું નહિ. આથી આ પ્રધાનમંડળે રાજીનામું આપ્યું. હવે રાજાએ વિલિયમ પિટ્ટને મુખ્ય પ્રધાન બનાવ્યો. (ઈ. સ. ૧૭૮૩).

## (૭) ફ્રાંસનો રાજ્યવિપ્લવ.

**Causes of the French Revolution.**

(અ) કારણો:-ઇ. સ. ૧૭૮૯માં ફ્રાંસમાં મોટો રાજ્યવિપ્લવ થયો, તેનાં કારણો નીચે પ્રમાણે હતાં:—

(૧) છેલ્લાં ૨૦૦ વર્ષથી ફ્રાંસનો રાજ્યવહિવટ સડેલો, અન્યાયી અને જુલમી થઇ ગયો હતો. ચૌદમા લુઈ રાજા પછી રાજસત્તા તદ્દન નબળી પડી ગઈ હતી. રાજાઓ વિલાસી, મોજશોખી અને ઉડાઉ હતા. રાજા અને તેના ખુશામતિઆઓના ખર્ચાળુ સ્વભાવને લીધે, અને આગલાં યુદ્ધોમાં થયેલા પુષ્કળ ખર્ચને લીધે રાજ્યની તિજોરી ખાલી થઈ ગઈ હતી. આથી લોકો ઉપર ભારે કરો નાંખવાની જરૂર પડી હતી. જેને પરિણામે લોકોમાં અસંતોષ ફેલાયો હતો.

(૨) ફ્રાંસમાં અમીરોનું જોર ઘણું હતું. તેમને ઘણી છૂટો અને હક્કો હતા. રાજ્યમાં તમામ મોટા હોદ્દાઓ ઉપર અમીરો જ નિમાતા. તેઓ પોતાના આશ્રિત ખેડુતો ઉપર ઘણો જુલમ કરતા હતા. તેમને નીચોવી નાખી તેમના ઉત્પન્નનો ઘણો ખરો ભાગ તેઓ લઇ લેતા, અને ખેડુતોને પોતાનું ગુજરાન ઉપજના માત્ર ૧/૫ ભાગ ઉપર ચલાવવું પડતું. અમીરોને રાજ્યના કોઈ પણ કરો આપવા પડતા નહિ. બધા કરો ગરીબ પ્રજા ઉપરજ પડતા.

(૩) અમીરોની માફક ધર્મગુરૂઓ પણ રૈયતને કનડતા હતા. તેઓ પ્રજા ઉપર ધાર્મિક કરો નાખતા. તેઓ પોતે અમીરોની માફક રાજ્યના કરોથી મુક્ત હતા. તેઓ પૈસાદાર અને વિલાસી થઇ ગયા હતા. તેમનાં ખરાબ વર્તનને માટે લોકોમાં તેમના તરફ તિરસ્કાર થઇ ગયો હતો.

(૪) દેશની ગરીબ પ્રજાને સર્વ પ્રકારનો જુલમ સહન કરવો પડતો. બધી જાતના કરો તેમનેજ માથે પડતા. ફકત મધ્યમવર્ગ સારી સ્થિતમાં હતો.

(૫) આવી સ્થિતિમાં વોલ્ટેર, રૂસો વગેરે લેખકોએ પોતાના લેખોથી દેશમાં અપૂર્વ જાગ્રતિ ઉત્પન્ન કરી. વોલ્ટેરે વિચારસ્વાતંત્ર્ય ઉપર ભાર મૂકયો અને ધર્મ-ગુરૂઓનાં વિસાસી જીવન અને દુરાચરણ ઉપર સખત ટીકાઓ કરી. રૂસોએ સમાનતા, બંધુત્વ અને સ્વાતંત્ર્યના ઉપદેશ દેવા શરૂ કર્યા.

(૬) થોડા સમય પહેલાંજ અમેરિકાનાં સંસ્થાનોએ ઈંગ્લાંડના જુલમની સામે થઇને સ્વતંત્રતા મેળવી હતી. તેમાં ફ્રાન્સે તેમને મદદ કરી હતી. સંસ્થાનવાસીઓના સ્વાતંત્ર્યના વિચારોની અસર ફ્રાન્સમાં પણ થઇ.

આ બધાં કારણોથી ફ્રેન્ચ પ્રજામાં જાગ્રતિ આવી ગઈ હતી. તેવામાં ઇ. સ. ૧૭૮૮ માં પડેલા મોટા દુકાળથી દેશની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઈ. પણ સરકાર પ્રજાને દુકાળની આફતમાં કાંઈ મદદ કરી શકી નહિ. તેથી લોકોએ રાજ્યસત્તા સામે બળવો કર્યો (ઇ. સ. ૧૭૮૯).

## (બ) ફ્રેન્ચ રાજ્યવિપ્લવનો અહેવાલ.

## Account of the French Revolution.

શરૂઆતમાં રાજા લુઇ ૧૬ માએ નાણાં મેળવવાની આશાથી પાર્લામેન્ટ બોલાવી. ૧૭૫ વર્ષ પછી મળેલી આ સભાએ દેશનો વહિવટ પોતાને હસ્તક લઈ લીધો. અને તેમાં મોટા ફેરફારો કર્યા. પ્રજાએ બાસ્ટિલના ભયંકર કિલ્લા ઉપર હુમલો કરીને તે કબજે કર્યો. ઈ. સ. ૧૭૯૨ માં ઓસ્ટ્રીઆ અને પ્રશિઆએ લુઇને મદદ કરવા લશ્કરો મોકલ્યાં. પરંતુ તેમની હાર થઇ. લુઇને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, અને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરવામાં આવ્યું; તેમજ રાજકુટુંબને કેદ કરવામાં આવ્યું. ઇ. સ. ૧૭૯૩ માં લુઇ અને તેની રાણીનો શિરચ્છેદ કર-

વામાં આવ્યો. ત્યારપછી હુલ્લડખોરોના જુદા જુદા પક્ષો સત્તા માટે માંહોમાંહે લડવા લાગ્યા. દેશના સર્વ કાયદાઓને છાંડી મૂકવામાં આવ્યા, અને દેશમાં આસુરી સત્તા જામી. નિર્દોષ સ્ત્રીપુરૂષોનાં લોહીથી ફ્રાન્સની જમીન પલળી ગઇ. સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવને નામે તેઓએ વિરોધીઓને ભુંડે હાલે મારવા માંડ્યા. અમીરો અને ધર્મગુરૂઓને શોધી શોધીને મારી નાંખવામાં આવ્યા. આમાંના ઘણા બીજા દેશોમાં નાસી ગયા. તેમની મીલકત જપ્ત કરવામાં આવી. છેવટે રાજ્યકારભાર ધારાસભાએ નીમેલી "ડીરેક્ટરી" નામની કમીટીના હાથમાં આવ્યો. પણ તેનો કારભાર નબળો નિવડવાથી, ત્રણ "કોન્સલ"ને મુખ્ય અધિકારી નીમવામાં આવ્યા. આ કોન્સલોમાં ઓસ્ટ્રીયાની સામે મહાન્ વિજય મેળવનાર નેપોલીયન બોનાપાર્ટ મુખ્ય હતો. તે પહેલો કોન્સલ બન્યો, અને છેવટે શહેનશાહપદ ધારણ કરીને ગાદીએ બેઠો (ઈ. સ. ૧૮૦૪).

### (ક) ફ્રેન્ચ રાજ્યવિપ્લવની ઇંગ્લાંડ ઉપર અસર.

### Attitude of English Statesmen towards the French Revolution.

ફ્રેન્ચ રાજ્યવિપ્લવથી ઇંગ્લાંડમાં જુદી જુદી અસર થઇ. શરૂઆતમાં તો વ્હિગ પક્ષને આથી આનંદ થયો. ફ્રેન્ચ લોકો સ્વતંત્ર થાય, અને આપખુદ અમલનો નાશ કરે તેને માટે તેમને ઘણી સહાનુભૂતિ હતી. ઇંગ્લાંડમાં

કેટલીક સભાઓ સ્થપાઈ, અને લોકોમાં વિપ્લવના સમાચાર પ્રસરાવવા લાગી. લોકોમાં પણ આવેશ આવ્યો અને તેમને પાર્લામેન્ટમાં સુધારા કરવાની ઇચ્છા થઇ. વ્હિગ પક્ષના નેતા ફોકસે તો ફ્રાન્સના વિપ્લવનાં ભારોભાર વખાણ કર્યાં. પરંતુ બર્કનો મત જુદોજ હતો. તેણે ફ્રેંચ રાજ્યક્રાન્તિ એ ઘણો અનિષ્ટ બનાવ બન્યો છે એમ જાહેર કર્યું. તેણે "ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ સંબંધના વિચારો" નામનાં પુસ્તકમાં ફ્રાન્સમાં સ્વાતંત્ર્યને નામે ચાલેલી લૂંટ, હત્યા અને અનાચાર તરફ મોટો વિરોધ જાહેર કર્યો. બર્કનાં પુસ્તકની ગંભીર અસર થઇ.

ટોરી પક્ષનો આગેવાન અને ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન પિટ્ હતો. તેણે પોતાનો વિચાર જાહેર કર્યો નહિ, અને શરૂઆતમાં તે તટસ્થ રહ્યો. પરંતુ પાછળથી તેના વિચારો બર્કના જેવા થયા, અને તેણે ફ્રાન્સની જેવો ઈંગ્લાંડમાં રાજ્યવિપ્લવ ન થાય તે માટે જુલ્મી રજ્યનીતિ ધારણ કરી, અને પ્રજાની ચળવળો દાબી દેવા માટે સખત કાયદાઓ કર્યા.

ફ્રાન્સમાં હુલ્લડખોરોએ કરેલા અમાનુષી અત્યાચારોથી ઇંગ્લાંડનો વ્હિગ પક્ષનો મત પણ રાજ્યક્રાન્તિની વિરૂદ્ધ થઈ ગયો. તોપણ ફોકસ અને તેના મુઠ્ઠીભર અનુયાયીઓએ પોતાનો મત બદલ્યો નહિ, તેથી તેઓ લોકોમાં અપ્રિય થઇ ગયા, અને લોકોએ પિટ્ને સંપૂર્ણ ટેકો આપ્યો.

## (ડ) ફ્રેંચ રાજ્યવિપ્લવની પિટ્ટની રાજ્યનીતિ ઉપર અસર.

ફ્રાન્સમાં રાજ્યવિપ્લવ થયો, ત્યારે ઇંગ્લાંડમાં મુખ્ય પ્રધાન પિટ્ટ હતો. તેણે આ વિપ્લવ માટે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો નહિ અને તટસ્થ રહ્યો. તે ઇંગ્લાંડના વેપારની વૃદ્ધિ અને આર્થિક ઉન્નતિ કરવાનાં કામમાં તલ્લીન થઈ ગયો હતો. અને રાજ્યક્રાન્તિ થયા પહેલાં તેણે ફ્રાન્સ સાથે ખુલ્લા વેપારસંબંધની એક સંધિ કરી હતી (ઇ. સ. ૧૭૮૬). પરંતુ જ્યારે ફ્રાન્સની ક્રાન્તિની ખરાબ અસરો ઇંગ્લાંડમાં પણ તેને દેખાવા લાગી, ત્યારે તેણે પોતાની રાજ્યનીતિ બદલી, અને તેની અનિષ્ટ અસરોને ઇંગ્લાંડમાં દાબી દેવા માટે તેણે જુલ્મી કાયદાઓ કર્યાં. સને ૧૭૯૩ માં "એલીઅન એક્ટ" પસાર કરીને પરદેશી લોકો ઉપર દેખરેખ રાખવાનો અને જરૂર પડે તો તેમને દેશપાર કરવાનો અધિકાર સરકારને આપ્યો. તેજ વરસે તેણે રાજદ્રોહી પત્રવ્યવહાર સંબંધનો એક કાયદો કરીને તેવા પત્રવ્યવહાર ઉપર અંકુશ મૂક્યા; અને સને ૧૭૯૪ માં તેણે હેબીઅસ કોરપસ એક્ટ તહકુબ રાખ્યો. સને ૧૭૯૫ માં સભાબંધીનો કાયદો પસાર કર્યો, અને પાર્લામેન્ટના સુધારાનું બિલ આવ્યું હતું તેનો વિરોધ કર્યો. આવીરીતે જુલ્મી કાયદાઓ કરીને પિટ્ટે રાજ્યક્રાન્તિમાંથી દેશનો બચાવ કર્યો.

પરદેશોની બાબતમાં પિટ્ટ વોલ્પોલના મતનો હતો. અને ત્યાંસુધી સુલેહશાંતિ જાળવી રાખવી, અને ખુલ્લા વેપારનો સંબંધ યુરોપના બીજા દેશો સાથે બાંધવો એવો તેનો મત હતો. પોતાના આ મત મુજબ ફ્રાન્સની રાજ્યક્રાંતિ પહેલાં તેણે ફ્રાન્સ, આયર્લેન્ડ, હોલેન્ડ, પ્રશિઆ વગેરે દેશોનો ખુલ્લો વેપાર કરવા માટે એક મિત્રસંઘ બનાવ્યો હતો. પરંતુ ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ થયા પછી તેને યુદ્ધની નીતિનું અવલંબન કરવાની જરૂર પડી, અને તેનાં મરણ સુધી ફ્રાંસ સાથે તેણે યુદ્ધ ચાલુ રાખ્યું. પરંતુ આ કાર્યમાં તેને યશ પ્રાપ્ત થયો નહિ. તેનું મુખ્ય કારણ તે તેના પિતાની જેવો યુદ્ધ-મંત્રી નહતો એજ હતું.

## (૮) ફ્રાન્સ સાથે વિગ્રહ.

### Causes of the Revolutionary Wars.

( ઈ. સ. ૧૭૯૩ થી ૧૮૦૨ )

ઈ. સ. ૧૭૮૯ માં ફ્રાંસમાં રાજ્યવિપ્લવ થયો, અને ત્યાંના રાજા ૧૬ મા લુઈને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, ત્યારે તેને મદદ કરવા માટે ઓસ્ટ્રીઆ અને પ્રશિઆનાં રાજ્યોએ ફ્રાંસ સામે લડાઇ જાહેર કરી હતી. પણ તેમાં ઇંગ્લાંડ ભળ્યું નહતું. પિટ્ટે તો ફ્રાંસ સાથે વેપારની સંધિ કરી હતી. પરંતુ થોડા સમયમાં જ ઇંગ્લાંડને આ વિગ્રહમાં ભાગ લેવાની ફરજ પડી. તેનાં કારણો નીચે મુજબ હતાં:—

(૧) ઈ. સ. ૧૭૯૨ માં ફ્રાંસના રાજા અને રાણીનો ક્રાંતિકારોએ વધ કર્યો. આથી આખા યુરોપમાં હાહાકાર થઈ રહ્યો. (૨) ફ્રેંચ પ્રજાએ યુરોપની સર્વ પ્રજાઓને તેમના દેશોમાં ફ્રાન્સની જેવી રાજ્યક્રાન્તિ કરવાનો સંદેશ આપ્યો, અને જે પ્રજા પોતાના રાજા વિરૂદ્ધ શસ્ત્ર લઈ ઉઠે, તેને સહાય આપવાનું વચન આપ્યું. (૩) ફ્રેંચ લશ્કરે ઓસ્ટ્રીઆના તાબાનો નેધરલેન્ડઝ પ્રદેશ જીતી લઈને શેલ્ટ નદીમાં હરેક દેશને વહાણો લાવવાની રજા આપી. આથી પૂર્વે થયેલી સંધિનો ફ્રેંચોએ ભંગ કર્યો, અને ઈંગ્લાંડ અને હોલેન્ડના વેપારને ફટકો માર્યો. આ કારણોથી પિટ્ને પોતાની સુલેહની નીતિ બદલવાની ફરજ પડી. ત્યાં તો ફ્રાન્સેજ ઈંગ્લાંડ સામે વિગ્રહ જાહેર કર્યો.

આ વિગ્રહમાં ઓસ્ટ્રીઆ અને પ્રશિઆ તો ઈ. સ. ૧૭૯૨ થી ફ્રાન્સ સામે લડી રહ્યાં હતા. ઈ. સ. ૧૭૯૩ માં તેમાં સ્પેન અને હોલેન્ડ ભળ્યાં, અને ત્યાર પછી ઈંગ્લાંડ પણ તેમાં જોડાયું. એટલે ફ્રાન્સ સામે આ સર્વ રાજ્યોનો મોટો મિત્ર સંઘ બન્યો. ઈંગ્લાંડે આ સંઘને નાણાંની મદદ કરવાનું માથે લીધું. પરંતુ આ બળવાન સંઘ ફ્રાન્સની સામે ફાવી શક્યો નહિ. ફ્રાન્સના લશ્કરનો સેનાપતિ નેપોલીઅન બોનાપાર્ટ યુદ્ધકળામાં ઘણોજ નિપુણ હતો. તેણે ઓસ્ટ્રીઆને હરાવીને સંધિ કરવાની ફરજ પાડી. હોલેન્ડ અને સ્પેન ફ્રાન્સજોડે

મળી ગયાં. ત્યાર પછી નેપોલીઅને ઈજીપ્ટ ઉપર ચઢાઇ કરીને તે દેશ જીતી લીધો. પણ નાઈલ નદીનાં મુખ પાસે દરીઆઈ યુદ્ધમાં ફ્રેંચ કાફલાની હાર થઇ. આનો લાભ લઇને પિટ્ટે ઇંગ્લાંડ, રશિઆ, ઓસ્ટ્રીઆ અને તુર્કસ્તાનનો ફરીથી સંઘ બનાવ્યો. પણ નેપોલીઅને ઓસ્ટ્રીઆને સખ્ત હાર આપી, અને સંધિ કરવાની ફરજ પાડી. આ રીતે આ સંઘ તુટી ગયો. આ દરમિયાન પિટ્ટે રાજીનામું આપ્યું હતું. એટલે તેની પછી આવેલા મુખ્ય પ્રધાન એડિંગ્ટને ઈ. સ. ૧૮૦૨માં ફ્રાન્સ સાથે આમિયાં ( Amiens ) ની સંધિ કરી. આ રીતે ફ્રાંસ સાથેના વિગ્રહના પ્રથમ વિભાગનો અંત આવ્યો.

### ફ્રાન્સ સાથે વિગ્રહ (ઇ. સ. ૧૮૦૪–૧૮૦૮).

ઈ. સ. ૧૮૦૨ માં થયેલી આમિયાંની સંધિની સરતો કોઇ રાજ્યે પાળી નહિ, તેથી ફ્રાન્સ સાથે ફરી વાર વિગ્રહ શરૂ થયો ( ઈ. સ. ૧૮૦૪). પિટ્ટ ફરી વાર મુખ્ય પ્રધાન થયો હતો. તેણે ઈંગ્લાંડ, રશિયા, પ્રશિયા અને ઓસ્ટ્રીઆનો સંઘ બનાવ્યો, પરંતુ નેપોલીઅને રશિઆ અને ઓસ્ટ્રીઆનાં સૈન્યને ઓસ્ટરલીટ્ઝનાં યુદ્ધમાં સખ્ત હાર આપી (ઈ. સ. ૧૮૦૫). આ સમાચાર સાંભળીને પિટ્ટને એટલો આઘાત લાગ્યો કે તે થોડા વખતમાં મરણ પામ્યો. સમુદ્ર ઉપર નેપોલીયન ફાવ્યો નહિ. ઈંગ્લાંડ ઉપર ચઢાઈ કરવા માટે મોટો કાફલો તેણે

તૈયાર કર્યો હતો, પરંતુ તે તેમ કરી શકયો નહિ. ઈંગ્લીશ ચેનલમાંથી ઈંગ્લાંડના કાફલાને ખસેડવા માટે તેણે યુક્તિ કરી. પરંતુ ટ્રાફાલગર પાસે તેના કાફલાને નેલ્સને હરાવ્યો. (ઈ. સ. ૧૮૦૫). આ યુદ્ધમાં નેલ્સન માર્યો ગયો. ત્યાર પછી નેપોલીઅને પ્રશિઆના લશ્કરને સખ્ત હાર આપીને તે દેશ કબજે કર્યો; અને ઈંગ્લાંડને હંફાવવા માટે તેની સાથેનો બધો વેપાર બંધ કરવાનાં બર્લિનથી ફરમાનો કાઢ્યાં. ઈ. સ. ૧૮૦૭ માં રશિઆએ નેપોલીઅન સાથે સંધિ કરી એટલે આ સંઘનો અંત આવ્યો.

## દ્વિપકલ્પનો વિગ્રહ (ઈ. સ. ૧૮૦૮–૧૮૧૪)

ઈ. સ. ૧૮૦૮ માં સ્પેન અને પોર્ટુગાલના દ્વિપકલ્પની ઉપર ફ્રેંચોએ ચઢાઈ કરી. અને તેનો બચાવ કરવાની ઈંગ્લાંડને જરૂર પડી, તેનાં કારણો નીચે મુજબ છે

(૧) નેપોલીઅને ઈંગ્લાંડ સાથેનો વેપાર બંધ કરવા માટે બર્લિનથી ફરમાનો કાઢયાં હતાં તેનો અમલ કરવાની પોર્ટુગાલે ના પાડી. આથી નેપોલીઅને ગુસ્સે થઇ તેની ઉપર ચઢાઈ કરી. તેણે પોર્ટુગાલના રાજાને પદભ્રષ્ટ કરીને પોતાના એક ભાઈને ત્યાંનો રાજા બનાવ્યો. ત્યાર પછી સ્પેનના રાજાને યુક્તિ પ્રયુક્તિથી સમજાવીને તેની પાસે ગાદીત્યાગ કરાવ્યો, અને ત્યાં પણ તેણે પોતાના બીજા ભાઇને ગાદીએ બેસાડ્યો. આથી સ્પેનની પ્રજાએ બળવો કર્યો. નેપોલીઅનને જમીન ઉપર

હંફાવવા માટે ઇંગ્લાંડે આ બન્ને દેશોને નાણાંની મદદ કરી, અને તેને મદદ કરવા માટે લશ્કર મોકલ્યું.

આ વિગ્રહમાં નેપોલીઅન યુરોપમાં યુદ્ધો કરવામાં, અને રશિઆ ઉપર ચઢાઈ કરવામાં ગુંથાએલો હોવાથી તેનાં લશ્કરોની હાર થઇ; અને અંગ્રેજ સેનાપતિ વેલિંગ્ટને ફ્રેન્ચોને પોર્ટુગાલ અને સ્પેનમાંથી હાંકી કાઢયા. યુરોપમાં રશિઆની ચઢાઇમાં ફ્રેન્ચ લશ્કર ભૂખ, ટાઢ અને રોગથી તથા રશિયનોના હુમલાથી નાશ પામ્યું. નેપોલીયનનું બળ આથી ઓછું થઈ ગયું. પ્રશિઆ અને ઓસ્ટ્રીઆનાં રાજ્યોએ તેની સામે ફરીવાર લડાઈ શરૂ કરી, અને લીપ્‍ઝીકનાં યુદ્ધમાં નેપોલીઅનને હરાવ્યો. ત્યારપછી મિત્રરાજ્યોએ પારીસ લીધું, અને નેપોલીઅનને ગાદીત્યાગ કરવાની ફરજ પાડી. અને તેને એલ્બા નામના ભૂમધ્યસમુદ્રમાં આવેલા એક નાના ટાપુ ઉપર મોકલવામાં આવ્યો. ફ્રાન્સની ગાદી ઉપર ૧૬ મા લુઈ રાજાના ભાઇને બેસાડવામાં આવ્યો (ઈ. સ. ૧૮૧૪).

## ફ્રાન્સ સાથે ફરીવાર વિગ્રહ. (ઈ. સ. ૧૮૧૫).

નેપોલીઅનને એલ્બામાં રહેવાની ફરજ પાડવામાં આવી હતી. પણ તે ત્યાંથી નાસી જઇને ફ્રાન્સમાં આવ્યો. ફ્રેંચ પ્રજા અને લશ્કર તેને મળી ગયાં. આથી મિત્રરાજ્યોએ તેની સામે લડાઇ જાહેર કરી. નેપોલીઅને બેલ્જીઅમ ઉપર ચઢાઇ કરી, પણ વોટર્લુની લડાઈમાં

ઈંગ્લાંડ અને પ્રશિઆનાં સંયુક્ત લશ્કરોએ તેને હરાવ્યો (ઇ. સ. ૧૮૧૫). નેપોલીઅન અંગ્રેજોને શરણે આવ્યો. તેને સેન્ટ હેલીનાના ટાપુમાં રાજકેદી તરીકે મોકલવામાં આવ્યો. આ રીતે આ લાંબા વિગ્રહનો અંત આવ્યો.

## ટ્રાફાલ્ગરનાં દરિયાઈ યુદ્ધની અગત્યતા.

## Importance of the Battle of Trafalgar.

ઈ. સ. ૧૮૦૨માં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે થયેલી આમિઆંની સંધિની શરતો કોઈ પક્ષે પાળી નહિ, તેથી ઇ. સ. ૧૮૦૪ માં તે બે દેશો વચ્ચે ફરી વિગ્રહ શરૂ થયો. નેપોલીઅનનો વિચાર ઈંગ્લાંડ ઉપર ચઢાઈ કરવાનો હતો, તેથી તેણે બુલોન બંદરે મોટો કાફલો તૈયાર કર્યો હતો; પરંતુ ઇંગ્લીશ કાફલો જ્યાં સુધી ચેનલમાં હતો, ત્યાં સુધી ઈંગ્લાંડ ઉપર ચઢાઇ કરવાનું અશક્ય હતું; તેથી નેપોલીઅને તે કાફલાને ત્યાંથી ખસેડવા માટે એક યુક્તિ કરી. સ્પેન અને ફ્રાન્સ બન્ને મળી ગયાં હતાં, એટલે નેપોલીઅને એવી યોજના કરી કે ફ્રાન્સનાં દક્ષિણ કિનારાનાં બંદર ટુલોનનો ફ્રેંચ કાફલો સ્પેનનાં કેડીઝ બંદરના કાફલા સાથે મળીને અમેરિકાના વેસ્ટ ઇંડીઝ ટાપુઓ તરફ જાય. પરંતુ ફિનિસ્ટરની ભૂશિર પાસે તે કાફલાને હરાવવામાં આવ્યો. એટલે ફ્રેંચ કાફલો કેડીઝમાં પાછો ગયો. આ અરસામાં બ્રેસ્ટ બંદરથી આવતા ફ્રેંચ કાફલાને નેલ્સનની સરદારી નીચે અંગ્રેજ

કાફલો ટ્રાફાલ્ગર પાસે મળ્યો. બન્ને કાફલાઓ વચ્ચે દારૂણ યુદ્ધ જામ્યું. તેમાં ફ્રેન્ચ કાફલાની હાર થઇ; તેની ૧૯ મનવારો અંગ્રેજોએ કબજે કરી. આ યુદ્ધમાં નેલ્સન ઘવાયો અને મૃત્યુ પામ્યો (ઇ. સ. ૧૮૦૫). આ યુદ્ધથી નેપોલીઅનનાં નૌકાબળને સખત ફટકો લાગ્યો, અને તેની પડતીની શરૂઆત થઈ. સમુદ્ર ઉપર ઇંગ્લાંડનું બળ સર્વોપરિ થયું, અને ઇંગ્લાંડ ઉપર ચઢાઈ કરવાની આશા નેપોલીઅનને છોડી દેવી પડી.

## વોટર્લૂનાં યુદ્ધની અગત્યતા.

## Importance of the Battle of Waterloo.

નેપોલીઅન એલ્બા ટાપુમાંથી નાસીને ફ્રાન્સમાં આવ્યો ત્યારે ફ્રાંસની પ્રજા અને લશ્કર તેને મળી ગયાં. આથી ઓસ્ટ્રીઆ, પ્રશિયા અને ઈંગ્લાંડે ફ્રાંસ ઉપર ચઢાઇ કરી. નેપોલીઅને બેલ્જીયમ ઉપર ચઢાઈ કરી. પ્રથમ તેણે બ્લુશરની સરદારી નીચેનાં પ્રશિયાનાં લશ્કરને લીગ્ની આગળ, અને વેલીંગ્ટનની સરદારી નીચેનાં અંગ્રેજ લશ્કરને કાત્રબ્રા પાસે હરાવ્યાં. પરંતુ હારેલાં બન્ને લશ્કરો ભેળાં થઈ ગયાં, અને તેમણે વોટર્લૂની લડાઈમાં નેપો-લીઅનને સખ્ત હાર આપી. નેપોલીયન અંગ્રેજોને શરણે ગયો. આ યુદ્ધથી (૧) ફ્રાન્સ સાથેના વિગ્રહનો અંત આવ્યો, અને નેપોલીઅનની સત્તાનો નાશ થયો. યુરોપનાં રાજ્યોને તેની બીક જતી રહી. (૨) હોલાંડ અને

બેલજીયમ બન્ને એકત્રિત થઈ ગયાં, અને તે નેધરલેન્ડઝ તરીકે ઓળખાવા લાગ્યું. (૩) પ્રશિઆનાં રાજ્યનો વિસ્તાર વધ્યો. (૪) ઈંગ્લાંડની મહત્તા અને બળ વધ્યાં, અને તેને હિન્દુસ્તાન, ઓસ્ટ્રેલીઆ અને દક્ષિણ આફ્રિકામાં કેટલાક મુલકો મળ્યા.

## બાર્લિન ડીક્રીઝ અને ઓર્ડર્સ ઇન કાઉન્સિલ.

## Berlin Decrees and Orders in Council.

ઈંગ્લાંડની સમુદ્ર ઉપરની સત્તાનો આધાર તેના મોટા વેપાર ઉપર હતો. તેથી નેપોલીઅને તેના વેપારનો નાશ કરવા માટે એક યુક્તિ કરી. તેણે ઇ. સ. ૧૮૦૬ માં પ્રશિઆને હરાવ્યું હતું. તેથી નેપોલીયનની સુચનાથી પ્રથમ પ્રશિઆએ પોતાનાં બંદરોમાં અંગ્રેજ વેપારને અટકાવ્યો. પણ આના બદલામાં ઈંગ્લાંડે પોતાનાં બંદરોમાં જે પ્રશિઅન વહાણો હતાં તે કબજે કર્યાં. આથી ઈ. સ. ૧૮૦૬ માં નેપોલીઅને બર્લિનથી ફરમાન કાઢી ફ્રાન્સના તાબાનાં રાજ્યો તેમજ મિત્રરાજ્યોની સાથેનો ઈંગ્લાંડનો વેપાર અટકાવ્યો. તેની સામે ઇંગ્લાંડે "ઓડર્સ ઈન કાઉન્સિલ" નામના હુકમો બહાર પાડ્યા, અને ફ્રેંચ અને ફ્રેંચોના મિત્રોના વેપારને બંધ કર્યો. આખા યુરોપને તેણે દરિયાઈ ઘેરો ઘાલ્યો, અને ફ્રાન્સનાં મિત્રરાજ્યોના વેપારને સખત ફટકો લગાવ્યો. આથી નેપોલીઅને વોર્સોથી બીજું ફરમાન (Warsaw Decree)

કાઢી જર્મનીના ઉત્તર કાંઠા ઉપર પડેલો સઘળો બ્રિટીશ માલ જપ્ત કર્યો. આવાં ફરમાનોથી યુરોપનાં બધાં રાજ્યોને ઘણું સહન કરવું પડયું. ઈંગ્લાંડને તો સમુદ્ર ઉપરનાં સર્વોપરિ બળને લીધે ઝાઝું નુકસાન થયું નહિ. આથી ફ્રાન્સનાં મિત્રરાજ્યો તેની વિરૂદ્ધ થઈ ગયાં; અને દ્વિપકલ્પનો વિગ્રહ શરૂ થયો. આ કારણથી આ ફરમાનો નેપોલીઅનની પડતીનું મૂળ ગણાય છે.

## નેપોલીયનની હારનું મુખ્ય કારણ.

## Part played by Sea-power in the defeat of Napolien.

નેપોલીયને યુરોપનાં મોટાં અને બળવાન રાજ્યોને હરાવ્યાં હતાં, પરંતુ તે ઈંગ્લાંડને હરાવી શકયો નહિ, તેનું મુખ્ય કારણ ઈંગ્લાંડનું સમુદ્ર ઉપરનું સર્વોપરિ બળ હતું. ઈંગ્લાંડને મહાત કરવા માટે નેપોલીઅને સ્પેન અને હોલાન્ડનાં નૌકાસૈન્યનો ઉપયોગ કર્યો હતો. પણ ઈંગ્લાંડે સ્પેનના કાફલાને સેન્ટ વિન્સેન્ટની ભૂશિર પાસે, અને હોલેન્ડના કાફલાને કેમ્પરડાઉન આગળ હરાવ્યો. નેલ્સને સ્પેનના કાફલાનાં કેટલાંક વહાણો કબજે કર્યાં. ઈંગ્લાંડ ઉપર સમુદ્રમાર્ગે હલ્લો કરવાની નેપોલીઅનની યોજનાનો આથી અંત આવ્યો. પછી નેપોલીઅને માલ્ટા લીધું, અને ઈજીપ્ટ ઉપર ચઢાઈ કરી પણ નાઇલ નદીનાં મુખ આગળ નેલ્સને ફ્રેંચ કાફલાનો હરાવીને નાશ કર્યો.

એવામાં ડેન્માર્ક, સ્વીડન અને રશિઆએ એક સંઘ બનાવ્યો, અને પોતાનાં નૌકાસૈન્યનો નેપોલીયનને ઉપયોગ કરવા દેવો એમ ઠરાવ્યું. પરંતુ અંગ્રેજ કાફલાએ કોપનહેગનનાં યુદ્ધમાં ડેન્માર્કના કાફલાને હરાવ્યો અને તેને કબજે લીધો. આથી આ મિત્રસંઘ તૂટી ગયો.

હવે નેપોલીઅને ટુલોનનો કાફલો કેડીઝમાંના સ્પેનના કાફલા સાથે મેળવીને તેને વેસ્ટ ઈન્ડીઝ તરફ રવાના કર્યો. પરંતુ રસ્તામાં ફિનિસ્ટરની ભૂશિર પાસે અંગ્રેજ કાફલાએ તેમને હરાવ્યા. છેવટે ટ્રાફલ્ગરનાં યુદ્ધમાં નેલ્સને ફ્રેન્ચ કાફલાને સખત હાર આપી. પરિણામે ઈંગ્લાંડનું સામુદ્રિક બળ ઘણું વધી ગયું, અને ફ્રાન્સે ઈંગ્લાંડ સાથે દરિયાઇ યુદ્ધ કરવાનું માંડી વાળ્યું. નેપોલીયનનો કાફલો તૂટી ગયો.

નેપોલીયન ઈંગ્લાંડને નમાવી શકયો નહિ. તેનાં બર્લિનના ફરમાનોથી ઈંગ્લાંડના વેપારને કાંઈ નુકશાન થયું નહિ; ઉલટું સમુદ્ર ઉપરનાં ઈંગ્લાંડનાં સર્વોપરિપણાંથી ફ્રાન્સ અને તેનાં મિત્રરાજ્યોનો વેપાર નાશ પામ્યો. તેમજ ઈંગ્લાંડે દરિયાપારના ફ્રાન્સના તાબાના કેટલાક મુલકો જીતી લીધા. છેવટે નેપોલીયનની હાર થઈ અને તેને સેન્ટ હેલીનામાં કેદ રાખવામાં આવ્યો. આ પ્રમાણે નેપોલીયનની સામે વિજય અપાવવામાં ઈંગ્લાંડનું નૌકાબળજ મુખ્ય કારણ હતું.

## (૯) ઈંગ્લાંડ અને આયર્લેન્ડનું એકીકરણ.

**Union between England and Ireland.**

( ઇ. સ. ૧૮૦૦ )

નાના પિટ્ટના રાજ્યકારભાર દરમિયાન ઈંગ્લાંડ અને આયર્લેન્ડનું એકીકરણ થયું. આ બનાવનાં કારણો નીચે મુજબ હતાં:—

કારણોઃ—જુના વખતમાં ઈંગ્લાંડે આયર્લેન્ડને જીત્યા પછી આયરીશ લોકો સાથે એક જીતાયેલી પ્રજા જેવું વર્તન ઈંગ્લાંડ રાખતું હતું. તેમની ઉપર ભારે કરો નાંખવામાં આવ્યા હતા. ઘણા અંગ્રેજ પ્રોટેસ્ટંટો ત્યાં રહેવા લાગ્યા. આયર્લેન્ડની $\frac{3}{4}$ જેટલી જમીન તેમના તાબામાં હતી. આયરીશ લોકો રોમન કેથોલીક હતા, તોપણ પ્રોટેસ્ટંટ ચર્ચ માટે તેમની પાસેથી ભારે કરો લેવામાં આવતા. આયર્લેન્ડમાં પાર્લામેન્ટ હતી. પરંતુ ત્યાંની પ્રજાનો એકે માણસ તેનો સભ્ય થઈ શકતો ન હતો. બધા રાજકીય હક્કો પ્રોટેસ્ટંટ અંગ્રેજોના હાથમાં હતા. ત્રીજા વિલીયમના વખતમાં આયરીશ લોકોએ સ્ટુઅર્ટ રાજાનો પક્ષ લઇને બળવો કર્યો હતો; પરંતુ વિલીયમે તેને દાબી દીધા, અને લિમરિકની સંધિ કરવામાં આવી. પરંતુ આ સંધિનો ત્યાંના અંગ્રેજોએજ ભંગ કર્યો. આયરીશ લોકો વિરૂદ્ધ સખ્ત કાયદાઓ કરવામાં આવ્યા.

આ ઉપરાંત વેપારની બાબતમાં પણ અંગ્રેજો

આયર્લેન્ડના વેપારને અડચણ કરતા હતા. બીજા ચાર્લ્સના સમયમાં ઘેટાં, બકરાં કે ઢોર ઈંગ્લાંડમાં આયાત કરવાની આયર્લેન્ડને મના કરવામાં આવી. ત્રીજા વિલીઅમના સમયમાં ઈંગ્લાંડ સિવાય બીજા દેશો સાથે વેપાર ન કરવાનું આયર્લેન્ડને ફરમાન થયું હતું. આથી આયર્લેન્ડના વેપારને મોટો ફટકો પડ્યો. પરિણામે ઘણા આયરીશ લોકો દેશ તજીને સ્પેન, ફ્રાંસ અને અમેરિકામાં જઈ વસ્યા.

પહેલા જ્યોર્જ રાજાના સમયમાં એવો કાયદો કરવામાં આવ્યો કે ઈંગ્લાંડની પાર્લામેન્ટે કરેલા કાયદા આયર્લેન્ડને પણ લાગુ પાડવા. આથી આયર્લેન્ડની પાર્લામેન્ટ નામનીજ થઇ ગઈ.

અમેરિકાનાં સંસ્થાનોનાં સ્વાતંત્ર્ય યુદ્ધ દરમિયાન આયરીશ લોકોની મદદ લેવા માટે આયર્લેન્ડને થોડી છુટો આપવી પડી. પણ આટલાથી આયરીશ પ્રજાનાં દુઃખોનું નિવારણ થાય એમ ન હતું. હેન્રી ગ્રેટન નામના એક આયરીશ નેતાએ આયર્લેન્ડની લડત ઉપાડી. પરિણામે આયર્લેન્ડના વેપાર ઉપરના બંધનો રદ થયાં. ઈ. સ. ૧૭૮૨માં પોયનિંગ્ઝનો કાયદો રદ કરવામાં આવ્યો. અને આયરીશ પાર્લામેન્ટને પોતાના કાયદા કરવાની સ્વતંત્રતા આપવામાં આવી.

ફ્રેંચ રાજ્યવિપ્લવે તો આયર્લેન્ડ ઉપર ભારે અસર કરી. વુલ્ફટોન નામના એક આયરીશ નેતાએ "ચુનાઈ-

ટેડ આયરીશમેન" નામનું એક મંડળ સ્થાપ્યું. અને દેશમાં જોસભેર ચળવળ શરૂ કરી. તેની સામે અંગ્રેજ પ્રોટેસ્ટંટોએ "ઓરેન્જમેન" નામનું સંડળ સ્થાપ્યું પછી પિટ્ટે આયરીશ કેથોલિકોને મતાધિકાર આપવાનો કાયદો આયરીશ પાર્લામેન્ટ પાસે કરાવ્યો. પરંતુ આયરીશ લોકોએ તો સભાસદ થવાના હક્કની માગણી કરી. વુલ્ફ-ટોનના સાથીઓએ આર્યલેન્ડમાં બંડ કરી, ફ્રેન્ચોની મદદ માગી. પરંતુ તેમની મદદ આવી શકી નહિ. ઈ. સ. ૧૭૯૬ અને ૧૭૯૮ માં આર્યલેન્ડમાં બળવા થયા, પરંતુ તે દાબી દેવામાં આવ્યા. બળવાખોરોના આગેવાનોને સજા કરવામાં આવી, અને અલ્સ્ટરના લોકોને નિઃશસ્ત્ર કરી ત્યાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો.

છેવટે ઇંગ્લાંડ અને આર્યલેન્ડનું જોડાણ થાય તોજ બન્ને દેશોનું વેર નાશ પામે એવું લાગવાથી પિટ્ટે આય-રીશ પાર્લામેન્ટના કેટલાક પ્રોટેસ્ટંટ સભ્યોને લાંચ આપીને સને ૧૮૦૦માં બન્ને દેશોને જોડી દેવાનો કાયદો પસાર કરાવ્યો.

## Terms of the Union.

આ કાયદાથી આયરીશ પાર્લામેન્ટ રદ કરવામાં આવી, અને તે દેશના ૪ ધર્મગુરૂઓ, ૨૪ અમીરો હાઉસ ઓફ લોર્ડઝમાં, અને ૧૦૦ સભ્યોને હાઉસ ઓફ કોમન્સમાં મોકલવાનો હક્ક આર્યલેન્ડને આપવામાં

આવ્યો. વળી બન્ને દેશો વચ્ચે વેપારનાં બધાં બંધનો રદ કરવામાં આવ્યાં.

### Result of the Union.

આમ છતાં આયરીશ લોકોને સંતોષ થયો નહિ. કારણ કે આયરીશ કેથોલીકો ઉપરનાં રાજકીય બંધનો રદ કરવાનું પિટ્ટે વચન આપ્યું હતું, તે ત્રીજા જ્યોર્જના વિરોધને લીધે પાળી શકાયું નહિ. તે ઉપરાંત જમીનના પ્રશ્નનો નિર્ણય પણ કરવામાં આવ્યો ન હતો. દેશમાં પ્રોટેસ્ટંટોનું જોર વધી ગયું. આથી આ જોડાણના કાયદાને રદ કરાવવાની ચળવળ આયરીશ લોકોએ શરૂ કરી.

## (૧૦) વિલીઅમ પિટ્ટ.

### Life of William Pitt, the Younger.

(અ) નાના પિટ્ટનો જન્મ ઇ. સ. ૧૭૫૯ માં થયો હતો. નાનપણથીજ તેની તબીયત ખરાબ રહેતી. છતાં માંડમાંડ કેમ્બ્રીજ જઈ થોડું ભણી શકયો. ત્યાર પછી તેણે ઘેર અભ્યાસ કર્યો. તે લેટીન અને ગ્રીક ભાષા સારી રીતે જાણતો, અને પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી એડમ સ્મિથનાં Wealth of Nations નામનાં પુસ્તકનો તેણે ઉંડો અભ્યાસ કર્યો હતો. તેના પિતા અર્લઓફ ચેથામે તેના અભ્યાસ ઉપર સારૂં લક્ષ આપ્યું હતું.; ખાસ કરીને રાજકીય વિષયોની કેળવણી તેને તેના પિતા તરફથી મળી હતી. પિટ્ટ નાનપણમાંથી મહત્વાકાંક્ષી હતો.

તે ઇ. સ. ૧૭૮૧ માં પાર્લામેન્ટનો સભ્ય થયો. નોર્થની રાજનીતિનો વિરોધ કરવામાં તે બર્ક અને ફોક્સનો સાથી બન્યો હતો. લોર્ડ શેલ્બર્નનાં પ્રધાનમંડળમાં તે ખજાનચી હતો. પણ નોર્થ અને ફોક્સ મળી ગયા, તેથી આ પ્રધાનમંડળને રાજીનામું આપવુ પડયું. ફોક્સ પોતાનું "ઇન્ડીઆ બિલ" પસાર કરાવી શકયો નહિ, તેથી તેને રાજીનામું આપવાની ફરજ પડી. એટલે રાજાએ પિટ્ટને મુખ્ય પ્રધાન બનાવ્યો. (ઈ. સ. ૧૭૮૪). તે વખતે તેની ઉમર માત્ર ૨૫ વર્ષની હતી.

પિટ્ટે મુખ્ય પ્રધાન તરીકે બે વખત કારભાર કર્યો હતો. (૧) ઈ. સ. ૧૭૮૪ થી ૧૮૦૧ સુધી અને (૨) ઈ. સ. ૧૮૦૪ થી ૧૮૦૬ સુધી.

## Pitt's Home Policy.

(બ) **પિટ્ટનો પહેલો કારભાર:**—પિટ્ટના પહેલા કારભારના બે વિભાગ પાડી શકાય છે. પહેલો વિભાગ ઈ. સ. ૧૭૮૪ થી ૧૭૯૩ સુધી ચાલ્યો. તે દરમિયાન તેણે દેશની આંતરિક બાબતો ઉપરજ લક્ષ આપ્યું. પ્રધાન-પદ ઉપર આવતાંજ તેણે હિન્દુસ્તાનના રાજ્યવહિવટમાં સુધારો કરવા માટે "પિટ્ટનું ઇન્ડીઆ બિલ" નામનો કાયદો પસાર કરાવ્યો. ત્યાર પછી ઈ. સ. ૧૭૮૫ માં તે પાર્લામેન્ટની સુધારણા માટે દરખાસ્ત લાવ્યો; પણ તે બિલ પસાર થયું નહિ; તે પછી આ સવાલ તેણે

કદી હાથમાં લીધો નહિ. ગુલામગીરી બંધ કરવા માટે ચાલેલી ચળવળને તેણે ઉત્તેજન આપ્યું. ઈ. સ. ૧૭૮૫ માં વોરન હેસ્ટીંગ્ઝ ઉપર કામ ચલાવવાની તેણે મંજુરી આપી. તેમાં છેવટે હેસ્ટીંગ્સ નિર્દોષ ઠર્યો.

પિટ્ટના આર્થિક સુધારા ઘણા પ્રસિદ્ધ છે. તે ખુલ્લા વેપાર (Free Trade) નો હિમાયતી હતો. તેથી તેણે ચા, સ્પીરીટ, તમાકુ વગેરે ચીજો ઉપરથી જકાત કાઢી નાંખી, અને કરનો બોજો પૈસાદાર લોકો ઉપર વધારે પડે એવી વ્યવસ્થા કરી. આથી ગરીબ પ્રજાને ફાયદો થયો, અને વેપાર વધવાથી સરકારની જકાતની ઉપજમાં વધારો થયો. આથી પિટ્ટ બીજી ચીજો ઉપરનો કર પણ કમી કરી શકયો. રાષ્ટ્રીય કરજનો બોજો ઈંગ્લાંડ ઉપર ઘણોજ વધી ગયો હતો, તેથી તે પતાવવા માટે વાર્ષિક ઉપજમાંથી અમુક રકમ અનામત મૂકીને રાષ્ટ્રીય દેવાંને તેણે ધીમે ધીમે ઓછું કરવા માંડયું. આવી અનામત મૂકેલી રકમ "Sinking Fund" કહેવાય છે. આ કાર્યથી સરકાર ઉપરનો લોકોનો વિશ્વાસ વધ્યો, અને વેપારને સ્થિરતા મળી. વળી સોનાના સિક્કાની અછત હોવાથી તેણે ચલણી નોટોની પદ્ધતિ શરૂ કરી. સને ૧૭૮૫ માં આયર્લેન્ડ સાથે ખુલ્લો વેપાર શરૂ કર્યો.

આ ઉપરાંત તેણે બીજાં મહત્ત્વનાં કામો કર્યાં: ઈ. સ. ૧૭૮૫ માં રાજા જ્યોર્જ ગાંડો થયો, ત્યારે તેના પાટવી કુંવરને રીજન્ટ નીમવા માટે ફોકસે ચળ-

વળ કરી. ફોક્સનું કહેવું એ હતું કે પાટવી કુંવરને રીજન્ટ થવાનો જન્મસિદ્ધ હક્ક છે. પરંતુ પિટ્ટે જાહેર કર્યું કે રીજન્ટ નીમવાનો હક્ક પાર્લામેન્ટને છે. છેવટે પાટવી કુંવરની સત્તા ઉપર કેટલાક અંકુશો મુકીને તેને રીજન્ટ બનાવવાનો ઠરાવ પાર્લામેન્ટ પાસે તેણે પસાર કરાવ્યો, પરંતુ તે દરમિયાન જ્યોર્જ સાજો થઇ ગયો એટલે આ ઠરાવનો અમલ થયો નહિ.

ઈ. સ. ૧૭૮૬ માં પિટ્ટે ફ્રાન્સ સાથે ખુલ્લા વેપારની સંધિ કરી હતી. પણ જ્યારે ફ્રાન્સના રાજ્યવિપ્લવની માઠી અસર ઈંગ્લાંડમાં થવા લાગી, ત્યારે દેશમાં શાંતિ જાળવવા માટે તેણે સખત કાયદાઓ કર્યા. ઇંગ્લાંડમાં વસતા પરદેશીઓ ઉપર દેખરેખ રાખવાની સત્તા આપનારો “એલીઅન એક્ટ” ઇ. સ. ૧૭૯૩ માં, અને હેબીયસ કોરપસ એક્ટ તહકુબ રાખવાનો કાયદો ઈ. સ. ૧૭૯૪ માં, તથા સભાબંધીનો કાયદો ઇ. સ. ૧૭૯૫માં તેણે પસાર કર્યો.

પિટ્ટ સુલેહશાંતિનો પ્રધાન હતો. તેથી તેનાથી બની શક્યું તેટલો વખત તેણે ઈંગ્લાંડને ફ્રેંચ રાજ્યવિપ્લવથી થયેલા યુરોપનાં રાજ્યોના વિગ્રહમાં પડવા દીધું નહિ. પરંતુ જ્યારે તેને વિગ્રહમાં ઉતરવાની ફરજ પડી, ત્યારે તેણે પુષ્કળ નાણાંની મદદ કરીને યુરોપનાં રાજ્યોના સંઘો બનાવ્યા, અને નેપોલીયનની સામે ટક્કર ઝીલી. પરંતુ તેના પ્રયત્નો નિષ્ફળ ગયા. નેપોલીયને

લગભગ આખા યુરોપ ઉપર પોતાની સત્તા જમાવી દીધી. આ દરમિયાન આયરીશ કેથોલિકો ઉપરનાં રાજકીય બંધનો દૂર કરવાની બાબતમાં રાજા જ્યોર્જ પિટ્ટની વિરૂદ્ધ થયો, તેથી પિટ્ટે રાજીનામું આપ્યું ઈ. સ. ૧૮૦૧.

(ક) પિટ્ટનો બીજો કારભારઃ—ઈ. સ. ૧૮૦૪માં પિટ્ટ ફરીવાર મુખ્ય પ્રધાન થયો ત્યારે તેણે નેપોલીયનને મહાત કરવા માટે ઈંગ્લાંડ, રશિઆ અને ઓસ્ટ્રીઆનો એક સંઘ બનાવ્યો; પણ નેપોલીયને ઓસ્ટ્રીઆ અને રશિઆનાં લશ્કરને ઓસ્ટરલીટ્ઝનાં યુદ્ધમાં સખત હાર આપી (ઇ. સ. ૧૮૦૫). આ હારના સમાચાર સાંભળીને પિટ્ટ હતાશ થઈ ગયો. તેની બાજી ઉંધી વળી ગઈ હતી. તે માંદો પડ્યો અને થોડા વખતમાં મરણ પામ્યો (ઈ સ. ૧૮૦૬).

(ડ) પિટના ગુણદોષઃ—નાનો પિટ્ટ ઈંગ્લાંડનો એક મહાન્ પ્રધાન ગણાય છે. તે શરીરે નબળો હતો, પણ તેનામાં મનોબળ ઘણું હતું. તે મહત્ત્વાકાંક્ષી, ઉદ્યમી, પ્રમાણિક અને ઘણો સારો વક્તા હતો. નાણાંવિષયનું તેને સારૂં જ્ઞાન હતું. તેનામાં માણસની પરીક્ષા કરવાની શક્તિ ન હતી. તે સત્તાનો લોભી અને મગરૂર હતો. તેને સુલેહશાંતિ પ્રિય હતી. યુદ્ધવિષયમાં તેને ઝાઝી સમજણ નહોતી. તેના પિતા ચેધામ જેવી આ બાબતમાં તેનામાં આવડત ન હતી. તેથી તે યુદ્ધમંત્રી તરીકે સફળ થઈ શકયો નહિ. પરંતુ તેણે દેશને ઉપયોગી ઘણા સુધારા કર્યા.

## (બ) પિટ્ટની પરદેશી રાજ્યનીતિ.

**Pitt's Foreign Policy.**

નાનો પિટ્ટ સુલેહશાંતિનો પ્રધાન હતો. બીજા દેશો સાથે સુલેહ જાળવી રાખીને ઈંગ્લાંડનો વેપાર વધારવો અને દેશનાં કલ્યાણ માટેનાં કામો કરવાં તે તેનો ઉદ્દેશ હતો. આ રીતે તે વોલ્પોલને મળતો આવતો હતો. બીજા દેશો સાથે ખુલ્લો વેપાર કરવા માટે તેણે સંધિઓ કરી હતી. પરંતુ ફ્રાંસમાં થયેલા રાજ્યવિપ્લવને પરિણામે યુરોપમાં જે વિગ્રહો શરૂ થયા તેમાં તેને ભાગ લેવો પડ્યો. તેણે યુરોપનાં રાજ્યોના સંઘ બનાવીને તેને નેપોલીયનની સામે ટક્કર ઝીલવા નાણાંની મદદ આપવાનું ધોરણ સ્વીકાર્યું.

શરૂઆતમાં તેણે યુરોપમાં સત્તાનું સમતોલપણું (Balance of Power) જાળવવા માટે ઇંગ્લાંડ, હોલેન્ડ અને પ્રશિઆનો સંઘ કર્યો. ઈ. સ. ૧૭૯૩માં ફ્રાન્સ સાથે ઈંગ્લાંડે યુદ્ધ જાહેર કર્યું. પિટ્ટે ઈંગ્લાંડ, આસ્ટ્રિઆ, પ્રશિઆ, સ્પેન, હોલેન્ડ અને સાર્ડિનીઆનાં રાજ્યોનો એક સંઘ બનાવ્યો, પરંતુ નેપોલીઅને ઓસ્ટ્રીઆને હરાવીને તેને સંધિ કરવાની ફરજ પાડવાથી આ સંઘ ટક્યો નહિ. ઈ. સ. ૧૭૯૯ માં નેપોલીઅની ઇજીપ્ટ ગયો હતો, તેનો લાભ લઈને પિટ્ટે ઈંગ્લાંડ, રશિઆ, ઓસ્ટ્રીઆ અને તુર્કસ્તાનના દેશોનો સંઘ બનાવ્યો, પરંતુ નેપોલીઅને ઓસ્ટ્રિયા અને પ્રશિઆનો પરાજય

કરવાથી આ સંઘ તૂટી પડ્યો. ત્યાર પછી ઈ. સ. ૧૮૦૫ માં પિટ્ટે પોતાના બીજા વારના કારભાર દરમિયાન ઈંગ્લાંડ, રશિઆ અને ઓસ્ટ્રીઆનો ત્રીજો સંઘ કર્યો. પરંતુ નેપોલીઅને ઓસ્ટરલિટ્ઝનાં યુદ્ધમાં ઓસ્ટ્રિઆ અને રશિયાનાં સૈન્યનો પરાજય કર્યો. પરંતુ આથી પિટ્ટ હતાશ થઇ ગયો. નેપોલીયનના વિજયથી આ ત્રીજો સંઘ ભાંગી પડયો, અને તેના આઘાતથી પિટ્ટ થોડા દિવસમાં મરણ પામ્યો ( ઈ. સ. ૧૮૦૬ ).

## ( ક ) મોટા અને નાના પિટ્ટની સરખામણી.

**Comparison between the two Pitts.**

મોટો પિટ્ટ યુદ્ધપ્રધાન તરીકે અને નાનો પિટ્ટ સુલેહશાંતિના પ્રધાન તરીકે પ્રસિદ્ધ છે. મોટો પિટ્ટ સપ્તવાર્ષિક વિગ્રહમાં તેની ઉત્તમ યુદ્ધનીતિથી ઈંગ્લાંડને મોટી ફતેહો અપાવી શકયો હતો. તેની આ ફતેહથી ઈંગ્લાંડના સામ્રાજ્યની શરૂઆત થઈ, અને તેના બળવાન હરીફ ફ્રાન્સની સત્તા નબળી થઈ ગઈ. નાના પિટ્ટે સુલેહશાંતિના સમયમાં અનેક સુધારાથી ઈંગ્લાંડની ઉન્નતિ કરી. મોટો પિટ્ટ તો જન્મથીજ લડાયકવૃત્તિનો અને કુનેહબાજ પ્રધાન હતો. જ્યારે નાના પિટ્ટને તો ફરજીયાત યુદ્ધપ્રધાન તરીકે કામ કરવું પડયું હતું. આથી પુત્ર કરતાં પિતા વધારે વિજયી નિવડ્યો હતો. મોટો પિટ્ટ પ્રજાને ઉત્સાહ આપી શકતો, અને યોગ્ય

માણસોને શોધી કાઢી તેમને યુદ્ધમાં જવાબદારીની જગ્યાઓ આપતો, અને યુરોપમાં ફ્રેંચોને યુદ્ધમાં રોકાયેલા રાખવા સાટે પ્રશિઆના ફ્રેડરીકને પુષ્કળ નાણાંની મદદ કરતો. તેનામાં ઘણો આત્મવિશ્વાસ હતો. યુદ્ધવિષયમાં તેની અસાધારણ શક્તિથી તેણે ઇંગ્લાંડને હિન્દુસ્તાન અને ઉત્તર અમેરિકામાં સર્વોપરિ બનાવ્યું, અને સામ્રાજ્યની સ્થાપના કરી.

નાના પિટ્ટને યુદ્ધની બાબતોમાં તેના પિતા જેવી સમજણ ન હતી, તેથી તેના અમલ દરમિયાન ઈંગ્લાંડે સમુદ્ર ઉપર મોટી ફતેહો મેળવી, પરંતુ જમીન ઉપર જોઇએ તેવી ફતેહો મળી નહિ. મોટી મોટી રકમો ખરચી તેણે નેપોલીઅન સામે ઉભા કરેલા સંઘોનું પરિણામ શૂન્ય આવ્યું. ઓસ્ટરલીટ્ઝનાં યુદ્ધમાં નેપોલીઅનના મહાન્ વિજયથી તે હતાશ થઈ ગયો, અને મરણ પામ્યો.

પરંતુ સુલેહશાંતિના પ્રધાન તરીકે નાનો પિટ્ટ મોટા પિટ્ટથી ઘણો ચઢી જાય તેવો હતો. મોટા પિટ્ટે સુલેહશાંતિનાં કાંઇ કામો કર્યાં નથી. નાના પિટ્ટે નાણાંખાતાંમાં ઉપયોગી સુધારા કર્યા, અને ઇંગ્લાંડનું દેવું ઓછું કર્યું. ખુલ્લા વેપારની પદ્ધતિ શરૂ કરી, અને ઘણી ચીજો ઉપરના કરો કાઢી નાંખ્યા. હિન્દનો રાજ્યવહિવટ સુધારવા માટે તેણે કાયદો કર્યો આવી રીતે તેણે દેશને માટે ઘણાં ઉપયોગી કાર્યો કર્યાં.

બન્ને પિટ્ટ રાજ્યદ્વારી પુરૂષો હતા, મહાન્ વક્તા હતા, આત્મવિશ્વાસવાળા હતા, તેમજ બન્ને નિઃસ્વાર્થી અને પ્રમાણિક હતા. બન્નેમાંથી કોઈએ પોતાની સત્તા ટકાવી રાખવા માટે લાંચ રૂશ્વતનો ઉપયોગ કર્યો નથી.

## (૧૧) એડમંડ બર્ક.

**Life of Edmund Burke.**

એડમંડ બર્ક ઇ. સ. ૧૭૩૯માં ડબ્લીનમાં જન્મ્યો હતો. નાનપણથીજ તે પુસ્તકોનો અભ્યાસી હતો, અને નાની ઉંમરમાંથી તેણે લેખક અને વિચારક તરીકે ખ્યાતિ મેળવી હતી. ઈ. સ. ૧૭૬૫ માં તે પાર્લામેન્ટમાં દાખલ થયો. તે મહાન્ વક્તા, લેખક, વિચારક અને કવિ હતો. પાર્લામેન્ટમાં દરેક ગેરકાયદેસર કામો અને લાંચરૂશ્વતની પદ્ધતિની સામે તેણે વિરોધ કર્યો હતો. તે રાજ્યબંધારણમાં ધીમે ધીમે યોગ્ય સુધારા કરવાના મતનો હતો. અમેરિકાનાં સંસ્થાનો ઉપર " સ્ટેમ્પ એકટ " નાંખવામાં આવ્યો, ત્યારે તે તેની વિરૂદ્ધ ગયો હતો, અને તેની લડતને પરિણામેજ તે કાયદો રદ કરવામાં આવ્યો હતો. સંસ્થાનો તરફ દિલસોજી ભરેલી રાજ્યનીતિ રાખવાનો તે હિમાયતી હતો. ત્રીજા જર્યોજના આપખુદ થવાના પ્રયત્નો તો તેણે વિરોધ કર્યો હતો, અને રાજાના ખર્ચના નિયમન કરવાનો કાયદો તેણે પસાર કરાવ્યો હતો ઇ. સ. ૧૭૮૫ માં બર્કે વોરન હેસ્ટીંઝ ઉપર અમીરોની

સભામાં કામ ચલાવ્યું હતું. ફ્રાન્સના રાજ્યવિપ્લવ વખતે તેણે "Reflections on the French Revolution" નામનું પુસ્તક લખીને તેનો સખત વિરોધ કર્યો હતો. ઈ. સ. ૧૭૯૭ માં તે મરણ પામ્યો. તેનાં પુસ્તકો હજી પણ વંચાય છે.

### (૧૨) ચાર્લ્સ જેમ્સ ફૉકસ.

**Life of Charles Fox.**

ફૉકસ મોટા પિટ્ટના હરીફ લૉર્ડ હૉલેન્ડનો પુત્ર થતો હતો. તેનો જન્મ ઇ. સ. ૧૭૪૯ માં થયો હતો. તે પ્રથમ ટોરી હતો, પણ ઇ. સ. ૧૭૭૪ થી તે વ્હિગ પક્ષમાં ભળી ગયો હતો. તે માત્ર બે વખત, ઈ. સ. ૧૭૮૩ માં અને ઈ. સ. ૧૮૦૬ માં પ્રધાન મંડળમાં આવી શક્યો હતો, કારણ કે તે રાજાને જરાપણ ગમતો નહિ; તોપણ મરણ સુધી તેણે પોતાનાં વ્હિગ સિદ્ધાંતો છોડ્યા નહતા. હિન્દ, અમેરિકા, આયર્લેન્ડ, યુરોપ, જવાબદાર રાજ્યતંત્ર, ગુલામી વેપાર, પાર્લામેન્ટનો સુધારો, છાપાઓની સ્વતંત્રતા અને સ્વરાજ્ય એ બધી બાબતોમાં ફૉકસનો મત ઘણોજ ઉદાર અને ન્યાયી હતો. તેનું ખાનગી જીવન ઘણું ખરાબ હતું. તે ઉડાઉ, જુગારી, દારૂડીઓ અને લંપટ હતો. પણ તે સાહિત્ય અને કળાનો ઘણો શોખીન હતો. બધાને તેની મિત્રતા કરવી ગમતી. તે મોટો વક્તા હતો. ઓગણીસમી સદીના લિબરલોનો તે આદિ પુરૂષ ગણાય છે. તે ૧૮૦૬ માં મરણ પામ્યો.

## (૧૩) વિલીઅમ વિલ્બરફોર્સ

**Life of William Wilberforce, or Abolition of Slavery.**

વિલ્બરફોર્સનો જન્મ ઈ. સ. ૧૭૫૯ માં થયો હતો. દુનીઆમાંથી ગુલામગીરીની પદ્ધતિ નાબુદ કરવા માટે જેઓએ પ્રયત્નો કર્યા છે, તેમાં વિલ્બરફોર્સ મુખ્ય છે. નાનપણથીજ તેને ગુલામોના વેપાર તરફ તિરસ્કાર હતો. તે નાના પિટ્‌નો ખાસ મિત્ર હતો. ઇ. સ. ૧૭૮૭ માં ગુલામોનો વેપાર અટકાવવાના હેતુથી તેણે એક મંડળ સ્થાપ્યું હતું, અને તે મંડળદ્વારા આ વેપાર બંધ કરવાની ચળવળ શરૂ કરી. પિટ્‌ની મદદથી તેણે ગુલામોનો વેપાર અટકાવવા સંબંધી ઠરાવ પાર્લામેન્ટમાં મૂકયો, પરંતુ તે વખતે તે ઠરાવ નામંજુર થયો. ત્યાર પછી ફ્રાંસની રાજ્યક્રાંતિ થવાથી આ પ્રશ્ન થોડા વખત માટે બાજુએ મૂકવામાં આવ્યો. છેવટે વિલ્બરફોર્સના પ્રયત્નોનું ફળ મળ્યું. ઈ. સ. ૧૮૦૭ માં પાર્લામેન્ટે ગુલામોનો વેપાર બંધ કરવાનો તેણે ઠરાવ કર્યો. આથી ગુલામોનો વેપાર બંધ પડ્યો, પણ ગુલામોને સ્વતંત્રતા મળી નહિ. વિલ્બરફોર્સે તેમને સ્વતંત્ર બનાવવા માટે પ્રયત્નો ચાલુ રાખ્યા. છેવટે ઇ. સ. ૧૮૩૩ માં ગુલામગીરીની પદ્ધતિ બંધ કરવાનો અને ગુલામોને ગુલામગીરીમાંથી મુક્તિ અપાવવાનો કાયદો પસાર થયો, પરંતુ કમનસીબે પોતાના પ્રયત્નોની

સફળતા જોવા તે જીવ્યો નહિ. આ કાયદો પસાર થયા પછી તરત તે મરણ પામ્યો ( ઈ. સ. ૧૮૩૩ )..

## ( ૧૪ ) ત્રીજા જ્યોર્જનાં પ્રધાનમંડળો.

### ( ઇ. સ. ૧૭૮૩ થી ૧૮૨૦ )

ઈ. સ. ૧૭૮૩માં નાનો પિટ્ટ મુખ્ય પ્રધાન થયો. તેણે દેશને લાભ થાય એવાં ઘણા સુધારા કર્યા, પરંતુ તેના વખતમાં ફ્રાંસની રાજ્યક્રાંતિ અને ત્યાર પછી તે દેશની સામેના વિગ્રહો થયા. તેનો અંત આવ્યા પહેલાં-જ પિટ્ટ ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો.

પિટ્ટ પછી ગ્રેન્વીલ મુખ્ય પ્રધાન થયો. તેના કારભારમાં ગુલામી વેપાર બંધ કરવાનો કાયદો પસાર થયો. રોમન કેથોલિકોને છુટો આપવાની બાબતમાં તેને રાજા સાથે મતભેદ પડવાથી તેણે રાજીનામું આપ્યું. ( ઈ. સ. ૧૮૦૭ ).

ત્યાર પછી વૃદ્ધ ડ્યુક ઓફ પોર્ટલેન્ડ મુખ્ય પ્રધાન થયો. તેનાં પ્રધાનમંડળમાં કેનીંગ, કેસલરે અને પર્સિવલ મુખ્ય હતા. તેમાં કેનીંગ અને કેસલરે વચ્ચે મતભેદ પડતાં પ્રધાનમંડળે રાજીનામું આપ્યું ( ઇ. સ. ૧૮૦૯ ).

પોર્ટલેન્ડ પછી પર્સિવલ મુખ્ય પ્રધાન થયો. તેના વખતમાં ઈ. સ. ૧૮૧૧ માં પસાર થયેલું " રીજન્સી બીલ " અગત્યનું છે. ત્રીજો જ્યોર્જ અતિવૃદ્ધ થઈ

ગયો હતો, અને કામકાજ કરવા અશક્ત હતો, તેથી તેના પાટવી કુંવર જ્યોર્જને અમુક શરતે રીજન્ટ બનાવવામાં આવ્યો. ત્યારથી સઘળી સત્તા તેનાજ હાથમાં રહી. ઇ. સ. ૧૮૧૨ માં કોઈ ગાંડા માણસે પર્સિવલનું ખૂન કર્યું, તેથી તેનાં પ્રધાનમંડળનો અંત આવ્યો.

પર્સિવલ પછી લોર્ડ લિવરપુલ મુખ્ય પ્રધાન થયો. તેના કારભારમાં ફ્રાન્સની સાથેના વિગ્રહનો અંત આવ્યો. ઈ. સ. ૧૮૨૦ માં ત્રીજો જ્યોર્જ મરણ પામ્યો ત્યારે તે મુખ્ય પ્રધાન હતો.

## (૧૫) ઇ. સ. ૧૮૧૫ થી ૧૮૨૦ સુધી ઇંગ્લાંડની સ્થિતિ.

**Effects of the wars with France on England.**

ઈ. સ. ૧૮૧૫ માં ફ્રાન્સની સામેના લાંબા વિગ્રહનો અંત આવ્યો. લડાઈ બંધ થવાથી ઈંગ્લાંડ ઉપર ઘણી અસર થઈ; (૧) વિગ્રહ દરમિયાન ઈંગ્લાંડના હુન્નર ઉદ્યોગો ધમધોકાર ચાલુ હતા. પરંતુ ત્યાર પછી બીજા દેશોએ પણ પોતપોતાના ઉદ્યોગો શરૂ કર્યા, તેથી ઈંગ્લાંડના માલની ખપત ઓછી થઇ. (૨) વિગ્રહને લીધે સરકારને મોટું દેવું થઇ ગયું હતું, તેથી કર વેરા વધી ગયા. (૩) યંત્રોના ઉપયોગની શરૂઆત થવાથી જુના કારીગરો પાયમાલ થઈ ગયા. (૪) વિગ્રહ બંધ થતાંજ સરકારે પુષ્કળ સૈનિકો અને ખલાસીઓને રજા

આપી, તેથી તેઓ બેકાર થઇ ગયા. (૫) વિગ્રહ દરમિયાન ખેતીની સ્થિતિ સારી હતી; પણ વિગ્રહ પૂરો થયા પછી પરદેશોમાંથી ધાન્ય મોટા જથ્થામાં આવવા માંડયું. આથી અંગ્રેજ ખેડુતોને નુકસાન થવા લાગ્યું. તેથી સરકારે ઈ. સ. ૧૮૧૫ માં "ધાન્યનો કાયદો" (Corn Law) પસાર કરીને પરદેશી ઘઉંની ઈંગ્લાંડમાં આયાત બંધ કરી. આ કારણથી અનાજના ભાવ વધી ગયા, અને ગરીબ લોકોને ઘણું નુકસાન થવા લાગ્યું. અને ખેડુતો પાયમાલ થઇ ગયા.

આ પ્રમાણે ખેડુતો, મજુરો, કારખાનાવાળા અને બેકાર લોકોથી દેશમાં અસંતોષ ફેલાઈ ગયો. ઘણી જગ્યાએ હુલ્લડો થયાં તે દાબી દેવામાં આવ્યાં. આ સ્થિતિ સુધારવા માટે પાર્લામેન્ટની સુધારણા થવી જોઇએ એવો ઘણાનો મત થયો, અને તેને માટે ચળવળો શરૂ થઇ. સરકારે પણ દેશમાં હુલ્લડો દાબી દેવા માટે હેબીયસ કોરપસ એકટ તહકુબ રાખ્યો, અને બીજા કડક કાયદા પસાર કર્યા. આ સમયે સીડમથે એક સરકયુલર કાઢીને રાજદ્રોહી અને શંકા પડતા માણસોને પકડવાની સત્તા નાના અમલદારોને આપી. આવી એકંદર સ્થિતિમાં ત્રીજો જ્યોર્જ ઈ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યો.

## (૧૬) ઔદ્યોગિક ક્રાન્તિ.

**Industrial Revolution.**

ત્રીજા જ્યોર્જના અમલ દરમિયાન એક નવો યુગ

શરૂ થયો. ચેથામ અને વુલ્ફના સમયનાં ઇંગ્લાંડથી ત્રીજા જ્યોર્જના અમલનાં છેલ્લાં વર્ષોનું ઇંગ્લાંડ જુદાજ પ્રકારનું હતું. પહેલાં ઈંગ્લાંડ ખેતીપ્રધાન દેશ હતો; મોટાં શહેરો થોડાં હતાં, અને ઈંગ્લાંડના ઉત્તર ભાગમાં થોડી વસતી હતી. વ્યવહારનાં સાધનો થોડાં અને ધીમાં હતાં. ઓગણીશમા સૈકાની શરૂઆતમાં ઈંગ્લાંડ ખેતી પ્રધાન દેશ મટીને ઉદ્યોગપ્રધાન દેશ થયો. આ ફેર-ફારને ઔદ્યોગિકક્રાન્તિ કહે છે. તેની શરૂઆત ઈ. સ. ૧૭૫૦ પછી થઈ. એ કાળમાં ઘણી નવી શોધો થઇ, તેની દેશ ઉપર ભારે અસર થઈ. ઇ. સ. ૧૭૬૧ માં "ફ્લાઇંગ શટલ" નો ઉપયોગ વણાટ કામમાં થવા લાગ્યો. ઇ. સ. ૧૭૬૪ માં જેમ્સ વોટે વરાળથી ચાલતું યંત્ર શોધી કાઢ્યું. ઈ. સ. ૧૭૬૯ માં આર્કરાઇટે કાંત-વાનું યંત્ર બનાવ્યું. આ યંત્રોથી ઘણો માલ ઉત્પન્ન થવા લાગ્યો. મોટાં મોટાં કાપડ વણવાનાં કારખાનાં નીક-ળ્યાં, અને ગામડાંમાં હાથવણાટથી ઉત્પન્ન કરનારા રોજી વગરના થઈ ગયા. તેથી તેઓ શહેરોમાં આવવા લાગ્યા. આને પરિણામે શહેરો મોટાં થયાં અને તેમની સંખ્યા પણ વધી. ગામડાંઓ ઉજડ થઈ ગયાં. ઈંગ્લાંડનો માલ પરદેશમાં ઘણો ખપતો હોવાથી ઇંગ્લાંડનો વેપાર વધ્યો, અને થોડા લોકો ધનવાન થઈ ગયા. માલ લઈ જવા લાવવા માટે પાકી સડકો કરવામાં આવી (ઈ. સ. ૧૮૧૧), નહેરો ખોદવામાં આવી અને ઇ. સ. ૧૮૨૭માં

સ્ટીવન્સનની શોધથી રેલ્વે બંધાવા માંડી. સમુદ્ર ઉપર વહાણોને બદલે સ્ટીમરો ચાલવા લાગી. તેમજ તાર મોકલવાનાં યંત્રની શોધથી વેપારને ઘણો ફાયદો થયો. ખેતીને પણ આ સારી સ્થિતિનો લાભ મળ્યો.

પરિણામઃ—આમ એક રીતે ઔદ્યોગિકક્રાન્તિ ઇંગ્લાંડને ફાયદાકારક હતી, તોપણ બીજી રીતે તે નુકશાનકારક જણાવા લાગી. કારખાનાં થવાથી એક શ્રીમંત વર્ગ ઉભો થયો. મજુર વર્ગની સંખ્યા વધી. કારખાનામાં કામ કરવાના સમયને માટે તથા રોજીને માટે કાંઈ કાયદાઓ ન હોવાથી મજુરોની પાસેથી પુષ્કળ કામ લીવામાં આવતું. તેમનો પગાર બહુ ટુંકો હતો. નાનાં છોકરાંઓને પણ કારખાનામાં મજુર તરીકે રાખવામાં આવતા. ઉત્તર ભાગમાં કોલસાની ખાણો હોવાથી ઉદ્યોગ ધંધા ઉત્તરમાં થયા અને ત્યાં વસતી વધી ગઈ. નવાં થયેલાં મોટાં શહેરોને પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો અધિકાર ન હતો. તેથી તેમને પ્રતિનિધિ મોકલવાના હક્કને માટે લડત ચલાવવી પડી. ઘરગથ્થુ ધંધા કરનારાઓ ભીખારી થઇ ગયા, અને બેકારી વધી. ઇંગ્લાંડની વસતીમાં વધારો થયો. ખેડુતવગ પાયમાલ થઈ ગયો અને તે મજુરવર્ગ બની ગયો. મધ્યમવર્ગના લોકોનું રાજકીય અને સામાજીક મહત્ત્વ વધ્યું.

# પ્રકરણ ૪ થું.

## જ્યોર્જ ૪ થો.

**Three Great Questions in the reign of George IV.**

( ઇ. સ. ૧૮૨૦-૧૮૩૦ )

( ૧ ) ત્રીજા જ્યોર્જનાં મરણ પછી તેનો મોટો પુત્ર જ્યોર્જ ગાદીએ બેઠો. ફ્રાંસની થયેલા લાંબા વિગ્રહોને અંતે ઇંગ્લાંડની કફોડી સ્થિતિ ગઇ હતી, તે હજુ ચાલુ હતી. રાષ્ટ્રીય દેવાંનો અને કરવેરાનો બોજો ઘણો વધી ગયો હતો. વેપાર રોજગાર ઘટી ગયો હતો. ખેડુતો પાયમાલ થઇ ગયા હતા, અને દેશમાં બેકારી વધી ગઈ હતી. લોકોમાં ઘણો અસંતોષ ફેલાઈ ગયો હતો. તે સમયે નીચે જણાવેલા ત્રણ મહાન્ પ્રશ્નો ઈંગ્લાંડમાં ચર્ચાઇ રહ્યા હતા, અને તેનો યોગ્ય નિકાલ કરવાની જરૂર હતી:— (૧) પાર્લામેન્ટની સુધારણા ( Parliamantry Reform ); (૨) રોમન કેથોલિકોને રાજકીય બંધનોમાંથી મુક્તિ ( Roman Catholic Emancipation ), અને (૩) પરદેશ સાથે બંધનો વગરનો ખુલ્લો વેપાર (Free Trade )

(૧) **પાર્લામેન્ટની સુધારણા:**—તે વખતે ઈંગ્લાંડના ઘણા લોકોનો એવો મત હતો કે દેશનાં બધાં

દુઃખોનું નિવારણ કરવા માટે પ્રથમ તો પાર્લામેન્ટમાં સુધારો થવો જોઈએ. પાર્લામેન્ટમાં લોકોના ખરા પ્રતિનિધિઓ બેસી શકે, તોજ તેઓ લોકોનાં દુઃખને ટાળવાના કાયદાઓ કરાવી શકે. ઈંગ્લાંડમાં હુન્નરઉદ્યોગો વધી ગયા હતા, અને મોટાં મોટાં શહેરો વસી ગયાં હતાં; પરંતુ આ શહેરોને પાર્લામેન્ટમાં પોતાના પ્રતિધિઓ મોકલવાનો હક્ક ન હતો. જુના વખતનાં શહેરો જે હવે નાનાં ગામડાંઓ થઈ ગયાં હતાં, અથવા નાશ પામ્યાં હતાં, તેમને પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક હતો. કેટલાંક સ્થળોમાં તો માત્ર બેચાર મતદારો જ હતા. આ સ્થિતિ સુધારવા માટે લોર્ડ જ્હોન રસેલે પાર્લામેન્ટમાં સુધારાનાં બિલો રજુ કર્યાં. પણ તે વખતની પાર્લામેન્ટમાં તેની સામે જબરો વિરોધ થવાથી તે પસાર થઈ શક્યાં નહિ. અને ઇ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટની સુધારણાનો કાયદો પસાર કરવામાં આવ્યો, ત્યાં સુધી આ બાબતમાં કાંઈ કરવામાં આવ્યું નહિ.

(૨) **રોમન કેથોલિકોને મુક્તિઃ**—સ્ટુઅર્ટ-રાજાઓના સમયમાં રોમન કેથોલિકોને દાબી દેવામાટે ઘણા સખત કાયદાઓ કરવામાં આવ્યા હતા. આથી કેથોલિકોમાં ઘણો અસંતોષ હતો. તેઓ પાર્લામેન્ટમાં બેસી શકતા નહિ, અને તેમને રાજ્યની નોકરીઓ મળતી નહિ. આ સ્થિતિ સુધારવા માટે તેઓએ ઘણાં મંડળો સ્થાપ્યાં,

અને જબરી ચળવળ શરૂ કરી. ડેનીઅલ ઓકોનેલ નામના એક આયરીશ બેરીસ્ટરે "કેથોલિક એસોસીએશન" નામનું મંડળ સ્થાપીને આ ચળવળમાં મુખ્ય ભાગ લીધો. આ મંડળમાં ઘણા સભ્યો થયા હતા. પાર્લામેન્ટે તેને બંધ કરવાની ફરજ પાડી. પરંતુ તરતજ નવું મંડળ સ્થાપવામાં આવ્યું. કેથોલિકોની ચળવળને પરિણામે તેમની ઉપરનાં બંધનો રદ કરવા માટે એક "રીલીફ બિલ" પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવ્યું. પણ તે પસાર થયું નહિ. આથી કેથોલિકો ઉશ્કેરાઈ ગયા અને તેઓ બળવો કરશે એવી ભીતિ લાગવા માંડી. તેમને શાંત કરવા માટે લોર્ડ જ્હોન રસેલના પ્રયત્નથી ઇ.સ. ૧૮૨૮માં ટેસ્ટ એકટ અને કોર્પોરેશન એકટ નામના કાયદાઓ રદ કરવામાં આવ્યા. પરંતુ આથી કેથોલિકો શાંત થયા નહિ. તેઓએ ઓકોનેલ, જે એક રોમન કેથોલિક હતો, તેની પાર્લામેન્ટના સભ્ય તરીકે ચુંટણી કરી. આ ચુંટણી કાયદાની વિરૂદ્ધ હતી. છેવટે પ્રધાનમંડળે નમતું આપ્યું, અને રાજા અને પ્રોટેસ્ટંટોના વિરોધ છતાં તેઓએ પાર્લામેન્ટમાં "રીલીફ બિલ" પસાર કર્યું (ઈ. સ. ૧૮૨૯). આ કાયદાથી કેથોલિકો ઉપરનાં બધાં બંધનો કાઢી નાંખવામાં આવ્યાં. તેઓ માત્ર પ્રોટેસ્ટંટ ચર્ચની નોકરીમાં, રીજન્ટ, લોર્ડ ચેન્સેલર અને આયર્લેન્ડના ગવર્નરની પદવી ઉપરજ આવી શક્તા નથી.

**Free Trade.**

(૩) **ખુલ્લો વેપારઃ**—ઈ. સ. ૧૮૧૫ માં ઈંગ્લાંડમાં આયાત થતાં પરદેશી અનાજ ઉપર મોટી જકાત નાંખવાનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો. આથી ઈંગ્લાંડમાં અનાજની ઘણી મોંઘવારી થઈ ગઈ. ગરીબ લોકોએ તેની સામે જબરો પોકાર ઉઠાવ્યો, આથી ઈ. સ. ૧૮૨૩ માં ક્રોમવેલના સમયમાં થયેલા નેવીગેશન કાયદાઓમાં સુધારો કરવા માટે કેટલાંક બિલો પસાર કરવામાં આવ્યાં. આને લીધે પરદેશી વહાણોને ઈંગ્લાંડમાં અનાજ વગેરે ચીજો લાવવાની છુટ મળી. આથી પરદેશી માલ ઈંગ્લાંડમાં આવવા લાગ્યો.

## (૨) ચોથા જયોર્જનાં પ્રધાનમંડળો.

**Lord Liverpool's Administration.**

### (અ) લોર્ડ લિવરપુલનો કારભાર.

(ઇ. સ. ૧૮૨૦–૧૮૨૭).

ચોથા જયોર્જના અમલ દરમિયાન ટોરી પક્ષનો કારભાર ચાલુ રહ્યો. મુખ્ય પ્રધાન લોર્ડ લિવરપુલ હતો. જયોર્જ ગાદીએ આવ્યા પછી થોડા સમયમાં થિસલવુડ નામના એક માણસની આગેવાની નીચે કેટલાક માણસોએ પ્રધાનોનાં ખુન કરવાનું કાવતરૂં કર્યું. કાવતરાંનું સ્થળ કેટો સ્ટ્રીટમાં એક ઘરમાં હતું, તેથી તે "કેટો સ્ટ્રીટનું કાવતરૂં" (Cato Street Conspiracy) કહેવાય છે.

કાવતરૂં પકડાઈ ગયું, અને થિસલવુડ તથા બીજા આગેવાનોને ફાંસી દેવામાં આવી.

આ પ્રધાનમંડળમાં કેનીંગ, પીલ, હસ્કીસન જેવા બાહોશ માણસો હતા. વેપાર ખાતાંના પ્રધાન હસ્કીસને જકાતમાં ફેરફારો કરીને ઈંગ્લાંડના રેશમી અને ગરમ કાપડના તથા લોઢાના ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું, તેમજ ક્રોમવેલના સમયના "નેવીગેશન કાયદાઓ"માં સુધારા કરીને પરદેશો સાથેનો વેપાર વધાર્યો. ઈ. સ. ૧૮૨૭ માં લિવરપુલે રાજીનામું આપવાથી કેનીંગ મુખ્ય પ્રધાન થયો.

(ખ) **કેનીંગનો કારભારઃ**—કેનીંગ મુખ્ય પ્રધાન થયા પછી જીવ્યો નહિ, તેથી તેનાં મરણ પછી ગોડરીચે થોડો વખત મુખ્ય પ્રધાનપણું કર્યું, પણ થોડા સમયમાં તેણે રાજીનામું આપવાથી ડયુક ઓફ વેલિંગ્ટન મુખ્ય પ્રધાન થયો.

(ક) **ડયુક ઓફ વેલિંગ્ટનનો કારભાર** (ઈ. સ. ૧૮૨૮–૧૮૩૦):—વેલિંગ્ટનના કારભારમાં રોમન-કેથોલિકો ઉપરના અંકુશો દૂર કરવામાં આવ્યા, અને તેમને બધા પ્રકારના હક્કો આપવા માટે "રીલીફ બિલ" પસાર કરવામાં આવ્યું. આ પ્રધાનમંડળ ચોથા જ્યોર્જના મરણ સુધી ચાલ્યું.

## (૩) કેનીંગની પરદેશી રાજ્યનીતિ.

**Canning's Foregin Policy.**

લોર્ડ લિવરપુલનાં પ્રધાનમંડળમાં કેનીંગ પરદેશ ખાતાંનો પ્રધાન હતો. પરદેશોની સાથેની તેની રાજ્યનીતિ ઘણી ઉદાર હતી. તેની રાજ્યનીતિનાં બે મુખ્ય સૂત્રો હતાં:-(૧) એક દેશે બીજા દેશની અંદરના કારભારમાં માથું મારવું નહિ; અને (૨) સ્વતંત્રતા મેળવવા કોઈ દેશ પ્રયત્ન કરે તો તેને સહાય આપવી. તેને ચાર બાબતોનો નિકાલ કરવાનો હતો:-(૧) ગ્રીસ દેશે તુર્કીથી સ્વતંત્ર થવા માટે બંડ કર્યું હતું, અને રશિઆ અને તુર્કી વચ્ચે લડાઈ સળગી ઉઠવાનો ભય હતો. (૨) સ્પેનનો રાજા પોતાની પ્રજા ઉપર જુલમ કરતો હતો, અને ફ્રાંસ તેને મદદ કરવા તૈયાર હતું. (૩) દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનોએ સ્પેન સામે સ્વતંત્ર થવા માટે બળવો કર્યો હતો. (૪) પોર્ટુગાલ અને બ્રાઝિલ વચ્ચેની તકરારનો ફૂડચો કરવો. આ ચારે બાબતોનો નિકાલ કરવામાં કેનીંગ પોતાનાં સ્વીકારેલાં સૂત્રો પ્રમાણે વર્ત્યો. (૧) ગ્રીસે તુર્કી સામે બંડ કર્યું હતું. કેનીંગે યુરોપનાં બીજાં રાજ્યોની મદદથી તુર્કીને હરાવ્યું, અને ગ્રીસને સ્વતંત્રતા અપાવી. (ઈ. સ. ૧૮૨૭). (૨) સ્પેનની બાબતમાં કેનીંગે "તટસ્થપણાની નીતિ" (Non-Intervention policy) ધારણ કરી, અને સ્પેનની આંતરીક બાબતમાં તે વચમાં પડ્યો નહિ, તેમજ

ફ્રાન્સને પણ તેમ કરવા દીધું નહિ. (૩) દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનોએ સ્પેનથી સ્વતંત્ર થવા માટે બળવો કર્યો હતો તેમને કેનીંગે મદદ કરી, અને તેમને સ્વતંત્ર રાજ્યો તરીકે સ્વીકાર્યાં. તેને પરિણામે તે સંસ્થાનોએ ઈંગ્લાંડને કેટલાક વેપારના હક્કો આપ્યા. (૪) દક્ષિણ અમેરિકામાં આવેલું બ્રાઝિલ પોર્ટુગાલના તાબામાં હતું, તેને સ્વતંત્ર થવામાં મદદ કરી, અને પોર્ટુગાલની આંતરિક બાબતોમાં વચમાં પડતાં ફ્રાન્સને અટકાવ્યું. તેમજ બ્રાઝિલમાં જે આંતરવિગ્રહ ચાલ્યો, તેમાં સ્પેનને એક પક્ષને મદદ કરતાં અટકાવ્યું. ઇંગ્લાંડના સામ્રાજ્યની બાબતમાં તેણે યુનાઈટેડ સ્ટેટસના પ્રમુખ મનરોએ જાહેર કરેલી નીતિ સ્વીકારી. તે એ હતી કે અમેરિકાની રાજકીય બાબતોમાં કોઇ પણ યુરોપના દેશે માથું મારવું નહિ. આવી જોસદાર, ધીરજવાળી અને ઉદાર રાજ્યનીતિથી ઇંગ્લાંડના પરદેશખાતાંના પ્રધાનોમાં કેનીંગને ઉંચું સ્થાન આપવામાં આવે છે.

---

## પ્રકરણ ૫ મું.

### વિલીઅમ ચોથો.

(ઈ. સ. ૧૮૩૦-૧૮૩૭)

ચોથા જ્યોર્જનાં મરણ પછી તેનો ભાઇ વિલી-

ઍમ ગાદીએ આવ્યો. તેના વખતમાં ઈંગ્લાંડમાં અગત્યના રાજકીય અને સામાજીક સુધારા કરવામાં આવ્યા, તે નીચે પ્રમાણે છેઃ—

## (૧) પાર્લામેન્ટની સુધારણાનો કાયદો.

**Reform Act of 1832.**

(ઈ. સ. ૧૮૩૨)

ફ્રાન્સના રાજ્ય વિપ્લવને અંતે થયેલા લાંબા વિગ્રહથી ઇંગ્લાંડની સ્થિતિ ઘણી કફોડી થઇ ગઇ હતી. તેમાં સુધારો કરવા માટે પ્રથમ પાર્લામેન્ટમાં સુધારો કરવો જોઈએ એવો લોકોનો મત થઈ ગયો હતો. નવી પાર્લામેન્ટમાં આવા સુધારકોની બહુમતિ હતી. તેથી વેલિંગ્ટને રાજીનામું આપ્યું. અને લોર્ડ ગ્રે મુખ્ય પ્રધાન થયો. લોર્ડ જહોન રસેલે પાર્લામેન્ટની સુધારણા કરવાનો એક ખરડો ઈ. સ. ૧૮૩૧ માં પાર્લામેન્ટમાં આણ્યો. તે હાઉસ ઓફ કોમન્સમાં મોટી બહુમતિથી પસાર થયો; પરંતુ અમીરોની સભામાં તે પસાર થયો નહિ. આથી દેશમાં કોલાહલ મચી રહ્યો. ઠેકઠેકાણે તોફાનો થવા લાગ્યાં. બીજીવાર આ ખરડાને પાર્લામેન્ટમાં લાવવામાં આવ્યો; પરંતુ અગાઉની માફકજ બન્યું. અમીરોની સભાએ તેને પસાર કર્યો નહિ. આથી દેશમાં આંતર વિગ્રહ થશે એવો ભય લાગવા માંડ્યો તેથી લોર્ડ ગ્રેએ રાજાને નવા અમીરો બનાવવાની સુચના કરી, પરંતુ

રાજાએ તે સ્વીકારી નહિ. તેથી ગ્રેએ રાજીનામું આપ્યું. પણ તેની જગ્યાએ વેલિંગ્ટન પ્રધાનમંડળ કરી શક્યો નહિ. તેથી ગ્રે ફરીવાર મુખ્ય પ્રધાન થયો, અને તેને જરૂર પડે એટલા નવા અમીરો બનાવવાનું રાજાએ વચન આપ્યું. આથી અમીરો ગભરાઈ ગયા, અને ઈ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટની સુધારણાનો ખરડો પાર્લામેન્ટમાં પસાર થયો.

આ કાયદાથી ૨૦૦૦ થી ઓછી વસ્તીવાળા ૫૬ કસ્બાનો મતાધિકાર ખેંચી લેવામાં આવ્યો, ૪૦૦૦ થી ઓછી વસ્તીવાળા ૩૦ કસ્બાને એક પ્રતિનિધિ ઓછો મોકલવાની આજ્ઞા થઇ, અને આ ખાલી પડેલી ૧૪૩ બેઠકોમાંથી મોટાં શહેરો અને કસ્બાઓને પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો. આ ઉપરાંત વસ્તીનાં પ્રમાણમાં મતાધિકાર આપી એવું ઠરાવવામાં આવ્યું કે શહેરોમાં વાર્ષિક ૧૦ પાઉન્ડની આવકવાળાને મત આપવો.

આ કાયદાથી અત્યાર સુધી દેશના રાજ્યવહિવટમાંથી દૂર રાખવામાં આવેલા મધ્યમવર્ગ અને ઉચ્ચ વર્ગના કારીગરોને પણ પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક મળ્યો. આ ચળવળને લીધે પાર્લામેન્ટના જુના વ્હિગ અને ટોરી પક્ષોનાં નામોનો લોપ થઇને તેમને બદલે અનુક્રમે લિબરલ અને કોન્ઝરવેટીવ નામનો ઉપયોગ

શરૂ થયો. વળી આ કાયદાથી ઘણા જરૂર અને ઉપયોગી સુધારાઓના કાયદાઓ જલદી થઈ શકયા.

**Other Reforms.**

**બીજા સુધારાઃ**—(અ) ઇ. સ. ૧૮૩૩ માં ગુલાગીરી નાબુદ કરવામાં આવી; અને ગુલામોના માલીકોને બદલો આપવા માટે બે કરોડ પાઉન્ડની મોટી રકમ મંજુર કરવામાં આવી. (બ) ઇ. સ. ૧૮૩૩ માં ગરીબ લોકોનાં બાળકોનાં શિક્ષણમાં પાર્લામેન્ટે મદદ આપવી એવો ઉપયોગી કાયદો પસાર કરવામાં આવ્યો. (ક) લોર્ડ શેફ્ટ્સબરીના પ્રયત્નથી કારખાનાનો કાયદો કરી ત્યાં કામનો સમય નક્કી કરવામાં આવ્યો, અને કારખાનામાં કામ કરતા બાળકનું વય નવ વર્ષની ઉપરનું ઠરાવવામાં આવ્યું. (ડ) બીજે વર્ષે ગરીબીનો નવો કાયદો થયો. આ કાયદાથી શક્તિવાળા ભિખારીને મદદ ન કરવાનું, તથા તેઓને કાર્યશાળામાં દાખલ કરી તેમના નિર્વાહ માટે તેમની પાસે કામ કરાવવાનું, તેમજ ખરેખરા રોગી, અશક્ત કે વૃદ્ધ ગરીબોને યોગ્ય મદદ આપવાનું ઠરાવવામાં આવ્યું. (ઇ) આ ઉપરાંત ઈ. સ. ૧૮૩૫ માં શહેર સુધરાઈનો કાયદો થયો. આ કાયદાથી લોકોને પોતાના પ્રતિનિધિઓ પસંદ કરી પોતાનાં શહેરોનો વહીવટ જાતેજ કરી લેવાની સત્તા આપવામાં આવી, અને આવા શહેરના પ્રતિનિધિઓને પોતાનામાંથી એક મુખ્ય

ન્યાયાધીશ નિમવાનો હક્ક આપવામાં આવ્યો. (ક) હિંદુસ્તાન સાથેનો વેપાર બધા અંગ્રેજો માટે ખુલ્લો મૂકવામાં આવ્યો અને વેપાર માટે ઈજારાની પદ્ધતિ નાબુદ થઈ, (ગ) વર્તમાનપત્રો ઉપરનો કર ઘટાવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૩૭ માં ચોથો વિલિયમ મરણ પામ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### મહારાણી વિકટોરીઆ.

### (ઈ. સ. ૧૮૩૭-૧૯૦૧).

ચોથા વિલિઅમનાં મરણ પછી તેના ભાઈ ડયુક ઓફ કેન્ટની પુત્રી વિકટોરીઆ ગાદીએ આવી. તે વખતે તેનું વય માત્ર ૧૯ વર્ષનું હતું. પરંતુ લોર્ડ મેલ્બોર્ન જેવો અનુભવી તેનો પ્રધાન હતો. ઇ. સ. ૧૮૪૦ માં વિકટોરીઆએ સેકસકોબર્ગના રાજકુમાર આલ્બર્ટ સાથે લગ્ન કર્યું. વિકટોરીઆના ગાદીએ આવવાથી ઇંગ્લાંડ અને હેનોવર છુટા પડી ગયાં; કારણકે હેનોવરના કાયદા પ્રમાણે કોઇ સ્ત્રી ગાદીવારસ થઇ શકતી ન હતી; આથી રાણીના કાકા ડયુક ઓફ કંબરલેન્ડને હેનોવરનું રાજ્ય મળ્યું.

મહારાણી વિકટોરીઆના અમલ દરમિયાન નીચે જણાવેલા મહત્ત્વના બનાવો બન્યા હતાઃ—

**The Chartist Movement.**

**(૧) હક્ક પ્રાર્થીઓની ચળવળ:**—મહારાણી વિકટોરીઆ જ્યારે ગાદીએ આવી, ત્યારે દેશની સ્થિતિ કરૂણ હતી. ગરીબો અને ખેડુતોની સ્થિતિ દયાજનક હતી. દેશમાં વેપાર હુન્નર, ઉદ્યોગ, વગેરે ઘટી ગયાં હતાં, અને કેળવણી તો માત્ર નામનીજ હતી. પરદેશોમાં અને સંસ્થાનોમાં પણ સર્વત્ર અશાંતિ હતી. પાર્લામેન્ટના સુધારાથી મધ્યમવર્ગને પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક મળ્યો હતો. તેમાં કામદારો અને ખેડુત વર્ગનો તો જરા પણ અવાજ નહતો. નવા સુધારાથી તેમને સુખ, સગવડ કે સંતોષ મળ્યાં ન હતાં. ઇ. સ. ૧૮૩૮ માં તેઓએ એક મોટી સભા ભરી, અને તેમાં "લોકનો પટ્ટો" (The Charter) એ નામે લેખ તૈયાર કરીને તેમાં ૭ માગણીઓ કરી: (૧) પાર્લામેન્ટની ચુંટણી દર સાલ થવી જોઇએ. (૨) ઉંમરે પહોંચેલા દરેક પુરૂષને મત આપવાનો અધિકાર હોવો જોઈએ. (૩) મતદારોએ ચુંટણી વખતે "બેલોટ" (ગુપ્ત રીતે) પદ્ધતિથી મત આપવા જોઈએ (૪) પાર્લામેન્ટના સભ્યો ને પગાર મળવો જોઇએ. (૫) દેશના એવા વિભાગ કરવા કે જેથી દરેક વિભાગમાં મતદારોની સંખ્યા સરખી રહે. (૬) અમુક આવકવાળો પુરૂષજ પાર્લામેન્ટનો સભ્ય થઇ શકે એવું બંધન રદ કરવું, અને તવંગર અથવા ગરીબ બન્નેને પાર્લામેન્ટના સભ્ય થવાનો સમાન અધિકાર હોવો જોઇએ.

આ ચળવળ કરનારાઓ ચાર્ટીસ્ટ્સ (Chartists) કહેવાય છે. તેમની ચળવળ છેક ઈ. સ. ૧૮૪૮ સુધી ચાલુ રહી. તેમની કેટલીક માગણીઓ સ્વીકારવામાં આવી છે.

**Free Trade Movement.**

(૨) નિરંકુશ વેપારઃ—ઈ. સ. ૧૮૧૫ માં ઈંગ્લાંડના ખેડુતોને મદદ કરવા માટે "ધાન્યનો કાયદો" (Corn Law) પસાર કરવામાં આવ્યો હતો. આ કાયદાથી પરદેશથી આવતાં અનાજ ઉપર મોટી જકાત લેવાતી. આથી ઈંગ્લાંડમાં અનાજના ભાવ ઘણા ઉંચા રહેતા. પરિણામે ગરીબ લોકોને પૂરતું ખાવાનું પણ મળતું નહિ. આ ધાન્યનો કાયદો રદ થાય તો અનાજ સોંઘું થાય અને ગરીબ લોકોને રાહત મળે, એવા હેતુથી રિચર્ડ કોબ્ડન અને જ્હોન બ્રાઈટે ઇ. સ. ૧૮૩૯ માં ધાન્યના કાયદાનો વિરોધ કરનારૂં મંડળ (Anti-Corn Law League) સ્થાપ્યું, અને જબરી ચળવળ શરૂ કરી. તેમની ચળવળને પરિણામે ધાન્યના કાયદામાં રહેલો અન્યાય સમજાતાંજ પ્રજામત બદલાવા લાગ્યો. જ્યારે ઈ. સ. ૧૮૪૧માં રોબર્ટ પીલ મુખ્ય પ્રધાન થયો, ત્યારે તેણે દેશનો વેપાર વધારવા માટે અનાજ સિવાયની ઘણી ચીજો ઉપરની જકાત ઓછી કરીને નિરંકુશ વેપારની શરૂઆત કરી. ઈ. સ. ૧૮૪૫-૪૬ માં આયર્લેન્ડમાં બટાટાનો પાક નિષ્ફળ જવાથી ત્યાં ભયંકર દુકાળ પડ્યો. હજારો આયરીશો ભૂખમરાથી અને રોગથી મરી ગયા.

કેટલાક અમેરિકા જતા રહ્યા. આ સ્થિતિમાં પીલને કૃત્રિમ ઉપાયોથી લોકોનો રોટલો મોંઘો કરી નાંખવામાં નિર્દયતા લાગી. તેથી ઇ. સ. ૧૮૪૬ માં તેના સાથીઓનો વિરોધ છતાં તેણે “ ધાન્યનો કાયદો ” રદ્દ કર્યો. આ રીતે ઈંગ્લાંડમાં નિરંકુશ વેપારની પદ્ધતિ શરૂ થઈ.

## ( ૩ ) ક્રીમીઅન વિગ્રહ.

### The Crimean War.

### ( ઈ. સ. ૧૮૫૪-૧૮૫૬ )

કારણો:—ઈ. સ. ૧૮૫૪ માં રશિઆ અને તુર્કી વચ્ચે વિગ્રહ થયો, તેમાં તુર્કીના પક્ષમાં ઈંગ્લાંડ, ફ્રાન્સ અને સાર્ડીનીઆ ભળ્યાં. આ વિગ્રહનાં કારણો નીચે મુજબ હતાં:—

( ૧ ) ઈ. સ. ૧૮૫૨ થી તુર્કી અને રશિયા વચ્ચે જેરૂસલેમનાં તીર્થસ્થળો માટે તકરાર ચાલતી હતી, અને તુર્કીમાં રહેતા સર્વ ખ્રિસ્તીઓને પોતાનાં રક્ષણ નીચે મૂકવાની માગણી રશિઆએ કરી. પણ તુર્કીના સુલતાને આ માગણીનો અસ્વીકાર કર્યો. ( ૨ ) તુર્ક લોકો રશીઅન જાતિના તેમના ગુલામો સાથે ઘાતકી રીતે વર્તે છે એવું રશિઆએ જાહેર કર્યું. ( ૩ ) તુર્ક લોકોએ ડાર્ડાનેલ્સની સામુદ્રધુનિનો માર્ગ સઘળાં યુરોપીઅન વહાણો માટે બંધ કર્યો. આથી રશિઆએ કોન્સ્ટાંટિનોપલ કબજે કરવાની તૈયારી કરી.

**પરિણામઃ**—આ વિગ્રહમાં રશિઆની હાર થઇ, અને ઇ. સ. ૧૮૫૬માં પારીસની સંધિથી તેનો અંત આવ્યો. આ સંધિની શરતો નીચે મુજબ હતી.

( ૧ ) રશિઆએ તુર્કીની આંતરિક બાબતોમાં માથું મારવાનું છોડી દીધું. ( ૨ ) કાળો સમુદ્ર બધાં રાજ્યોને માટે ખુલ્લો મુકાયો. રશિઆ માત્ર ત્યાં છ મનવારોજ રાખી શકે. ( ૩ ) ડાન્યુબ નદીમાં વહાણો હંકારવાની તેને પરવાનગી મળી. ( ૪ ) મોલ્ડેવીઆ, વોલેચીઆ અને સર્વિઆને તુર્કીથી સ્વતંત્ર કરવામાં આવ્યા.

## ( ૪ ) ચીન સાથે વિગ્રહો.

**Wars with China.**

( અ ) ચીન સાથે ઈંગ્લાંડને ઈ.સ. ૧૮૪૦માં પહેલો વિગ્રહ શરૂ થયો. તેનું કારણ એ હતું કે હિન્દમાંથી અફીણની આયાત ચીનની સરકારે અટકાવી. આથી ઈંગ્લાંડને ઘણી ખોટ ગઈ. વિગ્રહને પરિણામે ઈંગ્લાંડને હોંગકોંગ મળ્યું.

( બ ) ચીન સાથે બીજો વિગ્રહ ઈ. સ. ૧૮૫૭માં થયો. તેનું કારણ એ હતું કે દાણચોરીથી માલ લાવતાં એક અંગ્રેજ વ્હાણને ચીના લોકોએ પડયું હતું. આ વિગ્રહને પરિણામે ચીનનાં પાંચ બંદરો પરદેશીઓ માટે ખુલ્લાં મૂકાયાં, અંગ્રેજોને કેટલાક ખાસ હક્કો મળ્યા, અને ચીનની રાજધાનીમાં એક અંગ્રેજ એલચી રાખવાનું ચીનની સરકારે કબુલ કર્યું.

(ક) ઈ. સ. ૧૮૫૯માં ત્રીજીવાર ચીન સાથે વિગ્રહ થયો. તેનું કારણ એ હતું કે ચીનની રાજધાની પેકીંગ જતા અંગ્રેજ અને ફ્રેંચ એલચીઓને ચીનાઇ અમલદારોએ અટકાવ્યા. આ વિગ્રહને પરિણામે અંગ્રેજ અને ફ્રેંચ લશ્કરોએ પેકીંગ લીધું, અને ચીનની સરકારને કેટલીક માગણીઓ સ્વીકારવાની ફરજ પાડી.

## ( ૫ ) આફ્રિકામાં વિગ્રહો.

### Wars in Africa.

**(અ) એબિસીનીઆની સાથે વિગ્રહઃ**—એબિસીનીઆના રાજા થીઓડોરે કેટલાક અંગ્રેજોને કેદ કર્યાં હતા. અને તેમને છોડવાની તે ના પાડતો હતો. તેથી તેને સાથે વિગ્રહ જાહેર કરવામાં આવ્યો. સર રોબર્ટ નેપીઅરે મગડાલા લીધું, અને રાજા થીઓડોરે આપઘાત કરવાથી વિગ્રહનો અંત આવ્યો (ઇ. સ. ૧૮૬૮).

**(બ) ઝુલુ લોકો સાથે વિગ્રહ (ઈ. સ. ૧૮૭૯).**

દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલ અને નાતાલની પાડોશમાં ઝુલુ નામના લડાયક લોકો રહેતા હતા. તેમની તરફથી આ સંસ્થાનોને પૂરો ભય હતો. તેમનું રક્ષણ કરવા માટે ઈંગ્લાંડે ઈ. સ. ૧૮૭૭માં ટ્રાન્સવાલ ખાલસા કર્યું. આથી ઝુલુ લોકો અને અંગ્રેજો વચ્ચે વિગ્રહ થયો. અંગ્રેજોએ તેમના મુલક ઉપર ઈ. સ. ૧૮૮૧ માં ચઢાઈ કરી, પણ ઈસાન્ધલાના પાસે તેમની હાર થઈ. છેવટે

બીજાં યુદ્ધમાં ઉલાન્દી આગળ ઝુલુઓને હરાવવામાં આવ્યા.

(ક) પહેલો બોઅર વિગ્રહ (ઈ. સ. ૧૮૮૧)

અંગ્રેજોએ ટ્રાન્સવાલ લઇ લીધું હતું, તેથી ત્યાંના વતની બોઅર લોકો ગુસ્સે થયા હતા. અને ઝુલુઓ સાથેનો વિગ્રહ પૂરો થયો કે તરત જ તેઓએ બળવો કર્યો. અંગ્રેજો માજુબાની ટેકરી પાસે હારી ગયા, અને ટ્રાન્સવાલની સ્વતંત્રતા તેઓએ કબુલ રાખી.

(ડ) ઇજીપ્ટમાં વિગ્રહ (ઈ. સ. ૧૮૮૨).

જ્યારે લોર્ડ બીકન્સફીલ્ડ મુખ્ય પ્રધાન હતો, ત્યારે ઈજીપ્ટને ઈંગ્લાંડ અને ફ્રાંસના સંયુક્ત કારભાર નીચે મૂકવામાં આવ્યું. ત્યાંનો રાજ્યકર્ત્તા ખેદીવ માત્ર નામનોજ રાજા હતો. તેની પાસે કશી સત્તા ન હતી. આથી અરબી પાશાની સરદારી નીચે ઇજીપ્ટના લોકોએ બળવો કર્યો. અંગ્રેજોએ એલેકઝાન્ડ્રીઆના કિલ્લા ઉડાડી દીધા, અને વુલસ્લીએ અરબી પાશાને તેલ-અલ-કબીરના યુદ્ધમાં હરાવ્યો. અરબીને કેદ કરીને સીલોન મોકલવામાં આવ્યો.

(ઈ) સુદાનમાં વિગ્રહઃ—ઈજીપ્ટમાં અરબી પાશાની હાર થયા પછી તરતજ સુદાનમાં બળવો ફાટી નીકળ્યો. બળવાખોરોનો આગેવાન મ્હાદી નામનો ધર્મ-ગુરૂ હતો. તેની સામે ઈજીપ્ટે મોકલેલા લશ્કરનો તેણે નાશ કર્યો. આથી ગોર્ડન નામના અંગ્રેજ સરદારને ત્યાંથી

બધું લશ્કર પાછું ખેંચી લેવા માટે મોકલવામાં આવ્યો. પરંતુ ગોર્ડન માર્યો ગયો (ઈ. સ. ૧૮૮૫). ઇ. સ. ૧૮૯૬ માં અંગ્રેજોએ કીચનરની સરદારી નીચે સુદાન ઉપર ચઢાઈ કરી, અને ઓમદુરમાનનાં યુદ્ધમાં બળવાખોરોને સખત હાર આપી. આથી મ્હાદીની સત્તાનો નાશ થઈ ગયો, અને સુદાન ફરી વાર અંગ્રેજોના કબજામાં આવ્યું.

(ફ) **બીજો બોઅર વિગ્રહઃ**—(ઈ. સ. ૧૮૯૯–૧૯૦૨). ૧૮૮૪માં ટ્રાન્સવાલ સ્વતંત્ર થયું, અને ત્યાંના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ પોલ ક્રુગર અંગ્રેજોનો કટ્ટો વિરોધી હતો. ઇ. સ. ૧૮૮૬માં ટ્રાન્સવાલમાં સોનાની ખાણો જડી આવી, તેથી અંગ્રેજો અને બીજા યુરોપીયનો મોટી સંખ્યામાં ત્યાં આવીને વસવા લાગ્યા. ક્રુગરે આ નવા આવેલા લોકો ઉપર ભારે કરો નાખ્યા. અને તેમને રાજકીય હક્કો આપવાની ના પાડી. નવા આવેલા લોકોએ રાજકીય હક્કો મેળવવા માટે લડત શરૂ કરી. આ ઉપરાંત અંગ્રેજોનો વેપાર ભાંગી પડે તેવા હેતુથી ક્રુગરે પોર્ટુગીઝ લોકોને કેટલાક વેપારના હક્ક આપ્યા. આથી અંગ્રેજો ઉશ્કેરાઈ ગયા. તેઓએ ડોકટર જેમીસનની સરદારી નીચે બંડ કર્યું અને ટ્રાન્સવાલ ઉપર સ્વારી કરી. પણ તેમની હાર થઈ, અને જેમીસનને પકડવામાં આવ્યો. આથી ઇંગ્લાંડ અને ટ્રાન્સવાલ વચ્ચે દુશ્મનાવટ વધી. તેને પરિણામે ઈ. સ. ૧૮૯૯માં બન્ને દેશો વચ્ચે વિગ્રહ શરૂ થયો.

આ વિગ્રહમાં શરૂઆતમાં બોઅરોની જીત થઈ, પણ છેવટે તેમનો પૂર્ણ પરાજય થયો, અને ઇ. સ. ૧૯૦૨ માં ટ્રાન્સવાલ અને તેને મદદ કરનાર ઓરેન્જ ફ્રી સ્ટેટને બ્રિટીશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યા.

## (૬) કેળવણી સંબંધી સુધારા.

### Education Act of 1870.

ઈ. સ. ૧૮૩૩ માં પાર્લામેન્ટે કાયદો કરીને ઠરાવ્યું હતું કે દર વર્ષે ૨૦૦૦૦ પાઉંડ કેળવણી પાછળ ખર્ચવા. ઇ. સ. ૧૮૩૯ માં આ રકમમાં વધારો કરીને ૩૦૦૦૦ પાઉંડની કરવામાં આવી હતી. ઈ. સ. ૧૮૪૦ માં શાળાઓની વાર્ષિક તપાસ કરવાનું ફરજીઆત કરવામાં આવ્યું. પરંતુ ઇંગ્લાંડમાં કેળવણીનો પ્રચાર કરવા માટે સૌથી અગત્યનો કાયદો "કેળવણીનો કાયદો" (Education Act) ઈ. સ. ૧૮૭૦ માં પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી કેળવણી પાછળ ખર્ચની રકમ ચાલુ રાખવામાં આવી, અને એવું ઠરાવવામાં આવ્યું કે જે પરગણામાં શાળાઓ ઓછી હોય ત્યાં "સ્કૂલ બોર્ડો" સ્થાપવાં. આ બોર્ડોને નવી શાળાઓનાં મકાન બાંધવાને માટે, તથા શાળાઓ ચલાવવા માટે જોઈતાં નાણાં તે પરગણામાંથી કર નાંખીને વસુલ કરવાની સત્તા આપવામાં આવી. ઇ. સ. ૧૮૯૧ માં બીજો કેળવણીનો કાયદો કરવામાં આવ્યો, અને તેનાથી પ્રાથમિક કેળવણી મફત અને

ફરજીયાત કરવામાં આવી. આ કાયદાઓથી દેશમાં કેળવણીનો પ્રચાર ઘણી ઝડપથી થઈ ગયો.

## (૭) બ્રિટિશ સામ્રાજ્યનો વિકાસ

(અ) કેપ્ટન કુકે ઓસ્ટ્રેલીઆ ખંડ શોધી કાઢ્યો ત્યાર પછી ઈ. સ. ૧૭૭૦ માં ત્યાં દરિયાપારની શિક્ષા પામેલા કેદીઓને મોકલવામાં આવ્યા. તેઓએ સિડની શહેર વસાવ્યું. ધીમે ધીમે તે ખંડમાં બીજા વસી શકાય એવા અને ફળદ્રુપ ભાગો શોધી કાઢવામાં આવ્યા, અને ત્યાં અંગ્રેજો જઇને વસવા લાગ્યા. ત્યાર પછી કેદીઓને ત્યાં મોકલવાનું બંધ કરવામાં આવ્યું. ઇ. સ. ૧૮૪૦ માં ઓસ્ટ્રેલીઆની નજીક આવેલા ન્યુઝીલેન્ડમાં પણ અંગ્રેજો વસવા લાગ્યા. ત્યાંના વતની માઓરી કહેવાતા. તેમને ઈ. સ. ૧૮૬૦–૧૮૭૧ ના વિગ્રહોમાં હરાવ્યા પછી ત્યાં શાંતિ પ્રસરી, અને ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડ બ્રિટીશ સામ્રાજ્યના ભાગ થઇ ગયા.

(બ) ઈ. સ. ૧૮૦૬ માં નેપોલીયનની સાથેના વિગ્રહ દરમિયાન અંગ્રેજોએ દક્ષિણ આફ્રિકામાં આવેલું કેપ કોલોનીનું ડચ સંસ્થાન કબજે કર્યું. ત્યાર પછી પૂર્વ કિનારા ઉપર ડરબનમાં અંગ્રેજો જઇને વસ્યા. આવી રીતે ત્યાં નાતાલનાં સંસ્થાનની શરૂઆત થઈ. કેપ કોલોની પાસે આવેલા ગ્રીકાલેન્ડ નામના મુલકમાં ઈ. સ. ૧૮૬૭ માં હીરાની ખાણો જડી. આથી તે મુલક

અંગ્રેજોએ લઈ લીધો. ઈ. સ. ૧૮૭૭ માં ટ્રાન્સવાલનું ઝુલુ લોકોથી રક્ષણ કરવાને બ્હાને તે મુલક અંગ્રેજોએ લઈ લીધો. પરંતુ ત્યાંના વતની બોઅર લોકોએ તેમની સામે બંડ કર્યું, અને અંગ્રેજોને હરાવીને સ્વતંત્ર થઈ ગયા. તેમની સામે અંગ્રેજોએ ઇ. સ. ૧૮૯૯ માં વિગ્રહ જાહેર કર્યો, અને ઈ. સ. ૧૯૦૨ માં ટ્રાન્સવાલ અને ઓરેન્જ ફ્રી સ્ટેટ ખાલસા કર્યાં.

(૪) આ પ્રમાણે પશ્ચિમ આફ્રિકામાં ગેમ્બીઆ અને સીએરા લીઓન અંગ્રેજોએ લીધાં, અને ઈ. સ. ૧૮૭૭ માં આશાન્તીનો મુલક જીતીને કબજો કરવામાં આવ્યો; ઇજીપ્ટમાં ઇંગ્લાંડનું જોર વધી ગયું, અને તેને બ્રિટીશ રક્ષણ નીચે લીધું. સુદાન પણ જીતી લેવામાં આવ્યું. આવી રીતે આફ્રિકાના ઘણા ભાગો અંગ્રેજ સામ્રાજ્યમાં આવ્યા.

હિન્દુસ્તાનમાં અંગ્રેજોએ પંજાબ જીતી લીધો અને ચીન પાસેથી હોંગકોંગ લીધું.

## (૮) પાર્લામેન્ટના સુધારા.

### Parliamentary Reforms.

ઈ. સ. ૧૮૩૨માં પાર્લામેન્ટની સુધારણાનો કાયદો થયો, ત્યાર પછી પાર્લામેન્ટની વધુ સુધારણા માટે બે મહત્ત્વના કાયદાઓ પસાર થયા. પહેલો કાયદો ઈ. સ. ૧૮૬૭માં અને બીજો કાયદો ઈ. સ. ૧૮૮૪–૮૫માં પસાર

થયો. આ બન્ને કાયદાઓથી ઈંગ્લાંડમાં પ્રજાતંત્રનો વિકાસ થયો. પાર્લામેન્ટ પ્રજાની ખરેખરી પ્રતિનિધિ બની અને પ્રજાના દરેક વર્ગને પાર્લામેન્ટમાં પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક મળ્યો. ઇ. સ. ૧૮૬૭માં લોર્ડ ડર્બીનાં કોન્ઝરવેટીવ પ્રધાનમંડળે પાર્લામેન્ટની સુધારણાનો કાયદો પસાર કર્યો. આ કાયદાથી ( ૧ ) અગીઆર શહેરોને બે પ્રતિનિધિ મોકલવાનો હક્ક, અને બીજાં ૨૩ શહેરોને એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવામાં આવ્યો, તેમજ કેટલાંક પરગણાંઓને પ્રતિનિધિ મોકલવાનો નવો હક્ક આપવામાં આવ્યો. ( ૨ ) શહેરમાં રહેનાર દરેક ઘરના માલિકને અને વાર્ષિક દશ પૌંડનું ભાડું ભરનાર ભાડુતને મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો, તેમજ વાર્ષિક ૧૨ પૌંડ ભરનાર ખેડુતને અને પાંચ પૌંડનો કર ભરનાર જમીનદારને મતાધિકાર આપવામાં આવ્યો. આ કાયદાથી શહેરના મજુર લોકોને અને ગામડાંમાં રહેતા ખેડુતોને મતાધિકાર મળ્યો.

ઈ. સ. ૧૮૮૪–૮૫ માં ગ્લેડસ્ટનનાં લિબરલ પ્રધાન મંડળે પાર્લામેન્ટની સુધારણાનો ત્રીજો કાયદો પસાર કરાવ્યો. આ કાયદાથી (૧) ૧૫૦૦૦ થી ઓછી વસ્તીવાળાં શહેરોનો પ્રતિનિધિ મોકલવાનો હક્ક લઈ લેવામાં આવ્યો; અને ૫૦૦૦૦ ની વસતીવાળાં શહેરોને એકજ પ્રતિનિધિ મોકલવાનો અને શહેરના દરેક વિભાગ (વોર્ડ) ને એક એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવામાં

આવ્યો. (૩) પાર્લામેન્ટના સભ્યોની સંખ્યા ૬૫૮ને બદલે ૬૭૦ કરવામાં આવી. (૪) ઘરના માલિકોને, એક વર્ષ સુધી એકજ ઘરમાં રહેનાર ભાડુતને, તથા ખેતરમાં મજુરી કરનાર મજુરને પણ આ કાયદાથી મતાધિકાર આપવામાં આવ્યો. એવી રીતે પચીસ લાખ લોકોને મતાધિકાર મળ્યો, અને પાર્લામેન્ટ ખરેખર પ્રજામત-વાળી થઈ.

## (૯) આયર્લેન્ડનો પ્રશ્ન.

**Irish Affrirs during the 19th Century.**

(ઇ. સ. ૧૮૦૦ થી ૧૯૦૦ સુધી).

ઈ. સ. ૧૮૦૦ માં આયરીશ અને ઇંગ્લીશ પાર્લામેન્ટને એક કરવાનો કાયદો કરવામાં આવ્યો. આ કાયદાથી આયલેન્ડને ૪ ધર્મગુરૂઓ અને ૨૮ અમીરો મળી ૩૨ સભ્યોને અમીરોની સભામાં, અને ૧૦૦ સભ્યોને આમની સભામાં મોકલવાનો હકક મળ્યો; અને બન્ને દેશો વચ્ચે નિરંકુશ વેપારની છુટ મૂકવામાં આવી. પરંતુ આ કાયદાથી આયરીશ પ્રજાનું સમાધાન નહિ થવાથી તે રદ કરાવવા માટે તેઓએ ચળવળ શરૂ કરી.

૧૯ મા સૈકામાં ઈંગ્લાંડની પાર્લામેન્ટ સમક્ષ આયરીશ પક્ષ વારંવાર આવવા લાગ્યો. ઇ. સ. ૧૮૨૯, ૧૮૩૪, ૧૮૪૬ અને ૧૮૮૬ માં પ્રધાનમંડળો બદલાયાં તે સર્વ આયલેન્ડના પ્રશ્ન ઉપર મતભેદ થવાને લીધેજ હતું.

ડેનીઅલ ઓકોનેલ નામના એક સુપ્રસિદ્ધ આયરીશ બૅરીસ્ટરે ઈ. સ. ૧૮૨૩ માં "કેથોલિક એસોસીએશન" સ્થાપ્યું. રોમન કેથોલિકો ઉપર જે રાજકીય બંધનોના કાયદાઓ હતા તે રદ કરાવવા માટે આ મંડળ તેણે સ્થાપ્યું હતું. તેની ચળવળને પરિણામે કેથોલિકોની મુક્તિનો કાયદો (Relief Bill) ઈ. સ. ૧૮૨૯ માં પસાર કરવામાં આવ્યો, અને ટેસ્ટ એકટ અને કોર્પોરેશન એકટ રદ કરવામાં આવ્યા. ત્યારબાદ ઓકોનેલે આયર્લૅન્ડનાં પ્રોટેસ્ટંટ ચર્ચ વિરૂદ્ધ ચળવળ ઉપાડી, અને પ્રોટેસ્ટંટ ચર્ચ નિભાવવા માટે આયરીશ કેથોલિકો પાસેથી કર ઉઘરાવનારા અમલદારોનાં ખૂન થવાં લાગ્યાં. ઇ. સ. ૧૮૩૫ લૉર્ડ મેલ્બોર્ને પ્રધાનપદે આવતાંજ ઓકોનેલ જોડે વિષ્ટિ ચલાવવી શરૂ કરી. આથી કરની બાબતમાં કેટલોક સુધારો કરવામાં આવ્યો. અને ઈંગ્લાંડની પેઠે આયર્લૅન્ડમાં ગરીબીનો કાયદો પસાર કરવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૪૧ માં ઓકોનલે બન્ને દેશની પાર્લામેન્ટનું જોડાણ કરનારો ઇ. સ. ૧૮૦૦ નો કાયદો રદ કરવા માટે ચળવળ શરૂ કરી. વ્યાખ્યાનો શરૂ થયાં અને આયરીશોમાં સ્વદેશાભિમાનનો જુસ્સો આવ્યો. આથી ઈ. સ. ૧૮૪૩ માં સભાબંધીનો કાયદો કરવામાં આવ્યો, અને ઓકોનલની એક જંગી સભા અટકાવવામાં આવી. પછી પીલે તેના ઉપર રાજ્યદ્રોહી ભાષણો કરવાનો આરોપ મૂકીને તેને કેદખાનામાં મોકલાવ્યો. પાછળથી પીલ અને

ઓકોનેલ વચ્ચે વિષ્ટિ ચાલી, તેમાં ઓકોનેલે નમતું આપ્યું. આથી "તરૂણ આયર્લેન્ડ" (Young Ireland) નામે નવા સ્થપાયેલા પક્ષે તેને નેતા તરીકે સ્વીકારવાની ના પાડી.

ઇ. સ. ૧૮૪૬ આયર્લેન્ડમાં ભયાનક દુકાળ પડ્યો. અસંખ્ય લોકો ભૂખે મરવા લાગ્યા: કેટલાક દેશ છોડીને અમેરિકા ચાલ્યા ગયા. સરકારે લોકોને સહાય આપી. ગરીબોનાં કલ્યાણઅર્થે જમીન વેચાણનો કાયદો કર્યો. પરંતુ તેનું પરિણામ અનિષ્ટ આવ્યું. દેશમાં બેકારી વધી પડી. ઠેકઠેકાણે હુલ્લડો થવા લાગ્યાં. ત્યારે સરકારે ઉગ્ર દમનનીતિ આદરી. આથી સ્મીથ ઓબ્રાયનની આગેવાની નીચે આયરીશ લોકોએ સશસ્ત્ર ચળવળ શરૂ કરી.

આયર્લેન્ડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાના હેતુથી ક્રાન્તિકારક બળવાખોરોએ ઇ. સ. ૧૮૫૯ માં "ફેનીયન સોસાયટી સ્થાપી.

ઈ. સ. ૧૮૬૯માં ગ્લેડસ્ટન પ્રધાનપદે આવ્યો. તેણે આયર્લેંડના પ્રોટેસ્ટ ચર્ચ સાથે સરકારી સંબંધ બંધ કરીને બચત નાણાંનો બીજો ઉપયોગ કરવાનો કાયદો કર્યો. ઈ. સ. ૧૮૭૦ માં તેણે જમીનનો કાયદો કર્યો. પરંતુ આથી આયરીશ લોકોને સંતોષ થયો નહિ. આથી ગ્લેડસ્ટને સખ્તાઇના કાયદા કર્યા.

ડીઝરાએલી પ્રધાનપદે આવતાં આયરીશ નેતા પાર્નેલે આયરીશ ચળવળની આગેવાની લીધી. તેણે ઈ. સ.

૧૮૭૯ માં "જમીન સંઘ" (Land League) સ્થાપી, અને આયરીશ જમીનદારો વિરૂદ્ધ ઉગ્ર ચળવળ શરૂ કરી. દેશમાં હુલ્લડો અને અત્યાચારો થવા લાગ્યા, ત્યારે ઇ. સ. ૧૮૮૧ માં લિબરલ પ્રધાનમંડળે જમીનનો બીજો કાયદો કર્યો, પરંતુ તેથી આયર્લેન્ડમાં અસંતોષ ઓછો થયો નહિ. ખુનામરકી વધી પડી. આથી પાર્નેલને કેદ કરવામાં આવ્યો ને કડક કાયદાઓ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૮૬ માં ગ્લેડસ્ટને આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો કાયદો પાર્લામેન્ટ સમક્ષ રજુ કર્યો. આથી લિબરલ પક્ષમાં બે તડ પડી ગયાં, અને યુનિઅનીસ્ટ નામે નવો પક્ષ સ્થપાયો. ઇ. સ. ૧૮૯૨ માં ગ્લેડસ્ટને ફરીથી એ જ કાયદો પાર્લામેન્ટમાં રજુ કર્યો. પરંતુ અમીરોની સભામાં તે પસાર થયો નહિ.

યુનિઅનીસ્ટ પક્ષે ૧૮૮૬ થી ૧૮૯૨, અને ૧૮૯૫ થી ૧૯૦૫ સુધી આયર્લેન્ડમાં કડક નીતિ રાખી શાંતિ આણી. આયર્લેન્ડમાં કેટલાક સુધારા કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૯૮ માં સ્થાનિક સ્વરાજ્યમાં સુધારા કરવામાં આવ્યા, અને ઇ.સ. ૧૯૦૩ના કાયદાથી ખેડુતને જમીન ખરીદનાં કાર્યમાં સુગમતા કરી આપવામાં આવી. આખરે ઇ.સ. ૧૯૧૨માં એસ્કવીથે આયર્લેન્ડને સ્વરાજ આપવાનો કાયદો રજુ કર્યો. તે કાયદો ૧૯૧૪માં પસાર થયો. પરંતુ મહાન્ વિગ્રહ ફાટી નીકળવાથી તેનો અમલ થયો નહિ. ઇ. સ. ૧૯૨૨માં તેને સંપૂર્ણ સ્વરાજ આપવામાં આવ્યું.

## (૧૦) વિકટોરીઆના મહાન્ પ્રધાનો.

### (૧) સર રોબર્ટ પીલ.

**Sir Robert Peel.**

પીલનો જન્મ ઈ. સ. ૧૭૮૮ માં એક શ્રીમંત કારખાનાવાળાનાં કુટુંબમાં થયો હતો. ઇ. સ. ૧૮૦૯ માં તે પાર્લામેન્ટમાં દાખલ થયો. તે ટોરી હતો, પરંતુ સમયસુચક અને પ્રગતિશીલ હતો. તેની હુશિયારી અને ઉદ્યોગી સ્વભાવથી તે ખ્યાતિમાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૧૨ માં તેને આયર્લૅન્ડના લૉર્ડ લેફ્ટેનન્ટનો સેક્રેટરી બનાવવામાં આવ્યો હતો. પ્રથમ તે કેથોલિકોને છુટ આપવાની વિરૂદ્ધમાં હતો, પણ પાછળથી તેને પોતાની ભૂલ સમજાઈ, અને તેણે કેથોલિકોનો પક્ષ લીધો. લૉર્ડ લિવરપુલનાં પ્રધાનમંડળે કરેલા ઘણા ખરા સુધારાઓ પીલને આભારી છે. ઈ. સ. ૧૮૨૨ માં તે પ્રધાનમંડળમાં હતો ત્યારે તેણે ફોજદારી ગુન્હા સંબંધી કાયદામાં સુધારો કરી કેટલાક ગુન્હા માટે ફાંસીની શિક્ષા રદ કરી. ઇ. સ. ૧૮૨૯ માં તેણે કેથોલિકોને મુક્તિ આપવાના કાયદાને ટેકો આપ્યો.

ઇ. સ. ૧૮૪૧-૪૬ સુધી તે મુખ્ય પ્રધાનની પદવીએ રહ્યો હતો. ઈ. સ. ૧૮૪૧ માં તે મુખ્ય પ્રધાન થયો, ત્યારે આયરીશ આગેવાન ડેનીઅલ ઓકોનેલ આયર્લેન્ડને ઈંગ્લાંડથી છુટું પાડવાની ચળવળ કરતો હતો.

ઈ. સ. ૧૮૪૩ માં પીલે ઓકોનેલને કેદ કરી આ ચળ-વળનો અંત આણ્યો.

દેશના વેપાર અને ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે પીલે નિરંકુશ વેપાર (Free Trade) નું તત્ત્વ સ્વીકાર્યું, અને અનાજ અને ખાંડ સિવાયની દરેક ચીજો ઉપરથી જકાત ઓછી કરી, અને ઉપજમાં ઘટાડો ન થાય તેટલા માટે આવક વેરો વધાર્યો. ઇ. સ. ૧૮૪૪ માં બેંક એક્ટ પસાર કરીને બેંકોનો ચલણી નોટો કાઢવાનો હક્ક મર્યાદિત કર્યો. એન્ટી કોર્ન લૉ લીગની ચળવળને લીધે, અને આયર્લેન્ડમાં પડેલા મોટા દુકાળને લીધે તેણે ઈ. સ. ૧૮૪૬ માં અનાજના કાયદાઓ રદ કર્યા. આ કારણથી તેના પક્ષમાં ફાટફુટ પડી. ત્યાર પછી તેણે કારખાનાનો કાયદો પસાર કરાવીને ઇંગ્લાંડની આર્થિક સ્થિતિ સુધારી.

તેણે આયરીશ લોકોની ચળવળ લશ્કરી મદદથી દાબી દીધી હતી, છતાં તેમનાં હિતનાં ઘણાં કામ તેણે કર્યાં. આયર્લેન્ડમાં કેળવણીનો પ્રચાર કર્યો, અને આય-રીશ ખેડુતોનું દુઃખ દૂર કરવા તેણે બનતા પ્રયત્નો કર્યાં.

તેની પરદેશો સંબંધી રાજ્યનીતિ શાંતિની હતી. અફઘાનિસ્તાન અને ચીન સાથેના વિગ્રહો બંધ કરીને તેમની સાથે સુલેહ કરી. ફ્રાંસ સાથે મિત્રાચારીનો સંબંધ રાખ્યો, અને અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટસ અને કેનેડા વચ્ચેની સરહદની તકરારનો સંતોષકારક રીતે નિકાલ કર્યો.

પીલ ટોરી હતો, પણ તેનામાં વેપારી દૃષ્ટિ અને દેશની આર્થિક સ્થિતિ સમજવાની શક્તિ અસાધારણ હતી. તે ઈ. સ. ૧૮૫૦ માં મરણ પામ્યો.

## (૨) લોર્ડ પામર્સ્ટન.

**Lord Palmerston.**

પામર્સ્ટનનો જન્મ ઈ. સ. ૧૭૮૪ માં થયો હતો. તેણે લગભગ ૫૦ વર્ષ રાજ્યની નોકરીમાં ગાળ્યાં હતાં. તે મહારાણી વિક્ટોરીયાના સમયનો રાજપુરૂષ હતો. બચપણથી તેણે ભવિષ્યની મોટાઈનાં ચિહ્નો પ્રદર્શિત કર્યાં હતાં. તે ઈ. સ. ૧૮૦૭ માં પાર્લામેન્ટનો સભ્ય થયો. ઈ. સ. ૧૮૦૯ માં લડાઈ ખાતાંનો પ્રધાન થયો, અને ઇ. સ. ૧૮૨૮ સુધી તે હોદ્દા ઉપર રહ્યો હતો. અર્લ ગ્રેએ તેને પરદેશ ખાતાંનો પ્રધાન બનાવ્યો હતો. ઈ. સ. ૧૮૩૦ થી ૧૮૬૫ સુધી (વચલાં થોડાંક વર્ષો બાદ કરીને) તેણે આ હોદ્દા ઉપર કામ કર્યું હતું. તેણે કેનીંગનું બાકી રહેલું કામ પાર પાડયું, અને કેનીંગની પરદેશોની સાથેની રાજ્યનીતિ પ્રમાણે ચાલીને તેણે યુરોપમાં ઈંગ્લાંડની સત્તા અને પ્રતિષ્ઠા વધાર્યાં. તે બહુ સ્વતંત્ર વિચારનો માણસ હતો. બીજા દેશોમાં ઇંગ્લાંડની પ્રતિષ્ઠા વધારવા તરફ તે હમેશાં ધ્યાન રાખતો. તેની પરદેશી રાજ્યનીતિનાં ત્રણ સૂત્રો હતાં. (૧) ઈંગ્લાંડની પ્રતિષ્ઠા બીજા રાજ્યોમાં વધારવી. (૨) બીજા દેશોમાં દેશાભિ-

આનની જાગ્રતિને ઉત્તેજન આપવું. (૩) રશિઆની પૂર્વના દેશોને જીતી લેવાની મહત્ત્વાકાંક્ષા અટકાવવી, અને તુર્કીને મદદ આપી રશિઆને દાબમાં રાખવું.

ઇ. સ. ૧૮૩૦ માં બેલ્જીયમે સ્વતંત્ર થવાનો નિશ્ચય કર્યો. ફ્રાન્સે તેને મદદ આપવાની હા પાડી; પરંતુ તેમ થાય તો બેલ્જીયમમાં ફ્રાન્સની લાગવગ વધી જાય એમ હતું. તેથી તેમ થતું અટકાવવા માટે પામર્સ્ટને બેલ્જીયમનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું, અને હોલેન્ડ પાસે પણ કબુલ કરાવી લીધું. સ્પેન અને પોર્ટુગાલમાં ત્યાંના લોકો રાજકીય હક્કો મેળવવા માટે ચળવળ કરતા હતા, તેમને પામર્સ્ટને ઉત્તેજન આપ્યું. ઇ. સ. ૧૮૩૩ માં તુર્કસ્તાનના ઈજીપ્ટ પ્રાંતના સુબા મહમદઅલીએ તુર્કી વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું, અને ફ્રાન્સની મદદથી તુર્કીને હરાવ્યું ત્યારે યુરોપનાં બીજાં રાજ્યોને પામર્સ્ટને એક કરીને મહમદઅલીને હરાવ્યો. ઈ. સ. ૧૮૫૧ માં ફ્રાન્સનાં પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ લુઇ નેપોલિઅને રાજપદ ધારણ કર્યું અને ફ્રાન્સનો રાજા થયો. નેપોલીયનના આ કૃત્યને પામર્સ્ટને ખાનગી રીતે સંમતિ આપી હતી. તે વાત બહાર પડવાથી રાણીએ પામર્સ્ટનને રાજીનામું આપવાની ફરજ પાડી. જ્યારે ક્રિમીયન વિગ્રહ શરૂ થયો ત્યારે પામર્સ્ટન મુખ્ય પ્રધાન થયો, અને રશિઆને તુર્કી જીતતાં અટકાવ્યું. ઈ. સ. ૧૮૪૮ માં યુરોપના ઘણા દેશોમાં રાજ્યક્રાન્તિ થઇ ત્યારે પામર્સ્ટને તેમાં સહાનુ-

ભૂતિ બતાવી હતી. ચીનમાં ઈંગ્રીશ વાવટાનું અપમાન થવાથી તેણે ચીન વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું. જ્યારે જર્મનીએ ડેન્માર્ક વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું ત્યારે, અને પોલેન્ડે સ્વતંત્રતા મેળવવા માટે બંડ કર્યું ત્યારે તે તેમને મદદ કરી શકયો નહિ. તે ઇ. સ. ૧૮૬૯ માં મરણ પામ્યો. તે એક પ્રખર વક્તા અને વિવાદક હતો, અને ઇંગ્લાંડનાં ગૌરવ માટે તે બહુ કાળજી રાખતો.

## (૩) ડબલ્યુ. ઇ. ગ્લેડસ્ટન.

## W. E. Gladstone.

ગ્લેડસ્ટનનો જન્મ ઇ. સ. ૧૮૦૯ માં લિવરપુલમાં થયો હતો. માત્ર ત્રેવીસ વર્ષની ઉમરે તેણે રાજ્યદ્વારી બાબતોમાં ઝંપલાવ્યું. નાનપણમાં તેને કેનીંગની ઓળખાણ થઈ હતી, તેથી તે કોન્ઝરવેટીવ થયો. ઈ. સ. ૧૮૩૨ માં તે પાર્લામેન્ટનો સભ્ય થયો. પીલે તેને પ્રધાનમંડળમાં જગ્યા આપી હતી. પીલના આર્થિક સુધારાઓ ઘણે ભાગે ગ્લેડસ્ટનને આભારી છે. ત્યારપછી તેના વિચારો ધીમે ધીમે બદલાયા, અને તે લિબરલ પક્ષમાં ભળ્યો.

શાંતિ, કરકસર, ને સુધારો એ ગ્લેડસ્ટનનો મુદ્રાલેખ હતો. ઇ. સ. ૧૮૪૫ માં તે સંસ્થાનખાતાંનો પ્રધાન નીમાયો. ઇ. સ. ૧૮૫૨ માં તે વડો મહેસુલી અધિકારી થયો. ઈ. સ. ૧૮૫૫ માં તેને રાજીનામું આપવું પડયું. ઈ. સ. ૧૮૫૯ માં લિબરલ તરીકે તે

પામર્સ્ટનનાં પ્રધાનમંડળમાં આવ્યો. તે પહેલાં તેણે "હોમરનો યુગ" નામનું પુસ્તક લખ્યું હતું. આ સમયે તેણે ફ્રાન્સ સાથે વેપારી કરાર કર્યો, અને કાગળ ઉપરની જકાત કાઢી નાંખીને વર્તમાનપત્રોને સ્વતંત્રતા આપી. તેણે પોસ્ટ ઓફીસમાં સેવિંગ્ઝ બેંક સ્થાપી અને આવક વેરો કાયમનો કર્યો. ઈ. સ. ૧૮૬૬ માં તેણે પાર્લામેન્ટની સુધારણા માટે ખરડો આણ્યો, પરંતુ તે પસાર ન થયો. પામર્સ્ટનનાં મૃત્યુ પછી તે આમની સભાનો આગેવાન થયો. ઇ. સ. ૧૮૬૭ માં તેના હરીફ ડીઝરાયલીએ પાર્લામેન્ટ" સુધારણાનો કાયદો પસાર કરાવીને મતાધિકાર વિસ્તૃત કર્યો. ઈ.સ. ૧૮૬૮માં ગ્લેડસ્ટન મુખ્ય પ્રધાન થયો. તેનાં આ પહેલા કારભાર દરમિયાન તેણે ઘણા અગત્યના સુધારાઓ કર્યા. ઈ. સ. ૧૮૭૪ માં તેના પહેલા કારભારનો અંત આવ્યો.

ઈ. સ. ૧૮૭૪ માં ડીઝરાયલી મુખ્ય પ્રધાન થયો. જો કે ગ્લેડસ્ટન રાજકીય પ્રવૃત્તિઓમાંથી નિવૃત્ત થયો હતો. છતાં બલ્ગેરીઆના અત્યાચારના સમાચાર સાંભળીને તેનું દિલ લાગણીથી ઉછળી આવ્યું. તેણે જુસ્સાદાર ભાષણો આપવાં શરૂ કર્યાં. ઇ. સ. ૧૮૮૦ ની ચુંટણીમાં લિબરલ પક્ષ મોટી બહુમતિથી આવ્યો, ત્યારે તે બીજીવાર મુખ્ય પ્રધાન થયો. ઈ. સ. ૧૮૮૪ માં તેણે પાર્લામેન્ટની સુધારણાનો ત્રીજો કાયદો પસાર કરાવ્યો, અને આયર્લેન્ડનો અસંતોષ દૂર કરવા માટે તેણે આય-

લેંડને સ્વરાજ્ય આપવાનો ખરડો પાર્લામેન્ટમાં રજુ કર્યો ( ઇ. સ. ૧૮૮૫ ). આથી લિબરલ પક્ષમાં ભંગાણુ પડ્યું, અને ગ્લેડસ્ટેનને રાજીનામું આપવું પડ્યું.

ઇ. સ. ૧૮૯૩ માં ગ્લેડસ્ટન ફરીવાર મુખ્ય પ્રધાન થયો. તેણે ફરીથી આયરીશ સ્વરાજ્યનો કાયદો પાર્લામેન્ટમાં આણ્યો. તે આમની સભામાં પસાર થયો, પણ અમીરોની સભાએ તે રદ કર્યો. તેણે અમીરો સામે એક જુસ્સાદાર ભાષણ કર્યું અને વાનપ્રસ્થ થયો ( ઇ. સ. ૧૮૯૪ ). તે ઈ. સ. ૧૮૯૮ માં મરણ પામ્યો.

તે છટાદાર ભાષણ કરનાર હતો, અને ગ્રીક, લેટીન તથા બીજી ભાષાઓનાં સાહિત્યનો અભ્યાસી હતો. મધ્યમવર્ગ અને મજુર વર્ગ માટે તેણે ઘણો શ્રમ ઉઠાવ્યો હતો. આયર્લૅન્ડને સ્વરાજ આપવા માટે તેણે ઘણી મહેનત કરી, પણ તે નિષ્ફળ ગયો. દરેક પ્રકારના જુલમની તે વિરૂદ્ધ હતો.

## ( ૪ ) ગ્લેડસ્ટનનો પહેલો કારભાર.

## Important Measures passed during Gladstone's First Administration.

ગ્લેડસ્ટન ઇ. સ. ૧૮૬૮ થી ૧૮૭૪ સુધી ઈંગ્લાંડનો મુખ્ય પ્રધાન હતો. આ છ વર્ષ દરમિયાન તેણે ઘણા અગત્યના સુધારાઓ કર્યા; તે નીચે પ્રમાણે:—

(૧.) આયર્લૅન્ડના લોકોનો મોટો ભાગ રોમન

કેથોલિક હતો; તો પણ ઈંગ્લાંડની સરકારે તે દેશમાં રહેતા થોડા પ્રોટેસ્ટંટો માટે પ્રોટેસ્ટંટ ચર્ચ સ્થાપ્યું હતું. આ ચર્ચના નિભાવ માટે બધી આયરીશ પ્રજા પાસેથી કર લેવામાં આવતો. આથી આયરીશ લોકોમાં ઘણો અસંતોષ હતો. ઇ. સ. ૧૮૬૯ માં ગ્લેડસ્ટને એક કાયદો પસાર કરીને આ સરકારી ધર્મખાતું કાઢી નાંખ્યું. અને આયરીશ લોકો આ કરમાંથી મુક્ત થયા.

( ૨ ) ઇ. સ. ૧૮૭૦ માં "એલીમેન્ટરી એજ્યુકેશન એક્ટ" નામનો કાયદો પસાર કરીને પ્રાથમિક શિક્ષણ ફરજીઆત બનાવ્યું, અને દરેક પરગણામાં સ્કુલ બોર્ડ સ્થાપવામાં આવ્યું, અને શાળાઓનાં મકાન બાંધવા માટે અને શિક્ષણના ખર્ચ માટે જોઇતા પૈસા પરગણાના લોકો ઉપર કર નાંખીને વસુલ કરવાની સત્તા તેને આપી.

( ૩ ) ઇ. સ. ૧૮૭૦ માં આયરીશ લેન્ડ એક્ટ (જમીનનો કાયદો) તેણે પસાર કરાવ્યો. આયર્લેન્ડમાં ઘણી ખરી જમીનના માલેકો અંગ્રેજ પ્રોટેસ્ટંટ જમીનદારો હતા. આયરીશ લોકો આ જમીનદારોને દાણ આપીને તેમની જમીન ખેડતા. ખેડુતોને ભારે દાણ આપવું પડતું, અને જમીન ખેડવાનો તમામ ખર્ચ તેમનેજ કરવો પડતો, જમીનદારો તેમની પાસેથી અનેક રીતે પૈસા ઉઘરાવતા અને જુલમ કરતા. આ સ્થિતિ સુધારવા માટે આ કાયદો પસાર કરવામાં આવ્યો હતો.

તેમાં મુખ્ય ત્રણ કલમો હતી: (૧) જમીનદાર પોતાના ખેડુતને કાઢી નાંખે, ત્યારે જમીન સુધારવા માટે ખેડુતે જે ખર્ચ કર્યો હોય તે જમીનદારે તેને પાછો આપવો. (૨) ખેડુત તેનું દાણુ યોગ્ય વખતે આપતો હોય, છતાં જમીનદાર તેને કાઢી નાંખે તો જમીનદારે તેને નુકસાની ભરી આપવી. (૩) લાયક ખેડુતોને સરકાર તરફથી પૈસા આપીને જમીનદારો પાસેથી જમીન વેચાતી લેવાની પરવાનગી આપવી.

(૪) મજુરોનાં ટ્રેડ યુનીયનોને કાયદેસર બનાવવાનો કાયદો તેણે પસાર કર્યો.

(૫) લશ્કરની વ્યવસ્થા માટે "આર્મી એન્લીસ્ટમેન્ટ એક્ટ" પસાર કરવામાં આવ્યો. દરેક સૈનિકે ચાલુ લશ્કરમાં પાંચ વર્ષ સુધી અને રીઝર્વ લશ્કરમાં પાંચ વર્ષ સુધી નોકરી કરવી એવું આ કાયદાથી ઠરાવવામાં આવ્યું. તે ઉપરાંત લાંચ આપીને લશ્કરમાં અમલદારની જગ્યા મેળવવાની પદ્ધતિ બંધ કરવામાં આવી, અને સર્વ લશ્કર ઉપર રાજાની સત્તા છે એવો કાયદો કરવામાં આવ્યો.

(૬) ઇ. સ. ૧૮૭૨ માં "બેલટ એક્ટ" પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી પાર્લામેન્ટની ચુંટણી વખતે ગુપ્ત રીતે ચિઠ્ઠીથી મત આપવો એમ ઠરાવવામાં આવ્યું.

(૭) ઈ. સ. ૧૮૭૩ માં ઇંગ્લાંડમાં હાઈ કોર્ટ સ્થાપવાનો કાયદો પસાર થયો.

ગ્લેડસ્ટને તેના પ્રથમ કારભાર દરમિયાન દેશની આંતરિક સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપ્યું. તેથી પરદેશી બાબતોમાં તેણે ધ્યાન આપ્યું નહિ. આથી ઈંગ્લાંડની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી. પરિણામે ઈ. સ. ૧૮૭૪ માં થયેલી ચુંટણીમાં તેનો પક્ષ હારી ગયો, અને તેને રાજીનામું આપવું પડયું.

## (૫) ગ્લેડસ્ટનનો બીજો, ત્રીજો અને ચોથો કારભાર.

**Gladstone's Second, Third and Fourth Administration.**

ઈ. સ. ૧૮૮૦ થી ૧૮૮૫ દરમિયાન ગ્લેડસ્ટન બીજી વાર મુખ્ય પ્રધાન થયો. આ કારભાર દરમિયાન તેણે આયરીશ લોકોનો પ્રશ્ન હાથમાં લીધો. પ્રથમ ઇ. સ. ૧૮૮૧ માં તેણે બીજો આયરીશ લેંડ એક્ટ પસાર કરાવ્યો. આ કાયદાથી જમીનદારો અને આયરીશ ખેડુતો વચ્ચે તકરાર થાય તો તેનો નિકાલ લેંડ કોર્ટે કરવો, અને સબળ કારણ વગર જમીનદારો ખેડુતોને કાઢી મૂકી શકે નહિ એવું ઠરાવવામાં આવ્યું. પણ આથી આયરીશ ખેડુતોને સંતોષ થયો નહિ. તેઓએ જમીનનું દાણ ન આપવાની ચળવળ શરૂ કરી. પાર્નેલ વગેરે આયરીશ

આગેવાનોને કેદ પૂરવામાં આવ્યા. આયર્લેંડમાં કેવે-ન્ડીશનું ખુન કરવામાં આવ્યું. આથી ગ્લેડસ્ટનની સરકારે સખત કાયદાઓ કર્યા. વાણીસ્વાતંત્ર્યનો હક્ક આયરીશ લોકો પાસેથી લઇ લેવામાં આવ્યો. છેવટે આયરીશ લોકોને સ્વરાજ્ય આપવાનો કાયદો ગ્લેડસ્ટને પાર્લામેન્ટમાં રજુ કર્યો. પણ આથી લિબરલ પક્ષમાં ફાટફુટ પડી; જેને પરિણામે ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૮૫ ). આ કારભાર દરમિયાન ગ્લેડેસ્ટને અફ્ઘાનિસ્તાન સાથે ચાલતું યુદ્ધ બંધ પાડયું, અને ટ્રાન્સ્વાલના બોઅર લોકોએ અંગ્રેજો સામે બળવો કરીને તેમનો પરાજય કર્યો, ત્યારે તેમને અમુક છુટો આપીને ગ્લેડસ્ટને તેમને સામ્રાજ્યમાંજ રાખ્યા. ઇજીપ્ટમાં અરબી પાશાનાં બંડને દાબી દેવામાં આવ્યું. સુદાન પ્રાંત જીતવા માટે લશ્કર મોકલ્યું પણ તેની હાર થઇ. ઇ. સ. ૧૮૮૪માં ગ્લેડસ્ટને પાર્લામેંટની સુધારણાનો કાયદો પસાર કરાવીને ખેતરમાં કામ કરનારા મજુરોને મતાધિકાર આપ્યો.

ઈ. સ. ૧૮૮૬માં ગ્લેસ્ટન ત્રીજી વાર મુખ્ય પ્રધાન થયો, અને આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો ફરી વાર પાર્લામેન્ટમાં આણ્યો, પરંતુ તે પસાર થયો નહિ, તેથી ગ્લેડસ્ટને તરત રાજીનામું આપ્યું.

ઈ. સ. ૧૮૯૨ માં ગ્લેડસ્ટન ચોથી વાર મુખ્ય

(૭) ઈ. સ. ૧૮૭૩ માં ઇંગ્લાંડમાં હાઈકોર્ટ સ્થાપવાનો કાયદો પસાર થયો.

ગ્લેડસ્ટને તેના પ્રથમ કારભાર દરમિયાન દેશની આંતરિક સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપ્યું. તેથી પરદેશી બાબતોમાં તેણે ધ્યાન આપ્યું નહિ. આથી ઈંગ્લાંડની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી. પરિણામે ઈ. સ. ૧૮૭૪ માં થયેલી ચુંટણીમાં તેનો પક્ષ હારી ગયો, અને તેને રાજીનામું આપવું પડયું.

## (૫) ગ્લેડસ્ટનનો બીજો, ત્રીજો અને ચોથો કારભાર.

## Gladstone's Second, Third and Fourth Administration.

ઈ. સ. ૧૮૮૦ થી ૧૮૮૫ દરમિયાન ગ્લેડસ્ટન બીજી વાર મુખ્ય પ્રધાન થયો. આ કારભાર દરમિયાન તેણે આયરીશ લોકોનો પ્રશ્ન હાથમાં લીધો. પ્રથમ ઈ. સ. ૧૮૮૧ માં તેણે બીજો આયરીશ લેંડ એકટ પસાર કરાવ્યો. આ કાયદાથી જમીનદારો અને આયરીશ ખેડુતો વચ્ચે તકરાર થાય તો તેનો નિકાલ લેંડ કોર્ટે કરવો, અને સબળ કારણ વગર જમીનદારો ખેડુતોને કાઢી મૂકી શકે નહિ એવું ઠરાવવામાં આવ્યું. પણ આથી આયરીશ ખેડુતોને સંતોષ થયો નહિ. તેઓએ જમીનનું દાણ ન આપવાની ચળવળ શરૂ કરી. પાર્નેલ વગેરે આયરીશ

આગેવાનોને કેદ પૂરવામાં આવ્યા. આયર્લેંડમાં કેવે-ન્ડીશનું ખુન કરવામાં આવ્યું. આથી ગ્લેડસ્ટનની સર-કારે સખત કાયદાઓ કર્યા. વાણીસ્વાતંત્ર્યનો હક્ક આયરીશ લોકો પાસેથી લઇ લેવામાં આવ્યો. છેવટે આયરીશ લોકોને સ્વરાજ્ય આપવાનો કાયદો ગ્લેડસ્ટને પાર્લામે-ન્ટમાં રજુ કર્યો. પણ આથી લિબરલ પક્ષમાં ફાટફુટ પડી; જેને પરિણામે ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું. ઇ. સ. ૧૮૮૫ ). આ કારભાર દરમિયાન ગ્લેડસ્ટને અફ-ઘાનિસ્તાન સાથે ચાલતું યુદ્ધ બંધ પાડયું, અને ટ્રાન્સ-વાલના બોઅર લોકોએ અંગ્રેજો સામે બળવો કરીને તેમનો પરાજય કર્યો, ત્યારે તેમને અમુક છુટો આપીને ગ્લેડસ્ટને તેમને સામ્રાજ્યમાંજ રાખ્યા. ઇજીપ્ટમાં અરબી પાશાનાં બંડને દાબી દેવામાં આવ્યું. સુદાન પ્રાંત જીતવા માટે લશ્કર મોકલ્યું પણ તેની હાર થઈ. ઈ. સ. ૧૮-૮૪ માં ગ્લેડસ્ટને પાર્લામેંટની સુધારણાનો કાયદો પસાર કરાવીને ખેતરમાં કામ કરનારા મજુરોને મતાધિકાર આપ્યો.

ઈ. સ. ૧૮૮૬માં ગ્લેસ્ટન ત્રીજી વાર મુખ્ય પ્રધાન થયો, અને આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો ફરી વાર પાર્લામેન્ટમાં આણ્યો, પરંતુ તે પસાર થયો નહિ, તેથી ગ્લેડસ્ટને તરત રાજીનામું આપ્યું.

ઈ. સ. ૧૮૯૨ માં ગ્લેડસ્ટન ચોથી વાર મુખ્ય

પ્રધાન થયો, અને આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો પાર્લામેન્ટમાં રજુ કર્યો, તે આમની સભામાં પસાર થયો, પરંતુ અમીરોની સભાએ ઉડાવી દીધો. આ વખતે રાજીનામું આપવાને બદલે તેણે લોકોપયોગી કાર્યો કરવાનો આરંભ કર્યો; પરંતુ હવે તે વૃદ્ધ થઈ ગયો હતો, તેથી ઇ. સ. ૧૮૯૪ માં તેણે રાજીનામું આપ્યું, અને તેના લાંબા કાળની કારકીર્દિનો અંત આવ્યો.

## ( ૬ ) બેન્જામીન ડીઝરાયલી.

**Benjamin Disraeli.**

બેન્જામીન ડીઝરાયેલીનો જન્મ ઈ. સ. ૧૮૦૪ માં થયો હતો. તે એક મહાન્ મુત્સદ્દી અને નવલકથાકાર હતો. તે યાહુદી ધર્મનો હતો. ઈ. સ. ૧૮૩૭ માં તે પાર્લામેન્ટમાં દાખલ થયો. ત્યારપછી તેની બાહોશીથી તે નવ વર્ષમાં "યંગ ઈંગ્લાંડ પાર્ટી" નો નેતા થયો. ઈ. સ. ૧૮૫૨ માં તે અર્લ ઓફ ડર્બીનાં પ્રધાનમંડળમાં ખજાનચી નિમાયો, પરંતુ તેણે રજુ કરેલા બજેટ ઉપર તે હારી જવાથી તેણે રાજીનામું આપ્યું. ઈ. સ. ૧૮૫૮ થી ૧૮૬૬ દરમિયાન લિબરલ પક્ષ સત્તામાં હતો, ત્યારે તેનો તેણે સતત્ વિરોધ કર્યો હતો. ઇ. સ. ૧૮૬૭માં ડર્બીનાં પ્રધાનમંડળમાં તે ફરીવાર ખજાનચી થયો, અને પાર્લામેન્ટની સુધારણાનો કાયદો પસાર

કરાવ્યો. ઈ. સ. ૧૮૬૮માં ડીઝરાયલી મુખ્ય પ્રધાન થયો. પણ એ હોદ્દા ઉપર તે દશજ માસ રહ્યો. કારણ કે ગ્લેડસ્ટને તેને આયર્લેન્ડના પ્રશ્ન ઉપર હરાવ્યો. ઈ. સ. ૧૮૭૪ માં તે બીજી વાર મુખ્ય પ્રધાન થયો, અને ઈ. સ. ૧૮૮૦ સુધી આ હોદ્દા ઉપર રહ્યો. તેના આ કારભાર દરમિયાન તેણે ઘણા અગત્યના સુધારાના કાયદાઓ પસાર કરાવ્યા. સુએઝની નેહેરના શેર વેચાતા લઈને તેણે ઈંગ્લાંડને તે નહેર ઉપરનો કાબુ આપ્યો. આ અરસામાં પૌર્વાત્યપ્રશ્ન ( Eastern Question ) ઉભો થયો; તેમાં ડીઝરાયલીએ માથું માર્યું, અને રશિઆને જોરવાળું થતું અટકાવવા માટે બર્લિનની સંધિથી તેણે પૌર્વાત્ય પ્રશ્નનો નિકાલ કર્યો, આફ્રિકામાં તેણે બ્રિટીશ સામ્રાજ્યને વધાર્યું. ઈ. સ. ૧૮૮૦ માં પાર્લામેંટની ચુંટણીમાં લિબરલોની બહુમતિ થવાથી તેણે રાજીનામું આપ્યું. રાણી વિકટોરીઆએ તેને અર્લ ઓફ બીકન્સફીલ્ડ બનાવ્યો. તે ઇ. સ. ૧૮૮૧ માં મરણ પામ્યો.

ડીઝરાયલી સ્વભાવમાં તેમજ વિચારોમાં ગ્લેડસ્ટનથી તદ્દન વિરૂદ્ધ હતો. તે એક મહાન્ વક્તા હતો, અને ઈંગ્લાંડનાં સામ્રાજ્યને વધારવામાં અને તેને બળવાન બનાવવામાં તેણે મોટો ભાગ લીધો છે. માનસિક શક્તિઓ, દૃઢ મનોબળ, તેમજ કાર્યની સચોટતા અને અખંડ ધૈર્ય આ તેના મુખ્ય ગુણો હતા.

## ( ૭ ) ડીઝરાયલીનું બીજું પ્રધાનમંડળ.

**Disraeli's Second Administration.**

ઇ. સ. ૧૮૭૪ માં ગ્લેડસ્ટનનાં પ્રધાનમંડળની હાર થવાથી સામ્રાજ્યવાદી મુત્સદ્દી ડીઝરાયલી મુખ્ય પ્રધાન થયો. તેના કારભાર દરમિયાન તેણે ઘણાં અગત્યનાં કામો કર્યાં, અને તેની પરદેશી રાજ્યનીતિથી ઈંગ્લાંડની કીર્તિ વધારી. તેનાં આંતરિક સુધારણાનાં કાર્યો નીચે મુજબ છે:—

( ૧ ) ઇ. સ. ૧૮૭૫ માં કાયદો કરીને તેણે મ્યુનીસીપાલીટીઓને અનારોગ્ય સ્થળે બાંધેલાં ઘરો તોડી પાડવાનો હક્ક આપ્યો.

( ૨ ) ઇ. સ. ૧૮૭૬ માં મજુર વર્ગનાં મંડળો (Trade Unions) સંબંધી કાયદો કરી તે મંડળો કાયદેસર છે એમ ઠરાવવામાં આવ્યું. આમ કરીને મજુરોની સ્થિતિ સુધારી. તેજ વર્ષમાં પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવાનો કાયદો કર્યો.

( ૩ ) ઇ. સ. ૧૮૭૭ માં ઈંગ્લાંડની રાણીને હિન્દુસ્તાનની સમ્રાજ્ઞીનું પદ આપવા સંબંધી કાયદો કરવામાં આવ્યો.

( ૪ ) ઇ. સ. ૧૮૭૮ માં કારખાનાં સંબંધી કાયદો કરીને દશ વર્ષથી ઓછી વયનાં છોકરાંઓને કારખાનાંમાં મજુર તરીકે કામ કરવાની બંધી કરવામાં આવી, અને સ્ત્રીઓને અઠવાડીઆમાં સાઠ કલાકથી વધારે કામ ન કરવું એમ ઠરાવવામાં આવ્યું.

(૫) આ ઉપરાંત જમીનનાં વેચાણુ માટે અને વેપારી વહાણોના ખલાસીઓનાં રક્ષણુ માટે કાયદા પસાર કરવામાં આવ્યા, તેમજ ચર્ચમાં પણુ કેટલાક સુધારા કરવામાં આવ્યા.

આયર્લૅન્ડની બાબતમાં ડીઝરાયલીની નીતિ જુલમી હતી. તેણે આયરીશ આગેવાન પાર્નેલે ચલાવેલી હોમ-રૂલની ચળવળ દાબી દીધી.

## ડીઝરાયલીની પરદેશી રાજ્યનીતિ.

**Disraeli's foreign policy-**

ડીઝરાયલી સંપૂર્ણ સામ્રાજ્યવાદી હોવાથી તેણે બ્રિટિશ સામ્રાજ્ય વધારવાની નીતિ અમલમાં મૂકી. તેણે ઇજીપ્ટના સુલતાન પાસેથી સુએઝ કમ્પનીના ત્રીજા ભાગના શેરો ૪૦ લાખ પૌંડ આપીને વેચાતા લીધા, અને તેમ કરીને સુએઝની નહેર ઉપર ઇંગ્લાંડની સત્તા સ્થાપી. આથી હિન્દુસ્તાન આવવાનો માર્ગ ઈંગ્લાંડના તાબામાં રહ્યો. આ અરસામાં પૌર્વાત્ય પ્રશ્ન (Eastern Question) ઉભો થયો. રશિઆએ તુર્કીને હરાવીને સેન સ્ટીફેનોની સંધિથી બાલ્કન રાજ્યોનું રક્ષણુ કરવાનો હક્ક મેળવ્યો હતો. આ સંધિ ઇંગ્લાંડને નુકસાનકારક હોવાથી ડીઝ-રાયલીએ રશિઆ વિરૂદ્ધ યુદ્ધ જાહેર કરવાની ધમકી આપીને તેને બર્લિનની સંધિ ઇ.સ. ૧૮૭૮માં કરવાની ફરજ પાડી, અને રશિયાની વધતી જતી સત્તાને તેમ

કરીને અટકાવી, અને માલ્ટા બેટ અંગ્રેજોને મળ્યો. મધ્ય એશીઆમાં રશિઆનું જોર ચટકાવવા માટે ડીઝરાયેલીએ નીમેલા હિન્દના વાઈસરોય લોર્ડ લીટને અફઘાનિસ્તાન સાથે વિગ્રહ કર્યો. આ યુદ્ધ ચાલતું હતું તેવામાંજ ડીઝરાયલીનું પ્રધાનમંડળ પડી ભાંગ્યું (ઈ. સ. ૧૮૮૦).

## (૮) "ધાન્યના કાયદા" આયરીશ પ્રશ્ન અને પૌર્વાત્ય પ્રશ્ન વિષે ડીઝરાયલીની રાજ્યનીતિ.

(૧) ધાન્યના કાયદા વિરૂદ્ધ ઇંગ્લાંડમાં મોટો વિરૂદ્ધ પક્ષ હતો, તેના આગેવાન રીચર્ડ કોબ્ડન અને જ્હોન બ્રાઇટ હતા. આ પક્ષની ચળવળને ડીઝરાયલીનો સંપૂર્ણ ટેકો હતો. કારણકે તે એમ માનતો હતો કે દેશની સ્થિતિનો આધાર આયાત અને જકાત ઉપર છે. શરૂઆતમાં તે નિરંકુશ વેપારની વિરૂદ્ધ હતો, અને તેજ કારણથી પીલની રાજ્યનીતિની સામે તેણે "યંગ ઇંગ્લેન્ડર્સ" નો પક્ષ સ્થાપ્યો હતો. પરંતુ તે જ્યારે ખજાનચી થયો ત્યારે તેના વિચારો બદલાયા, અને પરદેશી અનાજ ઉપરની જકાત તેણે કાઢી નાંખી.

(૨) આયર્લેન્ડની બાબતમાં ડીઝરાયલી ગ્લેડસ્ટનની તદ્દન વિરૂદ્ધ હતો. તે આયરીશ લોકોની બધી ચળવળોનો વિરોધી હતો. તેણે સત્તામાં આવીને આયર્લેન્ડ તરફ જુલ્મી નીતિ ગ્રહણ કરીને આયરીશ આગે-

વાન પાર્નેલને કેદમાં પૂર્યો. આયર્લેન્ડને સ્વરાજ્ય આપવા માટે ગ્લેડસ્ટને રજુ કરેલા ખરડાની વિરૂદ્ધ ડીઝરાયલીએ સખત પગલાં લીધાં.

( ૩ ) પૂર્વના પ્રશ્નમાં ડીઝરાયલીનો વિચાર ઇંગ્લાંડની સત્તા અને સામ્રાજ્ય વધારવાનો હતો. આ હેતુથી તેણે તુર્કીની મદદે જઈને રશિયાની લાગવગ ઓછી કરી, અને ઇજીપ્ટના ખેદીવ પાસેથી સુએઝ કમ્પનીના શેરો વેચાતા લઇને હિન્દુસ્તાન આવવાના માર્ગ ઉપર ઇંગ્લાંડની સત્તા કાયમને માટે સ્થાપી.

## ( ૯ ) ગ્લેડસ્ટન અને ડીઝરાયલીની સરખામણી.

૧૯ મા સૈકાના ઉત્તરાર્ધમાં ગ્લેડસ્ટન અને ડીઝરાયલી ઇંગ્લાંડના મહાન્ રાજ્યદ્વારી પુરૂષો થઈ ગયા. ગ્લેડસ્ટન લિબરલ પક્ષનો અને ડીઝરાયલી કોન્ઝરવેટીવ પક્ષનો નેતા હતો. બન્ને ઉત્તમવક્તા અને ઘણા બુદ્ધિમાન્ હતા; બન્ને વિદ્યાપ્રેમી અને સારા લેખક હતા. તેમની રાજકીય કારકીર્દીની શરૂઆતમાં બન્ને કોન્ઝરવેટીવ હતા. પરંતુ ઇ. સ. ૧૮૪૬ માં પીલે ધાન્યનો કાયદો રદ કરીને ખુલ્લા વેપારને ઉત્તેજન આપ્યું. ત્યારે ગ્લેડસ્ટન પીલની સાથે કોન્ઝરવેટીવ પક્ષ છોડીને લિબરલ પક્ષમાં ભળ્યો હતો. પરંતુ ખુલ્લા વેપારની રાજનીતિ ડીઝરાયલીને પસંદ ન હોવાથી તે કોન્ઝરવેટીવ પક્ષમાંજ રહ્યો.

આયર્લૅન્ડના પ્રશ્નમાં તે દેશની પ્રજાને વધારે હક્કો આપવાના સંબંધમાં અને છેવટે તેને સ્વરાજ્ય આપવાના સંબંધમાં ગ્લેડસ્ટન અને ડીઝરાયલીના મત તદ્દન વિરૂદ્ધ હતા. ગ્લેડસ્ટને આયરીશ લોકોને વધારે હક્કો આપીને તેમને ત્યાંના અંગ્રેજ જમીનદારોના જુલમથી બચાવવા કાયદાઓ કર્યા. અને આયર્લેન્ડને સ્વરાજ્ય આપવા માટે પાર્લામેન્ટમાં ખરડો રજુ કર્યો. આ દરેક પ્રસંગે ડીઝરાયલી તેની વિરૂદ્ધ પડ્યો હતો. ડીઝરાયલીએ આયરીશ લોકોની ચળવળ દાબી દેવા માટે ઘણો જુલમ કર્યો હતો.

પરદેશી રાજ્યનીતિની બાબતમાં ગ્લેડસ્ટન સુલેહ શાંતિમાં માનનારો હતો; જ્યારે ડીઝરાયલી ઈંગ્લાંડનું સામ્રાજ્ય વધારવાના મતનો હતો. જ્યારે પૂર્વનો પ્રશ્ન ઉભો થયો ત્યારે ગ્લેડસ્ટન તુર્કીની વિરૂદ્ધ હતો. તેનો વિચાર તુર્ક લોકોને યુરોપમાંથી હાંકી કાઢવાનો, અને બાલ્કન રાજ્યોને સ્વતંત્રતા અપાવવાનો હતો. ગ્લેડસ્ટનની પરદેશી રાજ્યનીતિ નબળી હોવાથી ઈંગ્લાંડની પ્રતિષ્ઠા ઘટી. ઈ. સ. ૧૮૭૦ માં રશિઆએ કાળા સમુદ્રમાં પોતાની સત્તા વધારવા માટે પ્રપંચ કર્યો, ત્યારે ગ્લેડસ્ટને રશિઆને અટકાવ્યું નહિ. જ્યારે ઈ. સ. ૧૮૭૮ માં રશિઆએ તુર્કીને હરાવીને બાલ્કન રાજ્યોમાં પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કર્યો, ત્યારે ડીઝરાયલીએ તેની સાથે

યુદ્ધમાં ઉતરવાની ધમકી આપીને બર્લીનની સંધિ તેને કબુલ કરવાની ફરજ પાડી.

આંતરિક બાબતોમાં પણ ગ્લેડસ્ટને શિક્ષણ, લશ્કર, ધર્મ, મતાધિકાર વગેરે બાબતોમાં ઘણા સુધારા કર્યા. ડીઝરાયલીએ મજુરો અને કારીગરો તરફ સહાનુભૂતિ દર્શાવી, પરંતુ બીજી બાબતોમાં જુલ્મી રાજ્યતંત્ર ચલાવ્યું. ગ્લેડસ્ટને પ્રજાના હક્કો અને કલ્યાણ કરવામાં ધ્યાન આપ્યું, જ્યારે ડીઝરાયલીએ ઈંગ્લાંડનાં સામ્રાજ્યનો વિસ્તાર કરવા તરફ ધ્યાન આપ્યુ.

## (૧૧) પૂર્વનો પ્રશ્ન.

### The Eastern Question.

મહારાણી વિક્ટોરીઆના સમયમાં આ પ્રશ્ન ઉભો થયો. યુરોપના પૂર્વ ભાગમાં તુર્કીનું મહારાજ્ય હતું; બાલ્કન રાજ્યો તુર્કીના તાબામાં હતાં. તે રાજ્યોની પ્રજા મોટે ભાગે ખ્રિસ્તી ધર્મની અને સ્લાવ જાતિની હતી. તેઓ તુર્કીથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતાં હતાં. તેઓએ પ્રથમ બલ્ગેરીઆમાં, અને પછી સર્વિઆ અને મોન્ટીનીગ્રોમાં બંડ કર્યાં, પણ તુર્કીએ તે બંડો દાબી દીધાં. યુરોપનાં કેટલાંક રાજ્યો ઓસ્ટ્રીઆ, જર્મની, ઇટાલી, રશિઆ વગેરેએ તુર્કીને પોતાનું રાજ્યતંત્ર સુધારી ખ્રિસ્તીઓ તરફ સારૂં વર્તન રાખવા સલાહ આપી. આ વખતે ડીઝરાયલીએ આમાં માથું માર્યું નહિ,

કારણ કે તુર્કીને શત્રુ બનાવવામાં ઈંગ્લાંડનું હિત સધાતું નથી એમ તે માનતો હતો. યુરોપી રાજ્યોએ ફરીવાર તુર્કીને સલાહ આપી; પરંતુ તુર્કીએ તે સ્વીકારી નહિ. આથી સ્લાવ જાતિના રશિઆએ ખ્રિસ્તી પ્રજાનો પક્ષ લઈ તુર્કી ઉપર ચઢાઇ કરી. તેણે તુર્કીનાં સૈન્યને હરાવી બલ્ગેરીઆ જીતી લીધું, અને તુર્કીની રાજધાની કોન્સ્ટાંનીનોપલ ઉપર ચઢાઈ કરી. હવે ડીઝરાયલીને તેની ભૂલનું ભાન થયું. રશિઆ તુર્કીને હરાવીને બાલ્કન રાજ્યો તથા કોન્સ્ટાંટીનોપલ જીતી લે, તો ભૂમધ્ય સમુદ્રમાં તેની સત્તા વધી જાય; આમ થાય તો ઈંગ્લાંડને હિન્દુસ્તાન આવવાના માર્ગમાં એક બળવાન હરીફ આવી પડે. આમ થતું અટકાવવા માટે ડીઝરાયલીએ તુર્કીને મદદ કરવા લશ્કર મોકલ્યું અને રશિયાને યુદ્ધની ધમકી આપી. આથી રશિઆએ તુર્કી સાથે સેન સ્ટીફેનોની સંધિ કરી. આ સંધિથી રશિઆને બાલ્કન રાજ્યોનું રક્ષણ કરવાનો હક્ક મળ્યો. પણ ડીઝરાયલીને આ સંધિ પસંદ પડી નહિ, તેથી તેણે યુરોપનાં રાજ્યો જેવાં કે રશિઆ, ઓસ્ટ્રીઆ, જર્મની, ઈટાલી, તુર્કી અને ઈંગ્લાંડની એક પરિષદ્ જર્મનીના મુખ્ય પ્રધાન બિસ્માર્કના પ્રમુખપણા નીચે બર્લિનમાં બોલાવી. (ઈ. સ. ૧૮૭૮). આ પરિષદ્‌ને બર્લિન કોન્ફરન્સ કહે છે. આ પરિષદ્‌માં સંધિ કરવામાં આવી તેને બર્લિનની સંધિ કહે છે. આ સંધિથી બાલ્કન રાજ્યોને સ્વતંત્રતા

આપવામાં આવી. ઓસ્ટ્રીઆને તુર્કીના બે પ્રાંતો બોસ્નીઆ અને હર્ઝેગોવીના ઉપર અમલ કરવાનો હક્ક મળ્યો; તુર્કીના સામ્રાજ્યની હદ મુકરર કરવામાં આવી, રશિઆને એશિઆ માઇનોરમાં કેટલોક પ્રદેશ આપવામાં આવ્યો; ઈંગ્લાંડને સાઈપ્રસ અને માલ્ટાના ટાપુઓ મળ્યા, અને તુર્કીએ પોતાનો રાજ્યની ખ્રિસ્તી પ્રજા તરફ સમાન દૃષ્ટિથી વર્તવા કબુલ કર્યું.

## (૧૨) એન્ટી–કોર્ન લો લીગ.

**Anti-Corn Law League.**

ઇ. સ. ૧૮૧૫માં નેપોલીયન સાથેના લાંબા વિગ્રહનો અંત આવ્યો ત્યારે ઈંગ્લાંડમાં પરદેશી અનાજની પુષ્કળ આયાત થવા લાગી હતી. આથી તે સમયના ટોરી પ્રધાનમંડળે ધાન્યનો કાયદો કર્યો. આ કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું કે ૨૮ રતલ ઘઉંનો ભાવ ૮૦ શિલિંગ થાય ત્યાં સુધી પરદેશી અનાજની આયાત બંધ કરી દેવી. પરંતુ આ કાયદાથી ઘઉંના ભાવ ઘણા વધી ગયા. ઈ. સ. ૧૮૧૬ માં ઘઉંની કિંમત ૧૦૩ શિલિંગ થઇ ગઇ. આથી દેશમાં દુઃખ વધી પડયું, અને ઠેકઠેકાણે તોફાનો થવાં લાગ્યાં. તેથી ધાન્યના કાયદાને રદ્દ કરવા માટે મોટી ચળવળ કરવામાં આવી. આ ચળવળના આગેવાન રીચર્ડ કોબ્ડન અને જ્હોન બ્રાઈટ હતા. તેઓએ “ એન્ટી કોર્ન લો લીગ ” નામનું મંડળ સ્થાપ્યું

(ઇ. સ. ૧૮૩૯). આ મંડળની ચળવળને પરિણામે પીલે ધાન્યનો કાયદો રદ કર્યો (ઈ. સ. ૧૮૪૬).

## (૧૩) આલ્બામા પ્રકરણ.

### The Albama Question.

ઇ. સ. ૧૮૬૧ માં અમેરિકામાં ઉત્તર અને દક્ષિણ સંસ્થાનો વચ્ચે લડાઈ શરૂ થઈ. તે વખતે દક્ષિણ સંસ્થાનો તરફથી આલ્બામા નામના એક અંગ્રેજ વહાણે ઉત્તર સંસ્થાનોને ઘણુંજ નુકસાન કર્યું. આથી ઉત્તર સંસ્થાનોએ ઈંગ્લાંડ પાસે થયેલું નુકસાન ભરી આપવાની માગણી કરી; પરંતુ તે વખતના મુખ્ય પ્રધાન લોર્ડ જ્હોન રસેલે તે સ્વીકારી નહિ. ઇ. સ. ૧૮૬૫ માં યુદ્ધ બંધ થયા પછી અમેરિકાએ ફરીથી માગણી કરી, ત્યારે એક કમીશન નીમવામાં આવ્યું; આ કમીશને ઇંગ્લાંડે અમેરિકાને ૩૨૫૦૦૦ પૌંડ નુકસાન બદલ આપવા એમ ઠરાવ્યું. તે વખતમાં મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટને તે ભરી આપ્યું, આથી દેશમાં તેની વિરૂદ્ધ લોકમત થયો,

## (૧૪) લિબરલ્સ અને કોન્ઝરવેટીવ્ઝ.

### Liberals and Conservatives.

ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં પહેલાં વ્હિગ અને ટોરી એમ બે પક્ષો હતા. ઈ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટની સુધારણાનો કાયદો પસાર થયો, ત્યારપછી જે નવી

પાર્લામેન્ટ ચુંટવામાં આવી, ત્યારથી આ બે પક્ષનું રૂપાંતર થઈને થોડા ફેરફાર સાથે લિબરલ અને કોન્ઝરવેટીવ એમ બે પક્ષો થયા. લિબરલ પક્ષ પ્રજાના હક્કોનું રક્ષણ કરવા અને તેને વધારવા તરફનો છે; અને દેશને ઉપયોગી થાય એવા સુધારાઓ કરવાના મતનો છે; જ્યારે કોન્ઝરવેટીવ પક્ષ લોકસત્તાને વધતી અટકાવવી, અને સામ્રાજ્યનો વિસ્તાર કરવો, તેમજ બીજાદેશોમાં ઈંગ્લાંડની પ્રતિષ્ઠા વધારવી એવા મતનો છે. કોન્ઝરવેટ પક્ષ ચાલતી રૂઢીઓમાં ફેરફાર ન કરવો એવો મત ધરાવે છે.

---

(ઇ. સ. ૧૮૩૯). આ મંડળની ચળવળને પરિણામે પીલે ધાન્યનો કાયદો રદ કર્યો (ઈ. સ. ૧૮૪૬).

## (૧૩) આલબામા પ્રકરણ.

### The Albama Question.

ઇ. સ. ૧૮૬૧ માં અમેરિકામાં ઉત્તર અને દક્ષિણ સંસ્થાનો વચ્ચે લડાઈ શરૂ થઈ. તે વખતે દક્ષિણ સંસ્થાનો તરફથી આલબામા નામના એક અંગ્રેજ વહાણે ઉત્તર સંસ્થાનોને ઘણુંજ નુકસાન કર્યું. આથી ઉત્તર સંસ્થાનોએ ઈંગ્લાંડ પાસે થયેલું નુકસાન ભરી આપવાની માગણી કરી; પરંતુ તે વખતના મુખ્ય પ્રધાન લોર્ડ જ્હોન રસેલે તે સ્વીકારી નહિ. ઇ. સ. ૧૮૬૫ માં યુદ્ધ બંધ થયા પછી અમેરિકાએ ફરીથી માગણી કરી, ત્યારે એક કમીશન નીમવામાં આવ્યું; આ કમીશને ઇંગ્લાંડે અમેરિકાને ૩૨૫૦૦૦ પૌંડ નુકસાન બદલ આપવા એમ ઠરાવ્યું. તે વખતમાં મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટને તે ભરી આપ્યું, આથી દેશમાં તેની વિરૂદ્ધ લોકમત થયો,

## (૧૪) લિબરલ્સ અને કોન્ઝરવેટીવ્ઝ.

### Liberals and Conservatives.

ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં પહેલાં વ્હિગ અને ટોરી એમ બે પક્ષો હતા. ઈ. સ. ૧૮૩૨ માં પાર્લામેન્ટની સુધારણાનો કાયદો પસાર થયો, ત્યારપછી જે નવી

પાર્લામેન્ટ ચુંટવામાં આવી, ત્યારથી આ બે પક્ષનું રૂપાંતર થઈને થોડા ફેરફાર સાથે લિબરલ અને કોન્ઝરવેટીવ એમ બે પક્ષો થયા. લિબરલ પક્ષ પ્રજાના હક્કોનું રક્ષણ કરવા અને તેને વધારવા તરફનો છે; અને દેશને ઉપયોગી થાય એવા સુધારાઓ કરવાના મતનો છે; જ્યારે કોન્ઝરવેટીવ પક્ષ લોકસત્તાને વધતી અટકાવવી, અને સામ્રાજ્યનો વિસ્તાર કરવો, તેમજ બીજાદેશોમાં ઈંગ્લાંડની પ્રતિષ્ઠા વધારવી એવા મતનો છે. કોન્ઝરવેટ પક્ષ ચાલતી રૂઢીઓમાં ફેરફાર ન કરવો એવો મત ધરાવે છે.

---

# હેનોવર વંશની વંશાવળી

(૧) ૧ લો જ્યોર્જ
- (૨) ૨ જો જ્યોર્જ
  - ફ્રેડરીક
    - (૩) ૩ જો જ્યોર્જ
      - (૪) ૪થો જ્યોર્જ
      - ફ્રેડરીક
      - (૫) ૪થો વિલીઅમ
      - એડવર્ડ, ડ્યુક ઓફ કેન્ટ
        - (૬) વિક્ટોરીઆ
          - (૭) ૭ મો એડવર્ડ
            - પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર
            - (૮) ૫ મો જ્યોર્જ
              - (૯) ૮મો એડવર્ડ
              - આલ્બર્ટ, ડ્યુક ઓફ યોર્ક
              - મેરી
              - હેન્રિ, ડ્યુક ઓફ ગ્લુસ્ટર
              - જ્યોર્જ, ડ્યુક ઓફ કેન્ટ
          - ત્રણ કુંવરો
          - ચાર કુંવરીઓ
      - ડ્યુક ઓફ કમ્બરલેંડ
- સોફીયાડોરોથી
  - ફ્રેડરીક ધી ગ્રેટ

## IMPORTANT QUESTIONS.

I State the career of Walpole with particular reference to his services in regard to constitutional, colonial and financial matters. ( B. U. 1923)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૨૯.

II What were, in your opinion, the strong and weak points of Walpale's administration ? ( B. U. 1928 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૨૯.

III Account for the supremacy of the Whigs in the reigns of the first two Georges.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૨૫.

IV Write short notes on: ( 1 ) The South Sea Bubble, (2 ) the Peerage Bill; ( 3 ) The Septennial Act.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૨૪, ૨૨૨, ૨૨૧.

V Sketch the career of Elder Pitt with reference to his work as a War Minister. ( B. U. 1925 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૪૩.

VI Describe the attempts made in the Hanoverian period to restore the Stuarts to the throne, and say why they failed. ( B. U. 1926 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૨૦ અને ૨૩૮.

VII Discuss the claims of William Pitt Earl of Chatham to greatness as a patriot, and as a statesman.

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૪૨.

VIII What led to the War of the Austrian Succession ? Why did England join it ? State its results.

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૩૬.

IX Show that the Seven Years' War decided the long rivalry between France and Fngland in India and America, and that it was a turning point in the history of the world. ( B. U. 1929 )

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૪૨.

X Write short notes on: (1) Walpole's Excise Scheme, ( B. U. 1931), (2) John Wesley, ( B. U. 1927 ), ( 3 ) Change in the Calendar.

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૩૦-૨૪૭-૨૩૫.

XI Explain clearly the meaning of "Patriot King" as used by George III. To what extent did he succeed in his ambition and how? (B. U. 1926)

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૫૦.

XII How did England's quarrel with the American colonies begin? How far were the Americans justified in their resistance? (B. U. 1924)

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૫૨.

XIII Describe the events that led to the independence of the English Colonies in America. What was the attitude of the leading English statesmen of the time towards the question. (B. U. 193I)

ઉત્તર માટે જુઓ પૃષ્ઠ ૨૫૨.

XIV Compare the two Pitts as peace and war ministers. Point out the common featares of their character. (B. U. 1927)

OR

Discuss the claims of the two Pitts

to greatness. What are the points of similarity as well as dissimilarity between the two ? ( B. U, 1931 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૮૭.

XV State what were the causes of the French Revolution and state its effects on England.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૬૨.

XVI Show how the French Revolution influenced the domestic and foreign policy of Younger Pitt. ( B. U. 1924 & 1934 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૬૭.

XVII Describe the attitude assumed by the different parties in England towards the French Revolution.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૬૫.

XVIII What new principles of government dip George III try to introduce and with what results ? ( B. U. 1930 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૪૯.

XIX How far was England affected by the Industrial Revolution in the

latter half of the 18th century? ( B. U. 1921 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૯૪

XX Describe the circumstances that led to the Union of England and Ireland in 1801. Why was thə Union unpopular in the latter country ? ( B. U. 1932 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૭૮.

XXI What part was played by Sea-power in the defeat of Napoleon Bonaparte ? ( B. U. 1930, )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૭૬.

XXII Write notes on:— (1) Presecution of Wilkes. ( B. U. 1925 ), ( 2 ) Importance of the Battle of Trafalgar ( B. U. 1931 ), ( 3 ) Importance of the Battle of Waterloo (B. U. 1932).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૫૭, ૨૭૩, ૨૭૪.

XXIII What do you know of the Berlin Decrees of Napoleon and the Orders in Council of the British Government? ( B. U. 1931 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૭૫.

XXIV Write notes on:—(1) William Wilberforce, (B. U. 1928), Edmund Burke, (3) Charles James Fox.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૯૧; ૨૮૯, ૨૯૦.

XXV What were the political, social and economic grievances of the Edglish people from 1815 to 1820? Or Give an account of the effects of the Revolutionary Wars on England?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૯૩.

XXVI Mention the events under which the disabilities of the Roman Catholics were finally removed? Who were the great men whose names are associated with this relief? (B. U. 1929).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૯૮.

XXVII What three great questions agitated the minds of the people of the England in the reign of George IV? Howwere they solved?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૨૯૭ થી ૩૦૦.

XXVIII Write a note on Canning's foreign policy.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૦૨.

XXIX Write notes on:—( 1 ) Free Trade Movement, ( 2 ) Daniel O'Connel. ( B. U. 1924 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૦૯ અને ૩૦૨.

XE Why was there a demand for Parliamentary reforms in the reign of William IV ? Why did the attempts made before this time to reform the Parliament fail ? Mention the important changes produced by the Reform Act of 1835, and its effects on the general contribution of the country. ( B. U. 1857 & 1932 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૦૩.

XLI Give an account of the important political and social reforms introduced in England during the reign of William IV. ( B. U. 1925 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૦૩ થી ૩૦૬

XLII Sketch the career of Robert Peel and review his administration.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૨૩.

XVIII Sketch the career of Lord Palmerston and write a note on his foreign policy.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૨૫.

XLIV What were the chief measures of political and social reforms which were passed between 1832 and 1887 ( B. U. 1930 )

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૦૩થી૩૦૬ અને ૩૨૯થી૩૩૨.

XLV Give a short summary of the relation between England and Ireland in the 19th century ( B. U. 1926 & 1930).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૧૯.

XLVI What were the various attempts made to great Home Rule to Ireland What has been the attitude of Ireland towards them ? (B. U. 1331)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૧૯.

XLVII Describe the important measures of Glandstone's first administration (B. U. 1924)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૨૯.

XLVIII What were the principal measures of Disraeli's second administration?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૩૬.

XLIX Compare and contrast the home & foreign policies of Gladstone and Disraeli.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૩૯.

XL What were the causes of the Crimean War ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૧૦.

XLI What were the views of Disraeli on (a) The abolition of Corn Laws, (b) The Irish Question, and (c) The Eastern Question ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૩૮.

XLII What were the causes of Boer War of 1899–1901.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૧૪.

XLIII Write short notes on:—( 1 ) Liberals and Conservatives. (B.U. 1925); ( 2 ) Abolition of Slavery ( B. U. 1926 ); ( 3 ) Freedom of Press (B. U. 1927 ); ( 4 ) The Chartists ( B. U. 1932 ); (5) Anti-Corn Law League; ( 6 ) The Alabama incident; ( 7 ) The Berlin Conference.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૪૪, ૨૯૧, ૩૦૮, ૩૪૩, ૩૪૪ અને ૩૪૧.



## ખંડ ૮ મો.

# બ્રિટીશ રાજ્યબંધારણ.

## ( British Constitution. )

## પ્રકરણ ૧ લું.

### ( ૧ ) ઉપોદ્ઘાત.

કોઈ પણ દેશનું રાજ્યબંધારણ એટલે તે દેશનું રાજ્ય જે મૂળ સિદ્ધાંતરૂપ કાયદાઓથી અથવા નિયમોથી ચાલતું હોય તે કાયદાઓ અથવા નિયમો, રાજ્ય ચલાવનારી સંસ્થાઓ, અને જે જાતનું રાજ્યબંધારણ હોય તે જાત, એ સર્વને રાજ્યબંધારણ કહે છે.

દુનિયાના ઘણાખરા સુધરેલા દેશોમાં આવાં રાજ્યબંધારણો લેખિત હોય છે. પરંતુ ઈંગ્લાંડનું બંધારણ લેખિત નથી. તે સેંકડો વર્ષોમાં થયેલા કાયદાઓ અને રીતરીવાજોનું બનેલું છે. આથી તેમાં જરૂર જણાય એવા યોગ્ય ફેરફારો થઈ શકે છે.

દરેક સુવ્યવસ્થિત અને પ્રગતિશીલ રાજ્યનાં રાજ્યબંધારણનાં ત્રણ અંગો હોય છે:—(૧) કારોબારી સંસ્થા (Executive), ( ૨ ) કાયદા કરનારી સંસ્થા (Legis-

lative), અને (૩) ન્યાય આપનારી સંસ્થા (Judicial).

ઈંગ્લાંડનાં રાજ્યબંધારણમાં રાજા, પ્રિવી કાઉન્સિલ, પ્રધાનમંડળ અને સિવિલ સર્વિસ એ ચારનો કારોબારી સંસ્થામાં સમાવેશ થાય છે. રાજ્યના કાયદાનો અમલ કરવો, અને તે પ્રમાણે રાજ્ય ચલાવવું એ તેનું કામ છે.

કાયદા કરવા માટે ઈંગ્લાંડની પાર્લામેન્ટ રાજ્યબંધારણનું મહત્ત્વનું અંગ છે. તેના બે વિભાગ છે. (૧) આમની સભા (House of Cammons), અને (૨) અમીરોની સભા (House of Lords).

ઈંગ્લાંડની ન્યાયની અદાલતોનું કામ કાયદાઓનો અમલ બરાબર થાય છે કે નહિ તે જોવાનું છે.

બ્રિટીશ રાજ્યબંધારણ પ્રમાણે આ ત્રણે સંસ્થાઓને કેટલીક સત્તાઓ આપવામાં આવી છે. પરંતુ ઐતિહાસિક પરિસ્થિતિ પ્રમાણે આ ત્રણે સંસ્થાઓમાં કાયદા કરનારી સંસ્થા જે બ્રિટીશ પાર્લામેન્ટ છે તે સૌથી અગ્રસ્થાન ભોગવે છે; તેથી બ્રિટીશ રાજ્યબંધારણમાં જો કે રાજાને સ્થાન છે, તો પણ તે ઘણે ભાગે પ્રજાસત્તાક બંધારણ છે એમ કહી શકાય.

## (૨) રાજા અને તેના ખાસ હક્કો.

**Sovereign and his prerogatives.**

બ્રિટીશ રાજ્યબંધારણમાં રાજા અગ્રસ્થાન ભોગવે

છે. તે કારોબારી સંસ્થા ( Executive ) નો ઉપરી છે. કાયદા કરનારી સંસ્થા પાર્લામેન્ટે કરેલા કાયદાને રાજાની મંજુરી મળે તોજ તે કાયદો થાય છે, અને ન્યાય આપનારા ન્યાયાધીશોને તે નિમે છે. દરેક અગત્યનાં કાર્ય તેને નામે થાય છે. અને તે બ્રિટીશ સામ્રાજ્યનાં ઐક્યનાં ચિહ્નરૂપ છે. રાજા ઈંગ્લાંડના કોઈપણ રાજ્ય-દ્વારી પક્ષનો ન હોવાથી પ્રધાનમંડળના ફેરફાર તેને અસર કરી શકતા નથી. પ્રાચીન સમયમાં ઈંગ્લાંડના રાજાઓ પોતાની મરજી પ્રમાણે વર્તી શક્તા, પણ ઈ. સ. ૧૬૮૮ ની રાજ્યક્રાન્તિ થયા પછી તેમની સત્તા ઉપર અંકુશ મૂકવામાં આવ્યો છે, તેથી તે પોતાની સત્તાનો ઉપયોગ પ્રધાનમંડળની સલાહ વગર કરી શકતો નથી. ઈંગ્લાંડના રાજાને હાલ નીચે જણાવેલા ખાસ હક્કો છેઃ—(૧) પાર્લામેન્ટ બોલાવવી, થોડા વખત માટે બંધ રાખવી અથવા બરખાસ્ત કરવી; ( ૨ ) પાર્લામેન્ટના કાયદાઓને મંજુર અગર નામંજુર કરવા; (૩) લશ્કર અને નૌકાસૈન્યના વડા તરીકે તે ખાતાંઓમાં મુખ્ય અધિકારીઓની નિમણુંક કરવી, અથવા તેમને બરતરફ કરવા. (૪) રાજ્યના મુલ્કી ખાતાના મુખ્ય અમલદારોની નિમણુંક કરવી અથવા બરતરફ કરવા. (૫) નવા અમીરો બનાવવા; (૬) હોદ્દા, પદવી, ખિતાબ અગર ઈનામો આપવાં. આ સત્તાને લીધે રાજા સન્માનનું મૂળ (Fountain of Honour ) ગણાય છે. (૭) ગુન્હેગારોને

આપી આપી અથવા તેમની સજા ઓછી કરવી. (૮) ન્યાય આપવો. આ સત્તાને લીધે તે ન્યાયનું મૂળ ( Fountain of Justice ) કહેવાય છે. (૯) ચલણી નાણુંના સિક્કા પાડવા; (૧૦) પરદેશી રાજ્યો સાથે સંધિ કે વિગ્રહ કરવો; (૧૧) ઈંગ્લાંડના ધર્મસમાજ ( Church of England ) નો તે વડો છે, અને તે ખાતાંમાં મુખ્ય ધર્મગુરૂઓની નિમણુંક તે કરે છે.

આ પ્રમાણે ઈંગ્લાંડના રાજ્યકર્ત્તાને ઘણી સત્તાઓ અને હક્કો છે. પરંતુ આ બધી સત્તા ઉપર મોટામાં મોટો અંકુશ એ છે કે તે આ સત્તાઓનો કે હક્કોનો પોતાની મરજી પ્રમાણે ઉપયોગ કરી શકતો નથી; દરેક કામ તેના પ્રધાનમંડળની સલાહથીજ તે કરી શકે છે. તેથી તેનાં બધાં કામો માટે પ્રધાનમંડળને જવાબદાર ગણાવામાં આવે છે. આ ઉપરથી બ્રિટીશ રાજ્યબંધારણનું એક અગત્યનું સૂત્ર એ થઈ ગયું છે કે રાજા કદી ખોટું કરી શકતો નથી. (A king can do no wrong). પ્રધાનો ઈંગ્લાંડની પાર્લામેન્ટની આમની સભામાં બહુમતિ ધરાવતા પક્ષના નેતાઓ હોવાથી ખરી રીતે રાજા આમની સભાની મરજી વિરૂદ્ધ કાંઈપણ કામ કરી શકતો નથી, તેમજ પોતાની સત્તા વાપરી શકતો નથી.

ઈંગ્લાંડમાં રાજપદ વંશપરંપરાનું છે; અને સ્ત્રી પણ રાજગાદીએ આવી શકે છે. ઈ. સ. ૧૬૮૮ ની રાજ્યક્રાન્તિ પછી થયેલા કાયદાથી એમ ઠરાવવામાં આવ્યું

છે કે રાજા પ્રોટેસ્ટંટ પંથનો હોવો જોઇએ, અને તેની રાણી પણ તેજ પંથની હોવી જોઇએ.

---

## પ્રકરણ ૨ જું.

### (૧) પ્રધાનમંડળ. (Cabinet).

કેબિનેટનો મુખ્ય અર્થ ખાનગી ઓરડી એવો છે; પણ તે અર્થ બદલાઇ જઈને હાલ તેનો અર્થ પ્રધાન-મંડળ થયો છે.

ઈંગ્લાંડનું પ્રધાનમંડળ મુખ્ય પ્રધાન અને તેની સાથે કામ કરનારા બીજા પ્રધાનોનું બનેલું હોય છે. પાર્લામેન્ટની આમની સભા (House of Commons) માં જે પક્ષની બહુમતિ હોય તેના આગેવાનને રાજા બોલાવે છે અને પ્રધાનમંડળ બનાવવાની આજ્ઞા કરે છે. આગેવાન પોતે મુખ્ય પ્રધાન થાય છે, અને પોતાના પક્ષમાંથીજ પોતાની સાથે કામ કરનારા બીજા પ્રધાનોને તે પસંદ કરે છે, અને રાજા તેમને નિમે છે. ઈંગ્લાંડનું રાજ્ય ચલાવવાની બધી જવાબદારી આ પ્રધાનમંડળ ઉપર નાખવામાં આવી છે. રાજ્યના દરેક સવાલનો ફડચો આ પ્રધાનમંડળજ કરે છે. પ્રધાનમંડળની વિશેષતા નીચે મુજબ છે. પ્રધાનમંડળની સભા ખાનગી હોય છે:—(૧) અને તેનો પ્રમુખ મુખ્ય પ્રધાન હોય છે. અને દરેક

બાબતમાં જે નિર્ણય કરવામાં આવે તે આખાં પ્રધાનમંડળનો નિર્ણય ગણાય છે. (૨) પ્રધાનમંડળના સર્વે સભ્યો પાર્લામેન્ટના સભ્યો હોય છે, અને આમની સભામાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના હોય છે. (૩) આખું પ્રધાનમંડળ પાર્લામેન્ટને જવાબદાર છે. કોઈ પણ પ્રધાન ઉપરથી પાર્લામેન્ટનો વિશ્વાસ ઉઠી જાય તો માત્ર તે પ્રધાનનેજ નહિ, પણ આખા પ્રધાનમંળને રાજીનામું આપવું પડે છે.

## (૨) પ્રધાનોની નિમણુંક અને તેની જવાબદારી.

**Principles observed in the appointment of the Cabinet ministers and their responsibility.**

ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં હાલમાં મુખ્યત્વે કરીને કોન્ઝરવેટીવ, લિબરલ અને લેબર એમ ત્રણ પક્ષ છે. પાર્લામેન્ટની ચુંટણી વખતે જે પક્ષને વધારે મત મળ્યા હોય, એટલે જે પક્ષના સભ્યોની સંખ્યા પાર્લામેન્ટમાં વધારે હોય તેના આગેવાનને રાજા બોલાવે છે, અને તેને પ્રધાનમંડળ બનાવવાની આજ્ઞા કરે છે. નવું પ્રધાન મંડળ રચવામાં કેટલીક બાબતો મુખ્ય પ્રધાનને ધ્યાનમાં રાખવી પડે છેઃ—(૧) પ્રધાનમંડળનો દરેક સભ્ય પાર્લામેન્ટનો સભ્ય હોવો જોઈએ. અને (૨) તે પોતાના પક્ષનો હોવો જોઈએ. કોઇ વાર અત્યંત મહત્વના પ્રસંગે બીજા પક્ષના સભ્યોને પણ પ્રધાનમંડળમાં ભેળવી મિશ્ર પ્રધાનમંડળ કરવામાં આવે છે.

ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાન્તિ થયા પહેલાં રાજા મુખ્ય પ્રધાન તેમજ બીજા પ્રધાનોને નીમતો. અને પાર્લામેન્ટના ગમે તે પક્ષમાંથી તેને નીમતો. આ બધા પ્રધાનો રાજાને જવાબદાર હતા. પ્રધાનો ગેરવર્તન કરે તો પાર્લામેન્ટ તેમના ઉપર કામ ચલાવી શકતી. પાર્લામેંટમાં ગમે તે પક્ષની બહુમતિ થાય, તોપણ પ્રધાનોમાં ફેરફાર થતો નહિ. અને તેથી રાજા અને પાર્લામેન્ટ વચ્ચે કાયમ તકરારો ચાલ્યા કરતી. પરંતુ ઈ. સ. ૧૬૮૯ માં પસાર થયેલા "બિલ ઓફ રાઇટસ" (Bill of Rights) ના કાયદાથી રાજાની સત્તાઓ ઉપર અંકુશ મૂકવામાં આવ્યો, અને પાર્લામેન્ટની સત્તા સર્વોપરિ બની. ત્રીજા વિલિઅમ રાજાએ એક જ પક્ષમાંથી પ્રધાનો નીમવાનો રિવાજ શરૂ કર્યો; અને પાર્લામેન્ટની ચુંટણીમાં પ્રધાનમંડળના વિરૂદ્ધપક્ષની બહુમતિ થાય, ત્યારે પ્રજાનો તેનામાં વિશ્વાસ નથી એમ ગણીને પ્રધાનમંડળે રાજીનામું આપવું જોઈએ એવો નિયમ થયો. તેવીજ રીતે પ્રધાનમંડળની કોઈ પણ અગત્યના મુદ્દા ઉપર પાર્લામેન્ટમાં હાર થાય, અથવા પાર્લામેન્ટમાં તેની વિરૂદ્ધ અણવિશ્વાસનો ઠરાવ પસાર થાય તો પ્રધાનમંડળે રાજીનામું આપવું પડે છે. હેનોવર વંશના વખતમાં પાર્લામેન્ટમાં વ્હિગ અને ટોરી પક્ષો વચ્ચે જે તકરારો અને હરીફાઇ ચાલતી તેને લીધે, અને પહેલા બે જ્યોર્જ રાજાઓ પ્રધાનમંડળની બેઠકમાં હાજરી આપતા નહિ, તથા તેઓ રાજ્ય-

કારભારમાં માથું મારતા નહિ તેથી પ્રધાનમંડળની સત્તા વધી ગઈ, અને તે રાજાની ખરી સત્તાઓનો ઉપયોગ કરવા લાગ્યું. રાજા તો માત્ર નામનોજ થઈ ગયો. હાલમાં દરેક બાબતમાં રાજાએ પ્રધાનમંડળની સલાહ મુજબ વર્તવું પડે છે, અને પ્રધાનમંડળને અથવા તેના કોઈ સભ્યને તે કાઢી મૂકી શકતો નથી. પ્રધાનમંડળ સંપૂર્ણ રીતે પાર્લામેન્ટનેજ જવાબદાર છે અને રાજાને જવાબદાર નથી.

## ( ૩ ) કેબિનેટપદ્ધતિનો વિકાસ.

**Growth of the Cabinet System.**

પ્રાચીન સમયથી ઈંગ્લાંડમાં રાજાને રાજ્યકારભારમાં સલાહ આપવા માટે એક મંડળ હતું. તેનું નામ (Curia Regis) હતું. અમલ બજાવણીનાં સર્વ કામો આ મંડળને કરવાં પડતાં. પાછળથી આ મંડળનું નામ "પ્રીવી કાઉન્સિલ" પડ્યું. જેમ જેમ મતભેદ અને વિચારો બદલાયા, તેમ તેમ આ મંડળની કમીટીઓ કરવામાં આવી. સ્ટુઅર્ટ રાજાના સમયમાં પ્રીવી કાઉન્સિલની સંખ્યા વધી જવાથી રાજ્યકારભારમાં મુશ્કેલીઓ આવવા લાગી; તેથી બીજા ચાર્લ્સે આ મંડળના પાંચ સભ્યોની એક ગુપ્ત કમીટી પાર્લામેન્ટના બંને પક્ષમાંથી નીમી. તેને ( Cabal ministry ) કહેવામાં આવે છે.

આ કમીટીને રાજ્યકારભારનાં સઘળાં કામ રાજાએ સોંપ્યાં. આ વખતથી કેબિનેટ પદ્ધતિની શરૂઆત થઇ એમ ગણાય છે.

ઈ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિ પછી ત્રીજા વિલીઅમે શરૂઆતમાં આ પદ્ધતિ ચાલુ રાખી, અને પાર્લામેન્ટના બન્ને પક્ષમાંથી પ્રધાનો નીમ્યા. પણ આથી રાજ્યકારભાર સારી રીતે ચાલ્યો નહિ, તેથી લોર્ડ સન્ડરલેન્ડે તેને એવી સલાહ આપી કે પાર્લામેન્ટમાં જે પક્ષની બહુમતિ હોય તેજ પક્ષમાંથી રાજા પ્રધાનો નીમે તો રાજ્યકારભાર સરળતાથી ચાલશે. વિલિઅમે આ સલાહ માન્ય કરીને વ્હિગપક્ષ જેની બહુમતિ હતી તેમાંથી પ્રધાનો નીમ્યા. આ પદ્ધતિને (Party System of Government) કહે છે. ત્યાર પછી આ પદ્ધતિ કાયમની થઇ પડી, અને હવે પાર્લામેન્ટમાં જે પક્ષની બહુમતિ હોય તેમાંથીજ પ્રધાનમંડળ નીમવામાં આવે છે.

પહેલા અને બીજા જ્યોર્જના વખતમાં આ પદ્ધતિનો ઘણો વિકાસ થયો. તેઓને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હોવાથી તેઓ પ્રધાનમંડળની બેઠકમાં હાજરી આપતા નહિ. આથી રાજ્યનો સર્વ કારભાર પ્રધાનમંડળ કરતું. ત્રીજા જ્યોર્જે કેબીનેટની સત્તા ઓછી કરવાના પ્રયાસો કર્યા, પરંતુ તેનું કાંઇ વળ્યું નહિ.

## (૪) ઈંગ્લાંડનાં પ્રધાનમંડળનું બંધારણ, સત્તા વગેરે.

**Composition, functions and powers of the British Cabinet,**

ઈંગ્લાંડનું પ્રધાનમંડળ ઘણું ખરૂં ૨૦ થી ૨૨ સભ્યોનું બનેલું હોય છે. દરેક સભ્યના તાબામાં રાજ્યનાં એક અથવા કોઈ વાર બે ખાતાંઓ હોય છે. તે મંડળમાં નીચે જણાવેલા સભ્યો હોય છે:—

(૧) મુખ્ય પ્રધાન ( Prime Minister )—મુખ્ય પ્રધાન પ્રધાનમંડળનો વડો હોય છે, અને તેની બેઠકોમાં પ્રમુખ થાય છે. તે બધા પ્રધાનોનાં કામકાજ ઉપર દેખરેખ રાખે છે. તેને કાંઇ ખાસ ખાતું આપવામાં આવેલું હોતું નથી, પણ તેને First Lord of Treasury ની પદવી હોય છે. (૨) લોર્ડ હાઇ ચાન્સેલર—આ પ્રધાન આખા પ્રધાનમંડળને કાયદા સંબંધી સલાહ આપે છે, અને પાર્લામેન્ટની અમીરોની સભાનો તે પ્રમુખ છે. (૩) લોર્ડ પ્રેસિડન્ટ ઓફ્ ધી કાઉન્સિલ—આ પ્રધાન રાજાની પ્રીવિ કાઉન્સિલનો પ્રમુખ છે. તે પ્રીવી કાઉન્સિલનું ન્યાય આપવાનું કામ કરે છે. (૪) લોર્ડ પ્રીવી સીલ—આ પ્રધાન રાજ્યની મોટી સીલ અથવા સિક્કો સાચવનારો હોય છે. ( ૫ ) નાણાં ખાતાંનો પ્રધાન ( Chancellor of the Exchequer )—આ પ્રધાન

રાજ્યનાં નાણું અને હિસાબ ખાતાનો વડો હોય છે. રાજ્યની ઉપજ ખર્ચના આંકડા તે દર વર્ષે તૈયાર કરે છે, અને તેનું અંદાજપત્ર પાર્લામેન્ટમાં રજુ કરે છે. (૬) ગૃહમંત્રી (Secretary of State for the Home Department)—આ પ્રધાનને દેશની અંદરની વ્યવસ્થા અને સુલેહશાંતિ જાળવવાનું કામ હોય છે. (૭) પરદેશ ખાતાનો પ્રધાન (Secretary of State for Foreign Affairs)—આ પ્રધાન પરદેશો સાથે ઈંગ્લાંડનો સંબંધ જાળવવાનું કાર્ય કરે છે. (૮) સંસ્થાનો ખાતાંનો પ્રધાન (Secretary of State for the Colonies)—આ પ્રધાનના હાથમાં બ્રિટીશ સામ્રાજ્યમાંનાં સ્વરાજ્ય ન ભોગવતાં સંસ્થાનો ઉપર દેખરેખ રાખવાનું કામ હોય છે. (૯) Secretery of State for the Dominions—આ પ્રધાન બ્રિટીશ સામ્રાજ્યમાંના સ્વરાજ્ય ભોગવતાં રાજ્યો સાથે સંબંધ રાખવાનું કાર્ય કરે છે. (૧૦) હિન્દી પ્રધાન (Secretary of State for India)—આ પ્રધાનને હિન્દના રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખવાનું હોય છે. (૧૧–૧૨–૧૩) લશ્કર ખાતાંનો પ્રધાન, નૌકા ખાતાંનો પ્રધાન અને વિમાન ખાતાંનો પ્રધાન—આ ત્રણ પ્રધાનોના હાથમાં લશ્કર ખાતું, નૌકાખાતું અને વિમાનખાતું હોય છે. (૧૪) વેપાર ખાતાનો પ્રધાન (૧૫) મજુરવર્ગ ખાતાંનો પ્રધાન, (૧૬–૧૭) સ્કોટલેન્ડ અને આયર્લેન્ડ ખાતાના મંત્રીઓ,

(૧૮) પોસ્ટ માસ્તર જનરલ (૧૯-૨૦) એટોર્ની જનરલ તથા સોલિસીટર જનરલ વગેરે પ્રધાનો પ્રધાનમંડળમાં હોય છે.

ઈંગ્લાંડનાં પ્રધાન મંડળને માત્ર કાયદાઓનો અમલ કરવાનુંજ કામ નથી હોતું, પરંતુ તેને પાર્લામેન્ટ પાસે મૂકવા માટે નવા કાયદાઓ તૈયાર કરવા પડે છે; તે ઉપરાંત રાજ્યની અંદર તેમજ બહારની બાબતના દરેક પ્રશ્નનો નિકાલ કરવો પડે છે. ઈંગ્લાંડનાં કારોબારી અને કાયદા કરનારાં મંડળો વચ્ચે તે સાંકળરૂપ છે.

## ( ૫ ) મુખ્ય પ્રધાન.

**Position of the Prime Minister in the British Constitution and his functions.**

મુખ્ય પ્રધાન કેબિનેટનો આત્મા છે. તે પ્રધાનમંડળનો પ્રમુખ હોવાથી દેશહિત સંબંધી દરેક કામો તેને કરવાનાં હોય છે. અમલ બજાવણી ખાતાંનો તે મુખ્ય અધિકારી હોવાથી દરેક ખાતાંના પ્રધાનો ઉપર તે સત્તા ચલાવે છે. તેને નીચે જણાવેલાં કામો કરવાનાં હોય છે:—( ૧ ) કેબિનેટની બેઠકમાં તે પ્રમુખ થાય છે; ( ૨ ) કેબિનેટમાં અને પાર્લામેન્ટમાં થયેલાં કામની રાજાને તેને હંમેશાં ખબર આપવી પડે છે, અને દરેક બાબતમાં રાજાને સલાહ આપનારો તે હોય છે; ( ૩ ) પાર્લામેન્ટમાં રજુ કરવામાં આવનારી દરખાસ્તો વગેરે

તે તૈયાર કરે છે, અને દરેક પ્રધાનનાં કામકાજ ઉપર દેખરેખ રાખે છે.

મુખ્ય પ્રધાન આમની સભાનો સભ્ય હોવો જોઈએ એવો રીવાજ થઈ ગયો છે. જો કે મુખ્ય પ્રધાનને ઘણાં મહત્ત્વનાં કામો કરવાનાં હોય છે, અને તેના ઉપર સર્વ પ્રકારની જવાબદારી હોય છે, તોપણ તેને મુખ્ય પ્રધાન તરીકેનો પગાર મળતો નથી, તેથી તેને ઓછી જવાબદારીનું ખાતું સંભાળવું પડે છે. પ્રધાનમંડળના કોઈ પણ પ્રધાન સાથે મુખ્ય પ્રધાનનો મતભેદ થાય તો મુખ્ય પ્રધાન તે પ્રધાનને રાજીનામું આપવાની ફરજ પાડી શકે છે; પરંતુ જો તે પોતે રાજીનામું આપે તો આખાં પ્રધાન મંડળે રાજીનામું આપ્યું છે એમ ગણાય છે. જો મુખ્ય પ્રધાનને પ્રજાનો સંપૂર્ણ ટેકો હોય તો તે ગમે તે કરી શકે છે. બ્રિટીશ રાજ્યબંધારણમાં મુખ્ય પ્રધાનને ખાસ સ્થાન નથી. તે પદવી પહેલા બે જ્યોર્જ રાજાઓના વખતથી શરૂ થઈ છે. તેઓ અંગ્રેજી ભાષાથી અજ્ઞાત હોવાથી પ્રધાનમંડળની બેઠકમાં હાજરી આપતા નહિ; તેથી પ્રધાનમંડળમાં જે બાહોશ અને અનુભવી પ્રધાન હોય તે પ્રમુખસ્થાને બેસતો, અને પ્રધાનમંડળનાં કામકાજથી તે રાજાને વાકેફ રાખતો. ત્યારથી તેનાં સ્થાનની મહત્તા વધી. પહેલો મુખ્ય પ્રધાન વોલ્પોલ હતો.

## (૬) મુખ્ય પ્રધાન અને પ્રધાનમંડળ તથા આમની સભા વચ્ચેનો સંબંધ.

## Relations between the Prime Minister and the Cabinet and the House of Commons.

પાર્લામેન્ટની ચુંટણીનું કામ પૂર્ણ થયા પછી આમની સભામાં જે પક્ષની બહુમતિ હોય તેના નેતાને રાજા મુખ્ય પ્રધાન બનાવે છે. એ મુખ્ય પ્રધાન પ્રધાનમંડળના બીજા સભ્યોની નીમણુંક પોતાના પક્ષમાંથીજ કરે છે. રાજાને સલાહ આપવાનો તેનો હક્ક છે, અને તેની મારફત બીજા પ્રધાનો રાજાને સલાહ આપી શકે છે. દરેક પ્રધાનને એકેક ખાતું સોંપવામાં આવેલું હોય છે. દરેક ખાતાંનો વહીવટ મુખ્ય પ્રધાનની સુચના અને સંમતિ અનુસાર કરવામાં આવે છે. પ્રધાનમંડળની સંયુક્ત જવાબદારી હોય છે. કોઇ પ્રધાન પ્રધાનમંડળની બહુમતિથી વિરૂદ્ધ કાર્ય કરવા માગે તો તેને રાજીનામું આપવાની ફરજ પાડવામાં આવે છે. જો પ્રધાનમંડળ મુખ્ય પ્રધાનના મતની વિરૂદ્ધ હોય તો મુખ્ય પ્રધાન રાજીનામું આપે છે. એટલે એની ભેળે આખું પ્રધાનમંડળ વિસર્જન થાય છે. રાજા તથા આમની સભાને કેબિનેટના પ્રતિનિધિ રૂપે મુખ્ય પ્રધાન દરેક બાબતની ખબર આપતો રહે છે. દેશનો બધો કારભાર તેને હસ્તક જ થાય છે.

મુખ્ય પ્રધાનની સત્તા અને પદવીનો આધાર આમની સભા, અને તેમાંએ તેના પક્ષની બહુમતિ ઉપર રહે છે. એટલે બહુમતિ વિરૂદ્ધ તે કાંઈપણ કાર્ય કરી શકતો નથી. આમની સભાની બહુમતિ તેનાં કોઈ કાર્યમાટે નાપસંદગી બતાવે તો તેને પોતાના હોદ્દાનું રાજીનામું આપવું પડે છે, અથવા તો રાજાને પાર્લામેન્ટ બરખાસ્ત કરવાની સલાહ આપી નવી ચુંટણી કરાવે છે. નવી ચુંટણીમાં જો તે બહુમતે પાછો નીમાય તો પ્રજામત તેના પક્ષમાં છે એમ તે સમજે છે. મુખ્ય પ્રધાન ઘણે ભાગે આમની સભાનોજ સભ્ય હોય છે તેથી કેટલેક અંશે આમની સભાની સત્તા વધારે છે.

---

## પ્રકરણ ૩ જું.

## બ્રિટીશ પાર્લામેન્ટ.

### (૧) આમની સભા.

**Composition, functions, and powers of the House of Commons.**

હાલ આમની સભામાં કુલ ૬૧૫ સભ્યો છે. તેમાં ઈંગ્લાંડના ૪૯૨, વેલસના ૩૬, સ્કોટલેંડના ૭૪ આયર્લેન્ડના અલ્સ્ટર પ્રાંતના ૧૩ સભાસદ છે. ઈંગ્લાડમાં ૬ મહિના સુધી રહેનારા ૨૧ વર્ષ ઉપરાંતના દરેક પુરૂષને

મત આપવાનો અધિકાર છે. તે મતદાર દેશમાં છ મહિના સુધી ન રહ્યો હોય તો દશ પૌંડ વાર્ષિક ભાડું ભરનારો ભાડુત અથવા દુકાનદાર હોવો જોઇએ. વળી ત્રીસ વર્ષની ઉંમરની અને પાંચ પૌંડ વાર્ષિક ભાડું ભરનારી સ્ત્રીને મત આપવાનો અધિકાર છે. આમની સભાની મુદત વધારામાં વધારે પાંચ વર્ષની રાખવામાં આવી છે, અને ત્યારબાદ નવી ચુંટણી કરવામાં આવે છે. લુંટારા, દેવાળીઆ, પરદેશી, ગાંડા, અમીરો, સરકારી અમલદારો અને ચર્ચ ઓફ ઇંગ્લાંડના કેટલાક અધિકારીઓ આમની સભામાં સભ્ય થઈ શકતા નથી; તેમજ તેની ચુંટણીમાં મત પણ આપી શકતા નથી.

આમની સભાની ચુંટણી થયા પછી તેની પહેલી બેઠકમાં તેઓમાંના એક સભ્યને આમની સભા પ્રમુખ તરીકે ચુંટે છે. તે "સ્પીકર" કહેવાય છે. આમની સભાના દરેક સભ્યને વાર્ષિક ૪૦૦ પૌંડનું વર્ષાસન મળે છે. ચુંટાયા પછી કોઈ પણ સભ્ય રાજીનામું આપી શકતો નથી, પણ સરકારી નોકરી સ્વીકારી તે છુટો થઈ શકે છે. સભાના કામકાજ માટે ઓછામાં ઓછા ૪૦ સભ્યો હોવા જોઈએ. મત આપતી વખતે કોઇ પણ સભ્ય તટસ્થ રહી શકતો નથી.

આમની સભાનાં કાર્યો અને સત્તાઓના ત્રણ વિભાગ પાડી શકાય છે. (૧) કાયદા ઘડવા, (૨) પ્રજાનાં નાણાં

ઉપર અંકુશ રાખવો, (૩) રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખવી.

ઈંગ્લાંડના રાજ્યબંધારણમાં ફેરફાર કરવાનું અને કોઇ પણ બાબત માટે કાયદા ઘડવાનું કે ઠરાવ કરવાનું કામ આમની સભાનું છે. તેની સંમતિ વગર કોઇ પણ કાયદો ઘડાતો નથી. નાણાં સિવાયનો કોઈ પણ ખરડો આ સભાનો કોઇ પણ સભ્ય રજુ કરી શકે છે, અને બહુમતિથી તે પસાર થાય તો તેને અમીરોની સભામાં રજુ કરવો પડે છે. ત્યાં તે બહુમતિથી પસાર થાય તો રાજાની મંજુરી મળવાથી તે દેશનો કાયદો બને છે. નાણાંના વિષયમાં આમની સભાની સત્તા સર્વોપરી છે. નાણાંને લગતો કોઇ પણ ખરડો આમની સભામાંજ રજુ થાય છે, અને તે પસાર કરે તો અમીરોની સભામાં તે રજુ થાય પણ ત્યાં તે પસાર થાય કે ન થાય તો પણ રાજાની સહીથી તે કાયદો થઇ શકે છે. નાણાં ખાતાંનો પ્રધાન આમની સભા સન્મુખ વાર્ષિક અંદાજપત્ર રજુ કરે છે. આમની સભા જરૂર પડે તો તેમાં સુધારા વધારા કરે છે, અથવા મંજુર કરે છે, અથવા તો નામંજુર કરે છે.

પ્રધાનો આમની સભાને જવાબદાર હોય છે, અને તેના સર્વ ઠરાવો અને કાયદાઓ અમલમાં લાવવાને તે બંધાયેલા છે. જો સભા પ્રધાનમંડળનાં કામથી નારાજ થાય તો અવિશ્વાસનો ઠરાવ લાવીને પ્રધાનમંડળને રાજીનામું આપવાની ફરજ પાડે છે.

કોઈ પણ કાયદાનો ખરડો લાવવાની ગમે તે સભ્યને છુટ છે; પરંતુ અગત્યના કાયદાના ખરડા તો પ્રધાનમંડળ પોતેજ રજુ કરે છે. ત્રણવાર બહુમતિથી પસાર થયા પછી તે ખરડાને અમીરોની સભામાં મોકલવામાં આવે છે.

ઈ. સ. ૧૯૧૧ના પાર્લામેન્ટ એકટથી આમની સભાનું મહત્ત્વ ઘણું વધ્યું છે. આ કાયદા પ્રમાણે એમ ઠરાવવામાં આવ્યું છે કે કોઈ પણ ખરડો આમની સભામાં દાખલ થયા પછી બે વર્ષની મુદતમાં ઉત્તરોત્તર ત્રણ બેઠકોમાં પસાર થાય, તો પછી અમીરોની સભામાં તે પસાર થાય નહિ તો પણ રાજાની સહીથી તે કાયદો બને છે.

આમની સભાના સભ્યોને ભાષણ અને વાદવિવાદની સંપૂર્ણ છુટ હોય છે. ફોજદારી સિવાયના ગુન્હા માટે તે સભાની બેઠક દરમિયાન સજામાંથી છુટી શકે છે. પાર્લામેન્ટની બેઠક શરૂ થતાં અગાઉના ૪૦ દિવસમાં અગર બેઠક ચાલુ થયા પછી ૪૦ દિવસ સુધી તેને કોઈ પણ અપરાધ માટે કેદ મળી શકતી નથી. તેના દરેક સભ્યને પ્રમુખ ( સ્પીકર ) મારફત રાજાને મળવાનો હક્ક છે.

## ( ૨ ) સ્પીકર.

ઈંગ્લાંડની પાર્લામેન્ટની આમની સભાનો પ્રમુખ "સ્પીકર" કહેવાય છે. નવી ચુંટણી થયા પછી આમની

સભાની પહેલી બેઠકમાં સભાના સભ્યો પૈકી એકને સ્પીકર તરીકે ચુંટી કાઢવામાં આવે છે. સ્પીકર પાર્લામેન્ટના કોઇ પણ પક્ષનો હોતો નથી. તેના હોદ્દાની મુદત પાંચ વર્ષની હોય છે. તેનું કામ સભામાં શાંતિ અને વ્યવસ્થા જાળવવાનું, દરેક બાબત ઉપર મતની ગણતરી કરી સભાનો મત જાહેર કરવાનું હોય છે. આમની સભામાં આવેલાં નાણાંને લગતાં દરેક બીલ ઉપર તેની સહી હોય છે. કોઈ પણ સભ્ય શિષ્ટાચાર વિરૂદ્ધ વર્તન કરે અથવા સભાના નિયમોનો ભંગ કરે તો તેને સભાગૃહમાંથી કાઢી મૂકવાની તેને સત્તા છે. પ્રત્યેક સભાસદે તેનો હુકમ માનવોજ પડે છે, અને ભાષણ કરતી વખતે તેને સંબોધીને ભાષણ કરવું પડે છે. તેની ગેરહાજરીમાં "ડેપ્યુટી સ્પીકર" પ્રમુખ સ્થાન લે છે.

## (૩) અમીરોની સભા.

**Composition, functions and powers of the House of Lords.**

ઈંગ્લાંડની પાર્લામેન્ટનો બીજો વિભાગ અમીરોની સભા છે. તેના સભ્યોની સંખ્યા મુકરર કરવામાં આવેલી નથી. હાલમાં લગભગ ૭૪૫ સભ્યો આ સભામાં બેસે છે; પણ આ સભ્યોનો ચોથો ભાગ પણ સભામાં હાજરી આપતો નથી. આ સભાના સભ્યો સામાન્ય ઉમરાવો અને ચર્ચ ઓફ ઇંગ્લાંડના કેટલાક વડા ધર્મગુરૂઓ

હોય છે. તેમની ચુંટણી થતી નથી, પરંતુ તેના સભ્યો કાયમના હોય છે. ઈગ્લાંડના સઘળા અમીરો, સ્કોટલાન્ડના ૧૬ અને આયર્લેન્ડના અલ્સ્ટર પ્રાંતના ૨૮ અમીરો આ સભામાં બેસે છે. સ્કોટલાન્ડના અમીરો દર પાંચ વરસે ત્યાંના અમીરમંડળ તરફથી ચુંટાય છે. સગીર ઉંમરના, દેવાળું કાઢેલા, અને કેદની શિક્ષા ભોગવેલા કોઈ પણ ઉમરાવથી આ સભાના સભ્ય થઈ શકાતું નથી. આ સભાનો પ્રમુખ લોર્ડ ચાન્સેલર કહેવાય છે; તે પ્રધાનમંડળનો એક પ્રધાન હોય છે, અને પ્રધાનમંડળના પક્ષના કોઈ નિષ્ણાત ધારાશાસ્ત્રીને આ જગ્યાએ નીમવામાં આવે છે.

આમની સભાની માફક અમીરોની સભાને પણ કાયદા કરવાનો, નાણાં સંબંધી વિષય ઉપર ચર્ચા કરવાનો, ઠરાવો પસાર કરવાનો તેમજ પ્રશ્નો પૂછીને માહિતી મેળવવાનો હક્ક છે. આ ઉપરાંત અતિ મહત્ત્વનો હક્ક ન્યાય આપવાનો આ સભાને છે. પહેલાં આ સભાને આ બધી બાબતોમાં આમની સભા જેટલીજ સત્તા હતી; પરંતુ ઈ. સ. ૧૯૧૧ ના પાર્લામેન્ટ એકટના કાયદાથી તેની સત્તા ઘણી ઓછી કરી નાંખવામાં આવી છે. આમની સભાએ પસાર કરેલ નાણાં સંબંધી બીલ ઉપર આ સભા ચર્ચા કરી શકે છે; પરંતુ તે બીલને તે નામંજુર કરે તો પણ રાજાની સહીથી તે કાયદો બને છે. તેમજ આમની સભામાં પસાર થયેલા બીજા કાયદા-

ઓના ખરડા આ સભા સમક્ષ રજુ કરવામાં આવે છે; પરંતુ તેવા ખરડાને તે પસાર ન કરે તો આસની સભામાં ઉત્તરોત્તર ત્રણ બેઠકોમાં તે ખરડો પસાર થયેથી તેને કાયદાનું સ્વરૂપ મળે છે.

પ્રાચીન સમયથી ઈંગ્લાંડમાં અમીરોની સભા ન્યાય આપવાનું કામ કરતી આવી છે. આ સભા ઈંગ્લાંડમાં સર્વશ્રેષ્ઠ અદાલત છે. ઈંગ્લાંડની હાઈકોર્ટના ચુકાદા વિરૂદ્ધની અપીલો આ સભા સાંભળે છે, અને તેનો ચુકાદો છેવટનો ગણાય છે. કોઈ પણ ઉમરાવ ઉપર ફોજદારી ગુન્હાનું તોહમત હોય તો તેની તપાસ આ સભા ચલાવી શકે છે. જોકે ન્યાય આપવાનું કામ અમીરોની આખી સભાનું છે, તોપણ સગવડની ખાતર તે સભાના સભ્યોમાંથી છ ન્યાયાધીશોનું એક સ્વતત્રમંડળ નીમવામાં આવે છે. તેનો પ્રમુખ લોર્ડ ચાન્સેલર હોય છે. આ મંડળ સભાનીવતી ન્યાયનું કામ કરે છે.

અમીરોની સભાના સભ્યોને કેટલાક ખાસ હક્ક હોય છે. તેમને કોઈ પણ જ્યુરીમાં બેસવું પડતું નથી. કોઈ પણ સભ્ય પાર્લામેન્ટ ભરાય તેની અગાઉ ૪૦ દિવસ અને ત્યાર પછી ૪૦ દિવસ સુધી કેદ થઇ શકતો નથી. આ સભાના દરેક સભ્યને રાજાને મળવાનો હક્ક છે. અમીરોની સભાની પહેલી બેઠક રાજા પોતે જાતે આવીને ઉઘાડે છે.

**અમીરોની સભાની ઉપયોગિતાઃ**—હાલ ઘણા

ખરા દેશોમાં ધારાસભાના ઈંગ્લાંડની માફક બે વિભાગ હોય છે. આ પદ્ધતિને દ્વિમંડળ પદ્ધતિ (Bicameral System) કહે છે. આ બન્ને વિભાગમાં એક વિભાગને વધારે સત્તા હોય છે. બીજા વિભાગની ઉપયોગિતા એટલી-જ છે કે જો ધારાસભામાં એકજ વિભાગ હોય તો કોઈ વાર ઉતાવળથી અથવા લાગણીને વશ થઇને અનિષ્ટ કાયદાઓ ઘડવાનો અથવા તેવો રાજ્યકારભાર ચલાવવાનો સંભવ હોય છે. તેથી ધારાસભાનાં બીજાં મંડળની જરૂરીઆત હોય છે. ઈંગ્લાંડની અમીરોની સભાનો પણ આ ઉપયોગ છે. જો કે ઇ. સ. ૧૯૧૧ ના પાર્લામેન્ટ એકટથી તેની ઘણી ખરી સત્તા લઈ લેવામાં આવી છે; તો પણ કોઈ પણ કાયદાનો ખરડો તે બે વરસ સુધી અટકાવી શકે છે, અને આ રીતે લંબાણ પાડીને ઉતાવળનું અને વિકાર વશ થવાનું જોખમ નીકળી જાય છે. તે સિવાય અમીરોની સભા લોકોની ફરિયાદો સાંભળે છે, અને તેના સભ્યો ઘણે ભાગે પૈસાદાર હોવાથી સ્વાર્થ વગર તેઓ દેશની સેવા કરી શકે છે. ઉપલી સર્વ બાબતો ધ્યાનમાં લેતાં જણાઇ આવશે કે અમીરોની સભાની ઉપયોગિતા ઓછી નથી.

## (૪) પાર્લામેન્ટની કાર્યપદ્ધતિ.

પાર્લામેન્ટમાં કાયદા કરવાનો વિધિ નીચે પ્રમાણે છે:—અમીરોની સભા કે આમની સભાનો કોઇપણ સભ્ય

કાયદાનો ખરડો પોતાની સભામાં રજુ કરી શકે છે; પરંતુ અગત્યના કાયદાઓ પ્રધાનમંડળ તરફથીજ રજુ થાય છે. નાણાં સંબંધી કાયદો આમની સભામાંજ રજુ કરી શકાય છે. દરેક કાયદાને ત્રણ વારનાં વાંચનમાંથી પસાર થવું પડે છે. શરૂઆતમાં કાયદાનો ખરડો રજુ કરવા માટે સભાની રજા માગવી પડે છે. તે આ પહેલીવારનું વાંચન ( Reading ) કહેવાય છે. સભાની રજા મળે ત્યારપછી તે ખરડાને છાપવામાં આવે છે, અને દરેક સભ્યને એક છાપેલી નકલ આપવામાં આવે છે. ત્યારપછી થોડા દિવસમાં તેને બીજીવારનાં વાંચન માટે ફરીવાર સભામાં રજુ કરવો પડે છે. આ વખતે તેની ઉપર ખરેખરી ચર્ચા થાય છે, અને તે પસાર થાય તો તેને સીલેક્ટ કમીટી ઉપર મોકલવામાં આવે છે. આ સીલેક્ટ કમીટી સભાના ચુંટી કાઢેલા સભ્યોની હોય છે. ઘણી મહત્ત્વની બાબતનો ખરડો હોય તો આખી સભાની કમીટી બને છે. આ કમીટીમાં ખરડાની દરેક કલમ ઉપર ચર્ચા થાય છે અને તેમાં સુધારા વધારા કરી શકાય છે. આ પ્રમાણે ચર્ચા પૂરી થયા પછી કમીટી સભાને રીપોર્ટ કરે છે. ત્યારબાદ તેના ઉપર ત્રીજી વાર ચર્ચા થાય છે. આ ત્રીજું વાંચન કહેવાય છે. આ વાંચનમાંથી પસાર થાય, તો તેને પાર્લામેન્ટની બીજી સભામાં મોકલવામાં આવે છે. ત્યાં પણ ઉપર પ્રમાણે ત્રણવારના વાંચનમાંથી તે ખરડો પસાર થાય તો રાજાની સહી માટે મોકલવો પડે

છે. રાજાની મંજુરી મળે ત્યારપછી તે કાયદો બને છે.

ઈ. સ. ૧૯૧૧ ના પાર્લામેન્ટ એકટથી નાણાં સંબંધી ખરડો આમની સભામાં પસાર થાય તે પછી તેને અમીરોની સભામાં મોકલવામાં આવે છે. પરંતુ ત્યાં માત્ર તેની ઉપર ચર્ચા થાય છે અને પસાર થાય છે; અમીરોની સભા તે પસાર ન કરે, તો પણ રાજાની સહીથી તે કાયદો બને છે. નાણાંની બાબત સિવાયનો બીજો કોઈપણ ખરડો આમની સભામાંથી પસાર થયા પછી અમીરોની સભા તેને પસાર ન કરે તો ફરી તેને આમની સભામાં લાવવામાં આવે છે. અને ત્યાં બે વર્ષની અંદર તે સભાની ઉત્તરોત્તર ત્રણ બેઠકોમાં કશા ફેર-ફાર વગર તે ખરડો પસાર થાય તો પછી અમીરોની સભાની મંજુરીની તેને જરૂર રહેતી નથી. માત્ર રાજાની મંજુરીથી તે કાયદો થાય છે.

---

## પ્રકરણ ૪ થું.

## સામાન્ય બાબતો.

### (૧) ઇ. સ. ૧૯૧૧ નો પાર્લામેન્ટ એકટ.

**Parliament Act of 1911.**

આ કાયદો ઈ. સ. ૧૯૧૧ માં પસાર થયો હતો. ઈંગ્લાંડના રાજ્યબંધારણમાં તે ઘણો અગત્યનો છે. આ

કાયદો કરવાનાં નીચે મુજબ કારણો હતાં:—

અમીરોની સભા આમની સભાએ પસાર કરેલા કાયદાના ખરડાઓમાં કેટલીક વખત વિઘ્ન નાંખીને તે ખરડાઓ પસાર થવા દેતી નહિ. અમીરોની સભામાં ઘણે ભાગે કોન્ઝરવેટીવ પક્ષના સભ્યો હોય છે. તેથી જ્યારે લિબરલ પ્રધાનમંડળ હોય ત્યારે તેણે આમની સભામાં પસાર કરેલા ખરડાઓને અમીરોની સભા ઘણી વાર પસાર કરતી નહિ, અથવા તેમાં મોટા ફેરફારો કરતી અને લંબાણ કરતી. આથી આમની સભાને આ સભા મોટા અંતરાય રૂપ લાગતી હતી. અમીરોની સભાએ ઈ. સ. ૧૮૯૩ માં ગ્લેડસ્ટનના આયરીશ હોમ-રૂલના ખરડાને, ઈ. સ. ૧૯૦૮ માં શિક્ષણમાં સુધારાના અને માદક પદાર્થોના વેચાણનું નિયમન કરનારા ખર-ડાઓને અને ઇ. સ. ૧૯૦૯માં લોઇડ જ્યોર્જનાં અંદાજ-પત્રકને પસાર કર્યાં ન હતાં.

મી. એસ્કવીથનાં લિબરલ પ્રધાનમંડળે મજુર વર્ગની સ્થિતિ સુધારવા માટે, અને દેશના વૃદ્ધોને રાજ્ય તરફથી પેન્શન આપવા માટે કાયદાઓ પસાર કરાવ્યા હતા. આથી રાજ્યનું ખર્ચ ઘણુંજ વધી ગયું હતું. વળી જર્મનીની બીકથી ઈંગ્લાંડના નૌકાસૈન્યમાં મોટો વધારો કરવો પડતો હતો. પરંતુ તિજોરીમાં આ બધા ખર્ચ માટે જોઇતું નાણું ન હતું. તેથી તે વખતના ખજાનચી લોઈડ જ્યોર્જે ઇ. સ. ૧૯૦૯ માં જે અંદાજ-

પત્ર રજુ કર્યું, તેમાં તેણે ઉપજ વધારવા માટે જમીન ઉપર, માદકપદાર્થો ઉપર અને શ્રીમંતોની આવક ઉપર વધારે કર લેવાની યોજના રજુ કરી હતી. પરંતુ અમીરોની સભાએ આ અંદાજપત્રક મંજુર કર્યું નહિ, તેથી લોકમત જાણવા માટે પાર્લામેન્ટ બરખાસ્ત કરવામાં આવી. નવી ચુંટણીમાં પણ લિબરલ પક્ષની બહુમતિ થઈ. તેથી થોડા ફેરફાર સાથે ઈ. સ. ૧૯૦૯ નું અંદાજ-પત્રક અમીરોની સભાએ પસાર કર્યું.

અમીરોની સભાની સત્તા ઘટાડવા માટે મી. એસ્કવીથે ઈ. સ. ૧૯૧૧ માં પાર્લામેન્ટના સુધારાનો ખરડો આમની સભામાં પસાર કરાવ્યો, અને તે અમી-રોની સભામાં મંજુરી માટે મોકલ્યો. પણ અમીરોની સભાએ તે પસાર કર્યો નહિ. તેથી લોકમત જાણવા માટે પાર્લામેન્ટ ફરીવાર બરખાસ્ત કરવામાં આવી. નવી ચુંટણીમાં પણ લિબરલ પક્ષનીજ બહુમતિ થઈ, અને પાર્લામેન્ટ એકટનો ખરડો આમની સભાએ પસાર કર્યો. મુખ્ય પ્રધાન મી. એસ્કવીથે રાજાની સંમતિથી જાહેર કર્યું કે અમીરોની સભામાં તે ખરડાનો વિરોધ કરવામાં આવશે, તો રાજા બીજા અમીરો બનાવીને તે ખરડો પસાર કરાવશે. આથી ગભરાઈ જઇને અમીરોએ તે ખરડો પસાર કર્યો.

આ કાયદાથી અમીરોની આર્થિક બાબતોનાં ખર-ડામાં ફેરફાર કરવાની કે તેને નામંજુર કરવાની સત્તા

લઈ લેવામાં આવી. તે સિવાય બીજો કોઇ ખરડો આમની સભા કાંઇ પણ ફેરફાર વગર બે વર્ષની અંદર ઉત્તરોત્તર ત્રણ બેઠકોમાં પસાર કરે, તો તેને અમીરો સંમતિ ન આપે તોપણ રાજાની સહીથી તે કાયદો બની શકે છે: વળી પાર્લામેન્ટની મુદત સાત વર્ષની હતી તે ઘટાડીને પાંચ વર્ષની કરવામાં આવી.

આ કાયદાથી પાર્લામેન્ટમાં આમની સભાની સત્તા સર્વોપરિ બની છે, અને અમીરોની સભાની સત્તા ઘણી ઓછી થઇ ગઇ છે.

## (૨) રાજાનું વર્ષાસન.

### The Civil List.

ઇંગ્લાંડના રાજાને અને રાજ્યકુટુંબનાં માણસોને આપવામાં આવતું વર્ષાસન, તેમના ખાનગી નોકરોને આપવામાં આવતો પગાર તથા બીજા પરચુરણ ખર્ચને અંગે આપવામાં આવતી રકમ પાર્લામેન્ટ મંજુર કરે છે. તે રકમને "સિવિલ લીસ્ટ" કહે છે. ઈ. સ. ૧૬૮૯ માં પાર્લામેન્ટે "સિવિલ લીસ્ટ અને એપ્રોપ્રીએશન ઓફ સપ્લાઇઝ" નો કાયદો પસાર કરી રાજાનાં વર્ષાસનની તથા રાજવ્યવસ્થા માટેના ખર્ચની રકમની વ્યવસ્થા કરી. ત્યાર પછી રાજાના ખાનગી ખર્ચને માટે તથા તેના ખાનગી નોકરોના પગારને માટે પાર્લામેન્ટ દર વર્ષે એક રકમ મંજુર કરે છે, જુદા જુદા રાજાઓના વખતમાં આ

રકમમાં વધારો કે ઘટાડો કરવામાં આવતો. પહેલાં રાજાને પોતાની ખાનગી માલીકીની જાગીરો હતી; તેનાથી તેને પોતાનાં ખર્ચની રકમ મળતી હતી. પણ મહારાણી વિક્ટોરીઆએ "ડચી ઓફ લેંકેસ્ટર એન્ડ કોર્નવોલ" જેની વાર્ષિક ઉપજ ૧૪૦૦૦ પૌંડ છે, તે સિવાયની બધી જાગીરો પાર્લામેન્ટને સોંપી દીધી. તેના બદલામાં પાર્લામેન્ટે સીવિલ લીસ્ટની રકમમાં વધારો કર્યો છે. સાતમા એડવર્ડના વખતથી રાજાને સિવિલ લીસ્ટના વાર્ષિક ૪૭૦૦૦૦ પૌંડ મળે છે. તે ઉપરાંત રાજ્યકુટુંબના માણસો પૈકી રાણી, કુંવરો અને કુંવરીઓને પણ વર્ષાસન મળે છે.

## (૩) પ્રિવી કાઉન્સિલ.

### The Privy Council.

પ્રીવી કાઉન્સિલનો અર્થ રાજાને ખાનગી સલાહ આપનારૂં મંડળ થાય છે. ઘણા પ્રાચીન કાળથી આવી જાતનું મંડળ ઇંગ્લાંડમાં હતું; પણ તે જુદાં જુદાં નામોથી ઓળખાતું.

૧૫મા સકાથી તેનું નામ પ્રીવી કાઉન્સિલ પડયું. ત્રીજા હેનરીના સમયમાં ઘણો ખરો રાજ્યકારભાર આ મંડળના હાથમાં હતો. જ્યારે આ મંડળના સભ્યોની સંખ્યા ઘણી વધી પડી, ત્યારે રાજાના ખાસ માનીતા અને વિશ્વાસુ લોકોને આ મંડળમાં નીમવાની પદ્ધતિ શરૂ થઈ. તે સમયે રાજાની સત્તા અમર્યાદિત હોવાથી

પ્રીવી કાઉન્સિલ રાજાના સંપૂર્ણ કાબુમાં હતી. ટ્યુડર રાજાઓએ પોતાનો સર્વ કારભાર આ કાઉન્સિલ મારફત ચલાવ્યો હતો, પરંતુ જેમ જેમ રાજાની સત્તા ઘટતી ગઈ, તેમ તેમ પ્રીવી કાઉન્સિલનું મહત્વ પણ ઘટતું ગયું.

રાજા આ કાઉન્સિલમાં દેશના કોઈ પણ દરજ્જાના માણસોની નીમણુંક કરે છે. રાજ્યકુટુંબના માણસો, આર્ચબિશપો, લંડનનો બિશપ, આગલા તેમજ ચાલુ પ્રધાનો અને મુખ્ય ન્યાયાધીશો, બ્રિટીશ સામ્રાજ્યના દેશોમાંથી કેટલાક પ્રસિદ્ધ મુત્સદ્દીઓ વગેરે આ મંડળના સભ્યો હોય છે. હાલ તેની સંખ્યા ૩૦૦ જેટલી છે. આ કાઉન્સિલના સભ્યો પોતાના નામ પહેલાં "રાઇટ ઓનરેબલ, અને નામ પછી "પી. સી." (પ્રીવી કાઉન્સિલર) એ શબ્દો મુકવાનો અધિકાર ધરાવે છે. તેમની મુદ્દત તેમની હયાતી સુધીની હોય છે. આ કાઉન્સિલનો પ્રમુખ લોર્ડ પ્રેસીડન્ટ ઓફ ધી કાઉન્સિલ કહેવાય છે; તે પ્રધાનમંડળનો એક સભ્ય હોય છે.

પ્રિવી કાઉન્સિલને મુખ્યત્વે કરીને બે કામો કરવાનાં હોય છે:—(૧) રાજાને સલાહ આપવી, (૨) ન્યાય આપવો. પહેલું કામ પ્રધાનમંડળ કરે છે; કારણ કે પ્રધાનમંડળના સભ્યો આ કાઉન્સિલમાં હોય છે, તેથી પ્રધાનમંડળની સલાહ લેવી અને પ્રીવિ કાઉન્સિલની સલાહ લેવી તે સરખુંજ છે. ન્યાય આપવાનાં કામ માટે આ

## IMPORTANT QUESTIONS.

I What are the Prerogatives of the British Sovereigns? How will you show that they cannot be exercised against the wishes of the House of Commons? (B. U. 1927).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૫૮ પારેગ્રાફ ૨.

II What is the position of the Sovereign in the British Constitution? How does the stand in relation to the House of Commons so far as the exercise of his prerogatives is concerned? (B. U. 1931)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૫૮ પારેગ્રાફ ૨,

III What is a Cabinet? How was it instituted in England? How has it affected the responsibility of the Ministers? (B. U. 1929).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૬૧ પારેગ્રાફ ૧-૨.

IV What is meant by Cabinet Government? What can you say about the responsibility of the Ministers in England at the present time? (B. U. 1929)

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૬૧ પારેગ્રાફ ૧–૨.

V What are the priniciples observed in the appointment of Cabinet ministers ? Write what you know of the responsibility of the ministers before and after the Revolution of 1688. ( B. U. 1927 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૬૨ પારેગ્રાફ ૨

VI What is the position of the Prime Minister in the British Constitution ? State his functions.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૬૮ પારેગ્રાફ ૫.

VII What are the relations between the Prime Minister and (a) the Cabinet (b) the Honse of Commons ?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૭૦ પારેગ્રાફ ૬.

VIII Write what you know of the constitution, functions and powers of the Houses of Commons. What are the relations between the two Houses of Parliament in the matter of money-bills and ordinary bills ? ( B. U. 1928 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૭૧ પારેગ્રાફ ૧.

1X What are the constitution, functions and powers of the House of Lords? State its utility.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૭૫ પારેગ્રાફ ૩.

X Describe the procedure by which a bill becomes law in the British Parliament?

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૭૮ પારેગ્રાફ ૪.

XI What causes led to the Parliament Act of 1911, and what changes did it introduce? ( B. U. 1930 ).

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૮૦ પારેગ્રાફ ૧.

XII Write notes on:—Civil List ( B. U. 1926 ), ( 2 ) Privy Council, (3) The Three Estates of the Realm. ( 4 ) The Speaker.

ઉત્તર માટે જુઓ પૃષ્ટ ૩૮૩ પારેગ્રાફ ૨, પૃષ્ટ પારેગ્રાફ પૃષ્ટ ૩૮૪ પારેગ્રાફ ૪, પૃષ્ટ ૩૮૬ પારેગ્રાફ ૨.



